# શાહજાદી અને ભીખારી

ઈંગ્લંડના રાજવંશનો એક અદ્‌ભુત ઇતિહાસ.

---

અંગ્રેજીપરથી તયાર કરનાર

**EPOCH.**

---

अघटित घटना जैसी रचना, दुर्दैव है अवकारी;
निराधार भये वनमांहि, मूर्ख बने दुरचारी;
कर्म तणी गति न्यारी.

हिन्द कवि.

"ગુજરાતી" પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું. ૧૯૦૪.

**વિનોદનો સાગર** નામે લેખક **માર્ક-ટ્વિન**, જે આ ગ્રંથનો મૂળ કર્ત્તા છે તે ગ્રંથના આરંભમાં આ ગ્રંથની ઉત્પત્તિ સંબંધે આ પ્રમાણે લખે છેઃ-"આ વાર્ત્તા જે માણસે મને કહી તેને તેના પિતાએ કહી હતી, તે પિતાને વળી તેના પિતા તરફથી અને એમ ક્રમાનુસાર પિતા તરફથી પુત્રને કહેવામાં આવતાં તે ત્રણસો કરતાં વધુ વર્ષથી જલવાઈ રહી છે, તે ઐતિહાસીક હોય, કદાચ તે પુરાણીક હોય કે કદાચ દંતકથા પણ હોય. તે બની હોય કે ના પણ બની હોય, પણ છે તો બની શકે તેવીજ. પ્રાચીનકાળમાં ડાહ્યા અને ભણેલાઓએ તેને ખરી માની હોય; અભણ અને ભોળા માણસોએ તેના ઉપર પ્રીતિ કરી તેને ખરી માની હોય," એમ પણ હોય. અને આ જમાનાના માણસો એમ પણ સાર ખેંચતા હોય કે, જે મોટા ઓદ્ધાઓ માટે દેશીઓ નાલાયક છે તેઓ પણ જોખમકારી કાર્ય કરી શકે, અને તેઓ મોટાની લાયકાત દર્શાવી સર્વને આશ્ચર્યચકિત બનાવી મુકે; અને તેઓ એવો પણ વિચાર ધરાવતા હોય કે 'બેઠેલો તે ઉભાની ગતિ શી જાણે,' તેમ પ્રજાને શી પીડાઓ છે, તેઓપર કાયદાનો ને સત્તાનો અમલ કેવા ધોરણે ચાલે છે ને તે સુખકર છે કે દુઃખકર છે તે ઉપરી અમલદારે અંધાર પીછોડો ઓઢી, જાતિ અનુભવ મેલવ્યા વગર યથાર્થ જ્ઞાન મલી શકે નહિ, એ સર્વે બનવા યોગ્ય છે.

# અનુક્રમણિકા.

# શાહજાદો અને ભીખારી.

## પ્રકરણ ૧ લું.

### શાહજાદો અને ભીખારી—એકે દિવસે જન્મ.

ઇસ્વી સનની ૧૬ મી સદીની અર્ધવચમાં શરદઋતુની એક રળિયામણી રાત્રિના લંડનનાં પ્રાચીન પરામાં કેન્ટીનાં નામથી જાણીતાં એક રાંક કુટુંબમાં એક પુત્રનો પ્રસવ થયો. 'ચલિયાં ત્યાં ચારો નહીં' એ કહેતી પ્રમાણે કેન્ટી કુટુંબની સ્થિતિ હતી; તેથી આ નવા પુત્રના જન્મથી કુટુંબમાં કશો ઉત્સાહ નહોતો, પણ ઉલટું એમ ઇચ્છવામાં આવ્યું કે તારી જરૂરજ શી હતી, કે અહિંયા આવ્યો?

એજ દિવસે ઇંગ્લંડનાં રાજકુટુંબ, ટયુડરના કુળમાં પણ એક પુત્રનો જન્મ થયો હતો. તે બાળક રાજકુલદીપકના જન્મથી વધામણાં દેવાં યાં, કેમકે ત્યાં તેની જરૂર હતી. ઇંગ્લંડની સમગ્ર પ્રજાને પણ તેની જરૂર હતી. ઇંગ્લંડની આખી પ્રજા પોતાના રાજકુટુંબમાં આવા એક પુત્રના જન્મ માટે ઉત્સુક હતી, એટલુંજ નહીં પણ પોતાની ઇચ્છા પ્રપૂર્ણ થવા માટે વખત બે વખત, ઇશ્વર પ્રાર્થના પણ કરતી હતી. હમણાં તેમની લાંબા કાળની ઇચ્છા ઇશ્વરે પાર પાડી ત્યારે પ્રજાના હર્ષનો પાર રહ્યો નહીં. પ્રજા હર્ષ ઘેલી થઇ ગઇ હતી. એ શુભ દિવસે સમગ્ર પ્રજાએ એક અસાધારણ ઉત્સવ પાળ્યો, જ્યાં ત્યાં ખાવાપીવાનું, નાચ રંગના ઝમકારા ઉડી રહ્યા, અને દિવસોના દિવસો સુધી તે આનંદ ચાલુ રહ્યો. જેમ દિવસોના લંડન શેહેર, ધજાપતાકાઓ, તોરણ, અને વાજંત્રના ગગડાટોથી જોવા લાયક થઇ પડ્યું હતું, તેમ રાત્રે, રોશની, મોજ મુજરા, નાચ રંગ, આતશબાજીઓ અને નાટક ચેટકથી રંગભૂમિ સરખું દેખાતું હતું. દેશમાં, આ નવા રાજપુત્રના જન્મની વાત શિવાય બીજી કશી વાત સંભળાતી નહીં. જ્યાં જાઓ ત્યાં તેનીજ વાત; હોટલોમાં કે કારીખાનાઓમાં પણ તેનીજ વાત, અને ધરેઘર તેનીજ સલામતીના ગાનો થતાં હતાં. જેટલી આ પુત્રની જરૂર ઇંગ્લંડને હતી, તેટલીજ બલ્કે તેથી પણ વધારે કાળજીથી તેનું જતન કરવામાં આવતું હતું. સાટીન અને રેસમના કપડાંઓમાં તેને લપેટીને રાત ને દિવસ, તેને—ટયુડર વંશના આ શાહજાદા પ્રિન્સ આફ વેલ્સને—ઉછેરવાની પૂરતી કાળજી રખાઇ હતી.

વખત કાઢતો, એટલે તેને મનથી તો એમજ હતું કે હું નવું કશું કરતો નથી. ભીખ માંગવાનો ધંધો તેને શીખવવામાં આવેલો હોવાથી, રાત્રે ઘેર જવાનો વખત થતાં તે એટલુંજ સમજતો કે જો હું ખાલી હાથે ઘરમાં જઇશ તો મારો બાપ મારી તરફ ગુસ્સે થશે અને કદાચ ઠોકશે, પણ તેમાં તેને ધીરજ હતી કે, જ્યારે તેનો બાપ એ પ્રમાણે ચોંડે ચ-ઢશે ત્યારે તેની દાદી વચ્ચે પડી તેને તેના હાથમાંથી છોડાવશે, અને વળી મોડી રાત્રે તેની મા પોતે કાંઇ માંગી લાવી હશે તેમાંથી પોતે ભુખી રહીને પણ એકાદ સુકો લુખો પાંઉનો ટુકડો પણ તેને વહાલ કરીને ખવાડશે; તો જો કે એવું વહાલ બતાવવા માટે ટોમનો બાપ તે બાપડીને જ્યારે ત્યારે હલકી કરી નાંખવાને ચુકતો હતો નહીં.

ગમે તેમ હોય, પણ હુનાળામાં ટોમના દિવસ ઠીક પસાર થતા. આ સમયે ભીખ માટેના સરકારી કાયદા તથા સજા બહુ આકરી હોવાથી, બાપડો ટોમ પોતાનું પેટ ભરાય તેટલુંજ કથાવટીએ માંગી લાવતો, અને બાકીનો જે વખત મળતો તે વેળા તે પડોસમાંના પેલા બુઢા પાદરી બાવાના ઘરમાં જઇ બેસતો અને તેને મોહોડેની જીન અને પરિયાંઓની વાર્તાઓ સાંભળી ગમત મેળવતો. પાદરીબાવા પણ પોતાનો કાળ નિર્ગમન કરવાને સારી તક મળતી જોઇ, હાથ વેહેંતિયાં અને રાક્ષસોની, ભૂત, પલીતની કે, જાદુઇ કિસ્સાઓની અને નઠારા કે સારા રાજા પાદશાહોની વાર્તાઓ અને તેમાંથી મળતું તાત્પર્ય સમજાવી ગમત લેતો; અને તેમાં તે પોતાનું સઘળું આગલું પાછલું દુઃખ વિસરી જતો હતો. કોઇ કોઇ દિવસો તે કલાકના કલાક સુધી રાજા પાદશાહોની વાતો કહેતો, ને તેમાં એટલો તલ્લિન થઇ જતો કે રાત્રે પોતાનાં ખીછાના ઉપર પડયા પડયા, પડેજ કોઇ મોટા રાજનો કે મુલકનો બાદશાહ બની ગયો હોય અને ઠાઠમાઠ ને દોરદમામ ચલાવતો હોય તેવા સ્વપ્ન પણ જોતો. નાહનો ટોમ પણ આ વાતોથી ભ્રમિત ચિત્ત થઈ ગયો હતો અને રાજકાજની તથા ઠાઠમાઠની ગપસપો સાંભળી સાંભળી તેને એવું મન થયું કે હું રાજા તો નથી, રાજા થવાનોએ નથી, પણ શું એક ખરા રાજાને જોવાને પણ ભાગ્યશાલી નથી કે ? એકવાર પોતાનો આ મોટો વિચાર તેણે, પોતા-ની પોળના પોતાના લંગોટિયાંઓ આગળ જાહેર કર્યો, એટલે તેઓ તો તે સાંભળીને પેટ પકડી પકડીને હસ્યા અને ટોમની ખૂબ મશ્કરી કર-વા લાગ્યા. એક બોલ્યો, "વાહ ! વાહ ! મારા ટોમ સાહેબ તમે તો ત્યારે રાજા થવાના કે ?" બીજો બોલ્યો, "વાહ ! ભાઇ ટોમ ! તમે રાજા બનશો ત્યારે મને તો તેડાવજો પડશે જો !" આવી આવી મશ્ક-રીઓ થવાથી બાપડો ટોમ લગાર શરમાઇ ગયો અને રાજાને જોવાનો પોતાનો વિચાર પોતાના હૃદયમાં છુપાવી રાખ્યો.

બુઢા પાદરી આગળ જઇ બેસતો ત્યારે ટોમ વારંવાર ત્યાં પડેલી જુની પુરાણી ચોપડીઓ લઇ તેના પાના ઉથલાવતો અને કંઇ નહીં સમજ પડે તે પાદરીબાવા પાસે ખુલાસો માંગતો. પાદરીની વાતોથી અને આવી આવી ચોપડીઓ વાંચતાં તેના મગજમાં ફેરફાર થઇ ગયો. એ ફેરફાર તેને બહુ ભારી પડવા માંડયો. પોતાનાં ચીથરેહાલ કપડાં, પોતાની દરિદ્રતા વગેરેના તેને વિચાર આવવા માંડયા અને લગાર સારાં કપડાં અને સારી સ્થિતિમાં પોતે હોય તો કેવું સારૂં એવી ઇચ્છા થવા લાગી. ઘડીભર આવા વિચારો તેના મનમાં આવતા, પણ બીજીજ પળે તે પોતાના લંગોટિયાઓ જોડે કાદવ કીચડમાં રમીને ગમત મેળવવા ઉતરી પડતો. બીજા ગોઠિયાઓ જ્યારે ટેમ્સ નદીના કીનારા આગળ પાણીમાં પડીને કાદવથી ખરડાતા, એક બીજાને કાદવથી રગદોળતા કે પાણી ઉરાડી ગમત મેળવતા, ત્યારે આપણો આ ટીંગુજી ટોમ વિચાર કરતો કે, પાણીથી તો શરીર સાફ અને સોજું થાય છે, તેથી તે નદીમાં આંગ ચોળી ચોળીને સાફ પણ કરતો. ચીપસાઇડમાં મેપોલ આગળ ભરાતા મેળાઓમાં કે ત્યાંથી પસાર થતા બનાવો ઉપર ટોમ ઘણીકવાર પોતાનું ધ્યાન દોડાવતો. ઉનાળાના એક દિવસે એનએસ્કુ અને બીજા ત્રણ જણને સ્મીથફીલ્ડમાં સળગાવી મુકવામાં આવ્યા. જેમને એક ધર્મગુરૂ, એ સ્થિતિમાં બોધ દેવા હાજર થયો હતો તેના ઉપર તેનું ધ્યાન દોડયું અને તે બધું શા કારણે થતું હશે એવા એવા અનેક ખ્યાલોથી તેના મગજમાં ચમત્કારિક ફેરફાર થવા માંડયો.

ધીમે ધીમે વાંચનથી અને સ્વપ્નાંઓથી તેના મગજ ઉપર એવી અસર ઠસી બેઠી કે, અદ્રશ્ય રીતે તેણે રાજકર્ત્તા સરખો દમામ ભજવવા માંડયો. તેની વાતચીતમાં અને રીતભાતમાં ન ધારેલી રીતે વિચિત્ર પ્રકારનો રાજવિવેક અને દરબારી અદબઅદા દાખલ થઇ ગયા. એ જેમ જેમ તેના ગોઠિયાઓના જોવામાં આવતું તેમ તેમ તેમની મશ્કરીનો તે બાપડો ભોગ થઇ પડતો. તેમની ગમે તેટલી મશ્કરી અને ઠઠોલીઓ છતાં, ટોમ પાછો હઠયો નહીં, અને જ્યારે સઘળાઓએ તેને મક્કમ જોયો ત્યારે જાણે તેઓ પણ તેના હુકમમાં રહેવા લાગ્યા, એટલુંજ નહીં પણ થોડાજ વખતમાં તેઓ માનવા લાગ્યા કે ટોમ આપણા કરતાં કાંઇક ચઢતો છે. પાદરીએ સંભળાવેલી રાજાપાદશાહોની વાતો કે તેની એકાદ જુની પૂરાણી ચોપડીમાંથી કાંઇ જાદુઇ ચમત્કારની વાત વાંચી તે જ્યારે પોતાના સોબતીઓ આગળ તે કહી સંભળાવતો ત્યારે તેઓ તેને કોઇ મહાન પુરૂષ સમજી, માન આપતા. તેનાં આ પરાક્રમોની વાખવાખી તેઓ વળી પોતાનાં ઘરમાં, મોતાનાં માબાપ આગળ કરવા લાગ્યા, એ-

હવે ટોમ કેન્ટીની વિખ્યાતી તો આપમેળે આખા મોહલ્લામાં વધવા માંડી. તેઓ સર્વ કોઇ તેની બાહોશી અને અજાયબ સરખા ખવાસની સ્તુતિ કરવા લાગ્યાં. તેને બહુ બાહોશ જોઇને કેટલાક ઉમરે પુગેલાં માણસો પોતાને કોઇ ચીજ નહી સમજણ પડે તેના ખુલાસા પણ ટોમ પાસેથી મેલવવાની ઇચ્છા ધરાવે; અને પોતાની બાહોશી અને જ્ઞાનને આધારે તે જે ખુલાસા કરે તે ગમે તો ખોટા હો કે ખરા, પણ લોકોનો તેપર પૂરવિશ્વાસ બેસે અને તેની હુશિયારીનાં વખાણ કરે. આ પ્રમાણે તે આખી પોલમાં એક મોટો જ્ઞાની સરખો થઇ પડયો; પણ કમનસીબે તે બાપડાનાં એટલાંજ કે તેના પોતાના ઘરમાંજ કોઇ તેને ગણકારતુ નહીં; કારણ તે લોકોનેજ આપડા ટોમમાં કાંઇ અસાધારણ લાગતુ નહતુ.

ટોમ સાહેબનું આ તો ફુંકે ફાટયું અને પોતાના ગોઠિયાઓમાં ખબ મોટા ભા થઇ પડયા. ખાનગી રીતે પોતાના ગોઠિયાઓની તેમણે એક બાદશાહી દરબાર ઉભી કરી; પોતે રાજા થયા, અને કોઇ ગોઠિયાને ગાર્ડ, કોઇને ચેમ્બરલેન, કોઇને ઘોડાવાળો, કોઇને લાર્ડ અને લેડીઓ અને કેટલાકોને બાદશાહી કુટુંબીઓ ઠરાવ્યા. દરરોજ ટોમની આ દરબાર ભરાતી અને તેમાં ટોમ સાહેબ રાજા તરીકે આવીને બીરાજમાન થતા, તેમને બાદશાહી દબદબા પ્રમાણેનું માનપાન આપવામાં આવતુ; દરરોજ એ બાદશાહી કાઉન્સીલમાં રાજદરબારી સવાલો ઉપર વાદવિવાદ ચલાવવામાં આવતો અને દરરોજ એ નામદાર જૂદી જૂદી આજ્ઞાઓ ખરીતા વગેરે પોતાના લશ્કરી કે નૌકા અમલદારો, સુબાઓ વગેરે માટે બહાર પાડતા.

દરબારનું કામ ખલાસ થતુ કે, પોતાના ચીથરેહાલ પોષાકમાં ટોમ સાહેબ પેટનું કરવા નિકળતા. અહીંથી તહીંથી એકાદ પૈ પૈસો કે પાઉના સુક્કા પાકા ટુકડા મલ્યા કે 'ચાલ ભાઇ પોઇસ' કરીને પાછા પોતાનાં સ્વપ્નાંવત્ દેખાવોની આગેવાની લેતા.

જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ એક ખરા રાજાને જોવાની તેની ઇચ્છા વધારે ને વધારે બળવાન થતી ગઇ, અને પોતાની જીંદગીનો જાણે તેજ એક હેતુ હોય તેમ જ્યાં જતો કે બેસતો ત્યાં એની એજ વાત કરતો.

જાનેવારી મહીનામાં એક દિવસે તે પોતાની ભિક્ષાવૃતિએ નિકળેલો, ચીથરેહાલ અને ઉઘાડે પગે ભટકતો ભટકતો છેક મીનસીંગ લેન અને અને લીટલ ઇસ્ટચીપના દૂરનાં મોહલ્લાઓમાં જઇ ચઢયો. ત્યાં આવેલાં ભઠીયારખાનાઓની બારીઓમાં આમ તેમ ડોકીયાં કરતાં એકાદ સોહરાયલા સુકાયલા સમોસા તરફ કે કોઇ બીજા ખાવાના પદાર્થ તરફ નજર દોડાવતો, કારણ તેને મનથી તે ચીજ તો ફરેસ્તાઓને પણ મ-

જેવી દુર્લભ ગણાતી, અને તેમાં નવાઇ પણ શી? તેની સુગંધથી તેને જીવ લપલપ થતો. પણ કંઈ વસ્યું નહી એટલે ભુખ્યો ને ભુખ્યો પાછો ઘરભણી વળ્યો. એ દિવસે આખો વખત ઝરમર ઝરમર વરસ પડયો હતો અને ભટકતાં ભટકતાં તે સઘળો તેણે દીલ ઉપર ઝીલ્યો હતો, એટલે રાત્રે તે ઘેર ગયો ત્યારે તમામ ભીંજાઇ તરબોળ થઇ ગ હતો. ઘેર જતાંજ તેને ભીંજાયલો અને મોડો આવેલો જોતાં, તેના બા જરા તરા વાળુંમાં ખાવાનું આપ્યું; પછી ગુપચુપ સુઇ જવાનો હુક કીધો. તે પોતાનાં ફાંકડા ખીછાના ઉપર જઇને પડયો, પણ આખે દિવસ તેની નજરે પડેલા દેખાવો વગેરે તેની આંખ આગળ રમ્ય કરતા હોવાથી તેને કેમે કરી ઊંઘ આવી નહી. તે જ્યારે ઉંઘાયો ત્યા જાણે પોતે જરજવાહીરમાં સજ થયેલો શાહજાદો છે, તેવાજ કોઇ રાજ વંશી મેહેલમાં ચોકી પહેરા વચ્ચે સુતો છે, સંખ્યાબંધ નોકર ચાકરે તેના હુકમો ઝીલી લે છે એવાં સ્વપ્ના તેને આવવા લાગ્યાં. પણ પ્રભાત થતાં જ્યારે જાગ્યો ત્યારે પોતાને જેવો ને તેવો ચીંથરેહાલ જોઇ તેણે પોતાની સ્થિતિ માટે રડવા માંડયું.

---

## પ્રકરણ ૩ જું.

### શાહજાદા જોડે મુલાકાત.

ભુખ્યો ડાંસ જેવો તે સુતેલો ઉઠયો અને ઘરમાં તો મહાપ્રસાદ હોયજ શાકે તે આરોગે? ભુખ્યો ને ભુખ્યો, રમતગમતમાં તે આમ તેમ ભટકયો, પણ તે ભટકવાડામાં પણ રાતના તરંગી સ્વપ્નાઓ-નોજ વિચાર આવતો હતો. તે શું કરે છે અને કયાં જાય છે તેનું તેને ભાન પણ નહોતું. હાવરા બાવરા જેવો ભટકતો જોઇને રસ્તે મળતા લોકો તેની મશ્કરી પણ કરતા, કદાચ એકાદ બે મશ્કરી પણ કાઢતા, પણ તે કશાથી બાપડા ટોમની શુદ્ધ ઠેકાણે આવતી નહિ. ભટકતાં ભટ-કતાં તે છેક ટેમ્પલ બાર સુધી જઇ લાગ્યો જેટલે દૂર સુધી તે કોઈ પણ દિવસે ગયો નહતો. ટેમ્પલ બાર નજરે પડતાંજ તે ક્ષણભર ચોંકીને વિચાર કરતો ઉભો. ટેમ્પલ બારની રાજ મહેલના સરખી વ્યવસ્થા જોતાંજ, પુનઃ તેના મનમાં પોતે રાજા બનવાના તરંગો આવવા માંડયા; અને તરંગમાં ને તરંગમાં સાથી તેણે ચાલવા માંડયું તે લંડનના કોટની બહાર નિકળી ગયો. સ્ટ્રાંડરોડ એ વેળા નધારેલી રીતે મોહલો બની ગયો હતો, એક બાજુ ઉપર ઘરોની નાહની હાર આવી રહી હતી, બીજી બાજુએ ઉમરાવોના મેહેલો આવ્યા હતા. ટોમ છેક આ અમીર મોહોલા

સુધી આવી લાગ્યો અને ચેરીંગ વીલેજનાં ગામડાનો દેખાવ નિહાલવા લાગ્યો. આગળા વખતના કોઇએક રાજાએ ત્યાં આગળ ઉભા કરેલા ક્રાસ આગળ તે ક્ષણભર બેઠો, પણ તેનું ચીત ઠેકાણે નહોતું–ત્યાંથી તેણે આગળ ચાલવા માંડયું અને વેસ્ટમીન્સ્ટરના મહેલ આગળ આવી પહોચ્યો. આ મહેલ જોતાંજ તે છક્ક થઇ ગયો. તેના રાક્ષસી સ્થંભો, ગગન મંડળ સાથે વાતોના તડાકા મારતુ તેનું શિખર, ચોતરફ આવેલી વિશાળ પાંખો, રાક્ષસી લોહમય ઝળહળ થતા કટેરા, દરવાજાની બંને બાજુ ઉપર બેસાડેલા ગ્રેનાઇટ પથરમાંથી કોરી કાઢેલા સિંહોનાં પૂતલાંઓ અને એવીજ બીજી બાદશાહી દોરદમામની નિશાનીઓ જોઈ, બાપડો ટોમ દંગ થઇ ગયો. ખરા રાજકર્તાને નજરે જોવાની તક આ ઠેકાણે મળશે કે કેમ તેના વિમાસણમાં પડયો. તે પોતાના મન સાથે બબડવા લાગ્યો કે 'આ મહેલ તો બેશક રાજાનોજ હોવો જોઇએ, અને શું હવે હું ખરા રાજાનાં દર્શન કરવાને ભાગ્યશાળી નહિ થાઉં? અહા ઇશ્વર! ધન્ય ઘડી ધન્ય દહાડો.'

ઝળહળ થતા દરવાજાની દરેક બાજુ ઉપર, શસ્ત્રબંધ, પણ ગતિ-વગરનાં, બાદશાહી દોર અને દમામવાળા લશ્કરીઓનાં પૂતળાં ઉભાં કરવામાં આવેલાં હતાં, અને તેને પગથી માથા સુધી ચકચકતાં સ્ટીલનાં બખતરો પેહરાવેલાં હતાં. દરવાજાથી થોડેક છેટે ઘણાક ગામડીયા લોકો કે શેહેરમાંથી આવેલા માણસો જો તક મળે તો રાજાનાં દર્શન કરવાની ઇચ્છાથી ભેગાં થયાં હતાં. આ દરવાજા ઉપરાંત બીજા મોટા અનેક દરવાજાઓ ટોમના જોવામાં આવ્યા; ત્યાં ભપકાદાર રસાલા સાથની ભપકાદાર ગાડીઓની આવજાની ધમચકરી ચાલી રહેલી હતી. ટોમ બાપડો ધીમે ધીમે પગલાં ઉપાડતો પોતાના ચીથરેહાલ પોષાકમાં પહેરેગીરો નજદીક આવી લાગ્યો. તે વેળા તેનું અંતઃકરણ આશામાં ને આશામાં ધડકધડક થતુ હતુ. હજુ તો તે મેહેલની બારીઓમાં નજર કરતાં ડગ-મગતે ડગલે પગલાં ભરે છે તેટલાંજ ઓચિંતાં એક બારીના સોનેરી કટેરામાંથી એવો એક દેખાવ નજરે પડયો કે જે જોતાંનેવાર તેણે પો-તાના હૃદયના આનંદનો ઉભરો વિજળીની પેઠે બહાર પાડયો. તેણે શું જોયું? સુંદર વદનનો એક નાહનો છોકરો, રમતગમત અને બહાર ફરવા જવાના પોશાકમાં, સાટીન અને રેશમનો ચકચકીત ઝભો પહેરી, જર-જહવેરાતથી ઝળહળ થતો, કમરે તેવીજ રત્નજડીત કટારી અને તરવાર લટકાવેલો, પગમાં ઉંચી એડીનાં અરધાં બૂટ સાથે, માથાં ઉપર સુંદર ફુમટાંદાર ટોપી ઘાલેલી છે, તેવો તેના દીઠામાં આવ્યો. તેવાજ દમામદાર પોશાક સાથના ઘણાક મોટા માણસો તેની આજૂબાજૂ તેની તેહનાતમાં

ખડા હતા. હીરામોતી અને રેશમ સાટીનમાં મઢાયલા આ ઝળહળતા છોકરાને જોતાંજ ટોમના દીલમાંથી વિજળીનો ચમકારો પસાર થઇ ગયો અને બીજીજ પળે તે પોકારી ઉઠયો, 'અહા! પરમેશ્વરે ભીખારી છોકરાની પ્રાર્થના સાંભળી છે અને મને ખરા રાજાનાં દર્શન આપ્યાં છે.'

જેવા કૌતક સાથે ટોમે, પોતાની ઇચ્છા પાર પડેલી જોઇ તેવીજ તેના અંગમાં એક જાતનો આનંદ વ્યાપી રહ્યો અને બીજે પલે બીજીજ એક ઇચ્છા તેને ઉત્પન્ન થઇ કે, નજદીકમાં જઇને આ રાજબાળને સારી રીતે નિરખવો. પોતાની ઇચ્છા પાર પાડવાની પરમેશ્વરને વિનતી કરતો કરતો તે દરવાજા નજીક જવા આગળ ચાલ્યો કે તુરત ત્યાં પાહેરો ભરતા એક લસ્કરીએ તેને ગરદનમાંથી પકડી આંચકા સમેત, બેહાર બાજુએ ભેગાં થયલાં લોકોનાં ટોળાં તરફ ફેંકયો. બાપડા ટોમની આ અવસ્થા જોઇને લોકોએ તેની ખૂબ ઠઠોલી કરવા માંડી, અને ઉપરથી સિપાઇદાદાએ વળી ચોપરવંદી કરવા માંડી તે તો જૂદીજ. આ સઘળો બનાવ પેલા બાળક રાજાની નજરે પડયો હતો અને તે સઘળું તે ધ્યાનથી જોતો હતો. છેલા બનાવ જોતાંજ તેને પેલા લસ્કરી પહેરેગીર ઉપર ગુસ્સો ઉપજ્યો અને એવીજ ગુસ્સાભરી આંખો સાથે તેણે તેને ઠપકો આપવા માંડયો:—

"આવા એક ગરીબ છોકરા તરફ આટલી સખતાઇ બતાવવાની તેં કાં હિમત કરી છે? આ દેશના રાજા—મારા પિતાની એક ગરીબમાં ગરીબ પ્રજા પ્રત્યે આવી ચાલ ચલાવવાની તેં કેમ હિમત કરી છે? ખોલ દરવાજો, ખોલ એકદમ, અને તેને અંદર આવવા દે. શું તુ આંધળો છે? ભેગાં થયલાં લોકો મને માન આપવાને પોતાના માથા ઉપરથી ટોપીઓ કાઢી ઉભાં છે તે? શું તુ સાંભળતો નથી કે તેઓ પોકારે છે કે 'ચીરંજીવ રહો, શાહજાદા પ્રિન્સ આફ વેલ્સ?'

દરવાજા ઉપરના લસ્કરી પહેરેગીરો રાજબાળકના આ વચનથી ઠંગ થઇ ગયા; શરમથી તેઓએ પોતાનાં હથિયાર નમાવી માન આપ્યું, મેહેલના દરવાજા ઉઘાડી નાંખ્યા, અને આપણો ટોમ—ભીખારી રાજા—ખરા રાજા સાથે શેકહેન્ડ કરવાને પોતાના તેફે ચીંદરેહાલ પોષાકમાં અંદર દાખલ થયો, તે વેળા ફરીને તેઓએ નમન કર્યું.

ટોમને વિવેકથી અંદર બોલાવી શાહજાદાએ તેની શરમ અને બ્હીક દૂર કરવાને પ્રશ્ન કર્યો:—

"અલ્યા, તુ થાકેલો અને ભુંખ્યો દેખાય છે; તારા પ્રત્યે બેઅદબી ચલાવ્યામાં આવી છે; આવ મારી સાથે."

સંખ્યાબંધ દાસદાસીઓ રાજાના બોલ ઉપાડવાને ત્યાં ખડા હતા

"મારે ? તું આટલો નાજુક અને નાહનો છે છતાં ! સાંભળ ત્યારે, આજની રાત પડે તે પહેલાં તેને પેલા ટાવરમાં પકડી મંગાવીશ. મારો પિતા જે રાજા છે તે—"

"પરમેશ્વર તમારૂં કલ્યાણ કરો; સાહેબ—પણ તે ડોકરીનો હલકો દરજ્જો તમે તદ્દન ભુલી જાઓ છો. ટાવર તો માત્ર મોટાઓને માટે છે."

"ખચીતજ—તેનો તો મેં વિચારજ કર્યો નહિ ત્યારે તેને શું સજા કરવી તે હું હવે પછી વિચાર કરીશ. તારો બાપ તારી જોડે માયાથી વર્તે છે ?"

"નહિ, સાહેબ,"

"કદાચ બાપ તેમ વર્તે. મારા પિતાનો સ્વભાવ પણ છેક ઢીંગલીના જેવો તો નથીજ. તે પણ કોઇવાર પોતાનો ભારી હાથ ઉગામે પણ મારતાં અચકી જાય છે, પણ બુલી તો ચલાવેજ. વારૂ એ તો ઠીક; તારી મા કેવી છે ?"

"તે બહુ ભલી છે, સાહેબ, અને મને કદી સંતાપતી નથી; અને નાન તથા બેટ પણ તેના સરખીજ છે."

"તે બંનેની વય શું છે ?"

"પંદર વરસ, સાહેબ."

મારી બેહન લેડી એલીઝાબેથની વય ચૌદ વરસની છે, અને પેલી મારી પિત્રાઇ લેડી જેન ગ્રે તો મારી સમ છે, તે બંને સાદી અને માયાળુ છે; પણ મારી બેહન લેડી મેરી તો સદાની ઉદાસીન છે. અરે પણ હાં તારી બેહનો પોતાના ચાકરોને હસવાની મનાઇ કરે છે કે કેમ તે તો મને કહે."

"ચાકર? આહાહા! શું તમે એમ ધારો છો કે તેઓની સેવામાં ચાકર નફર છે?"

શાહજાદો થોડીક પળ વિચારમાં પડયો અને જાણે કાંઇ સ્મરણ આવ્યું હોય તેમ બોલ્યો:—

"પણ કાં નહિ? ત્યારે રાત્રે તેમના પોશાક વગેરે કોણ કાઢે છે અને સવારે પોશાક કોણ પહેરાવે છે?"

"કોઇજ નહિ, સાહેબ; તેઓમાં એવા તે શું પોશાક બસ્યા હોય કે તેની વાત?"

"શું તેમને પોશાકજ નથી?"

"અહા! રામરામ કરો સાહેબ! ખોદા તમને સલામત રાખે; તે બાપડીઓને વધુ પોશાકની જરૂર પણ શી? સાચુંજ બોલું તો તેમની પાસે બે પોલકાં પણ નથી."

"આ તો બહુ અજાયબ જેવું તું બોલે છે. માફ કરજે હો. હું

તેઓને આ બનાવ બહુ હાસ્યકારક અને લજ્જાસ્પદ સરખો લાગ્યો, અને તેઓ શાહજાદાને વારવા ગયા, પણ શાહજાદાએ એક રાજવંશી હુકારાથી સઘળાઓને દૂર કરી ચૂપ રાખ્યા. શું થાય છે તે જોતા સઘળાઓ ત્યાં ને ત્યાં પૂતળાં જેવા ખડા થઇ રહ્યા. શાહજાદો એડવર્ડ, ટોમને મેહેલમાંના એક અતિ સુંદર શણગારેલા ઓરડામાં લઇ ગયો, જેને તે પોતાનો ખાનગી ઓરડા તરીકે ઓળખતો હતો. આંખના એક પલકારા સાથનો હુકમ થતાં ત્યાં આગળ ઉંચુ ભોજન લાવી ટોમ આગળ મુકવામાં આવ્યું જે તેણે તો શું પણ તેની સાત પેહડીમાંના કોઇએ ચાખ્યું તો નહિજ પણ જોયુંએ નહિ હોય. રાજવંશી પહરોણાની સેવા મદારત કરવાને તાજીમતવાજો કરીને સેંકડો ચાકર નફરો ત્યાં ઉભા હતા તે સઘળાને એડવર્ડ વિદાય કરી દીધા. અને ટોમને ધીમેસથી ભોજન કરવા સમજાવ્યો. ભુખ્યો ડાંસ થઇ રહેલો ટોમ, ઉપરાઉપરી કોળીયા ભરવા લાગ્યો અને તે વેળા શાહજાદાએ તેની જોડે આ પ્રમાણે વાતચીત કરવા માંડી:—

"છોકરા, તારૂં નામ શું છે?

"મારૂં નામ ટોમ કેન્ટી છે, કેમ ઠીક છે કે નહિ, સાહેબ.?"

"કાંઇક વિલક્ષણ છે; તું ક્યાં રહે છે?"

"શેહેરમાં, સાહેબ; પુડીંગ લેનની બહારની, આફળ પોળમાં."

"આફળ પોળ શું? એ વળી બીજું વિલક્ષણ નામ છે. તારા માતપિતા જીવે છે કે?"

"માતપિતા જીવે છે સાહેબ, મારી એક દાદી પણ છે. સાહેબ; જે મારા તરફ બહુ મમતાળુ છે; પ્રભુ મને ક્ષમા કરે—બે જોડીયા બેહનો છે. એકનું નામ "નાન" અને બીજીનું નામ "બેટ" છે, સાહેબ."

"ત્યારે તારી દાદી તને ચાહાતી નથી એમજ હું માનું કે?"

"બીજા કોઇને પણ તે ચહાતી નથી, એવી નાપાક છે નામવર સાહેબ. તેનું અંતકરણ પાપી છે અને આખો દિવસ કુતર્ક પણ તેવાજ કરતી રહે છે."

"ત્યારે તારી ખબર પણ લે છે કે?"

"શું કહું સાહેબ? ઉંઘમાં પડે કે છાકટી થાય તેટલોજ વખત તેણીનો હાથ સંખણો રહે છે, પણ સાવધ થઇ કે તેનો હાથ ચાલુ ને ચાલુજ."

આ સાંભળીને શાહજાદાની આંખમાં ગુસ્સો ચઢયો અને પોકારી ઉઠયો, "શું તને મારે છે કે?"

"બેશક, મારા મેહરબાન."

"મારે ? તુ આટલો નાજુક અને નાહનો છે છતાં ! સાંભળ ત્યારે, આજની રાત પડે તે પહેલાં તેને પેલા ટાવરમાં પકડી મંગાવીશ. મારો પિતા જે રાજા છે તે--"

"પરમેશ્વર તમારૂં કલ્યાણ કરે; સાહેબ-પણ તે ડોકરીનો હલકો દરજ્જો તમે તદ્દન ભુલી જાઓ છો. ટાવર તો માત્ર મોટાઓને માટે છે."

"ખચીતજ-તેનો તો મેં વિચારજ કર્યો નહિ ત્યારે તેને શું સજા કરવી તે હું હવે પછી વિચાર કરીશ. તારો બાપ તારી જોડે માયાથી વર્તે છે?"

"નહિ, સાહેબ,"

"કદાચ બાપ તેમ વર્તે. મારો પિતાનો સ્વભાવ પણ છેક ઢીંગલીના જેવો તો નથીજ. તે પણ કોઇવાર પોતાનો ભારી હાથ ઉગામે પણ મારતાં અચકી જાય છે, પણ ભુલી તો ચલાવેજ. વારૂ એ તો ઠીક; તારી મા કેવી છે?"

"તે બહુ ભલી છે, સાહેબ, અને મને કદી સંતાપતી નથી; અને નાન તથા બેટ પણ તેના સરખીજ છે."

"તે બંનેની વય શું છે?"

"પંદર વરસ, સાહેબ."

મારી બેહન લેડી એલીઝાબેથની વય ચૌદ વરસની છે, અને પેલી મારી પિત્રાણુ લેડી જેન ગ્રે તો મારી સમ છે, તે બંને સાદી અને માયાળુ છે; પણ મારી બેહન લેડી મેરી તો સદાની ઉદાસીન છે. અરે પણ હં! તારી બેહનો પોતાના ચાકરોને હસવાની મનાઇ કરે છે કે કેમ તે તો મને કહે."

"ચાકર? આહાહા! શું તમે એમ ધારો છો કે તેઓની સેવામાં ચાકર નફર છે?"

શાહજાદો થોડીક પળ વિચારમાં પડયો અને જાણે કાંઇ સ્મરણ આવ્યું હોય તેમ બોલ્યો:—

"પણ કાં નહિ? ત્યારે રાત્રે તેમના પોશાક વગેરે કોણ કાઢે છે અને સવારે પોશાક કોણ પેહેરાવે છે?"

"કોઇજ નહિ, સાહેબ; તેઓના એવા તે શું પોશાક બલ્યા હોય કે તેની વાત?"

"શું તેમને પોશાકજ નથી?"

"અહા! રામરામ કરો સાહેબ! ખોદા તમને સલામત રાખે; તે બાપડીઓને વધુ પોશાકની જરૂર પણ શી? સાચુંજ બોલું તો તેમની પાસે બે પોલકાં પણ નથી."

"આ તો બહુ અજાયબ જેવું તુ બોલે છે. માફ કરજે હો; હું

"ભલા છોકરાઓ, તમારા માસ્તરને જઇને કહો કે, શાહજાદો એડવર્ડ પ્રિન્સ આફ વેલ્સ તારી જોડે વાત કરવા માંગે છે."

આવો ચીંથરેહાલ, ઉઘાડે પગીઓ છોકરો તે વળી શાહજાદો કેમ હોય એવી શંકા સર્વ છોકરાઓને કુદરતીજ થઇ, અને તેથી તે સઘળાઓ એકદમ મોટે અવાજે ખડખડ હસી પડયા અને લગાર લંપટ સરખો એક પોરિયો તો તે બાપડાનું પકવવા બોલ્યો:—

"ઠીક ઠીક તું શું તે નામદારનો કાંઇ સંદેશો લાવ્યો છે કે, ભીખારડા?"

આ કઠોર વચન સાંભળીને શાહજાદાના તો વાળેવાળ ખડા થયા, તેની આંખો ગુસ્સાથી લાલ ચોળ થઇ ગઇ અને પોતે જાણે કોઇને હમણાં હુકમ કરવા માંગતો હોય તેવો આવભાવ કરવા લાગ્યો, પણ હુકમ ઉપાડે તેવું તો કોઇ હતુંજ નહિ, ઓર ઉલટું તેના તે ચહેનચાળા જોઇને સઘળાઓ વળી મોટે અવાજે હસી પડયા; અને એક જણ તો બોલી ઉઠયો કે,

"અરે જૂઓ, જૂઓ, જાણે કમરે તરવાર બાંધી હોય અને જાણે પોતે ખરોજ શાહજાદો હોય તેમ કમર આગળ તરવાર લેવા હાથ કરે છે!"

આ ઠઠોલીથી સઘળા છોકરાઓ વધારે જોરથી હસ્યા અને તે જોઇને બાપડો શાહજાદો જરાક દમામ રાખી બોલ્યો કે,

"હું બેશક શાહજાદો છું; અને મારા પિતાની બક્ષેસથી પોશાઇને તમે મારા તરફ આવી ચાલ ચલાવો છો તેનું પરિણામ તમારા ગેરલાભમાંજ આવશે એમ મને લાગે છે."

એડવર્ડના આ દમામથી છોકરાઓ વધારે હસવા લાગ્યા પછી જે છોકરાએ પહેલાં મશ્કરી કરી હતી તે મોટેથી પોતાના સોબતીઓને કહેવા લાગ્યો કે,

"ઓ, કંગાલ ગુલામો! ઓ નામદાર શાહજાદાના પિતાના નીમક ખાનારાઓ, તમને કંઇ વિવેકની ખબર છે કે? સઘળાઓ એકદમ ગુંઠણે પડી તે ખુદાવંદના આ "ચીંથરેહાલ" શાહજાદાને એકદમ પગે પડો."

આ મશ્કરી સાંભળતાં સઘળાઓ જાણે ખરેખર પગે પડતા હોય તેમ ઠઠ્ઠામાં ગુંઠણે પડી નમન કરવા લાગ્યા એટલે તે જોઇને શાહજાદાની ધીરજ રહી નહિ. પોતાની નજદીકમાં ઉભેલા છોકરાને જોરથી લાત મારી જુસ્સાથીજ તે પોકાર્યો કે,

"આજે તો આ તારે લાયકનું છે તે લઇ લે, અને કાલે તારી વાત, જો તને કેમ ફાંસીએ ચઢાવવામાં આવે છે તે!"

હવે મશ્કરીની હદ થઇ ગઇ; હસાહસ બંધ થઇ અને સઘળા પોરિયાઓ પોતાના ભાઇબંધને પડેલી લાતથી ઝનુનમાં આવ્યા, અને સઘળાએ પોકારી ઉઠયા,

"અરે શું જુઓ છો, ઠોકો એને, ધસડો અને પેલી ઘોડાની તળાવડી આગળ, ક્યાં ગયા પેહેલા કુતરા, ઓ પેહેલા રહ્યા, ધસડો સુઅરો, ધસડો !"

આ બોલ બોલતાંજ ત્યાં આગળ એવો દેખાવ થઇ રહ્યો કે, ઈંગ્લંડમાં કદી તેવો બન્યો નહિ હોય. બાપડા શાહજાદાનું કોમળ અંગ લઠ્ઠપઠ્ઠ સરખા પોરિયાઓએ કુટી કાઢ્યું અને કુતરાઓ જે તેની તરફ છોડ્યા તેથી તે બાપડો રોળાઇ ચોળાઇને તદન લોથપોથ થઇ ગયો. જેમ જેમ સૂર્યનારાયણ દેવ ક્ષિતિજમાં પેસવા લાગ્યો અને રાત નજદીક આવતી ગઇ તેમ તેમ શાહજાદો વધારેને વધારે ગભરાવા લાગ્યો. શેહેરની વસ્તીમાં છતાં પોતાને કોઇ દારૂણ વન વગડામાં હોય તેમ ધારવા લાગ્યો. આખું શરીર વાગવાથી છોલાઇ ગયું હતું, હાથોમાંથી લોહી નિકળતું હતું, અને શરીર ઉપરનાં ચીંદરાં હતાં તેમાં પૂરાં ચીંદરે હવાલ થઇને કાદવકીચલમાં લચકબોળ થઇ ગયાં હતાં. તે રસ્તો છોડીને કોઇ શાંત જગા મેળવવાને કે કાંતો રાજમહેલ તરફ પાછો ફરવાના હેતુથી તે આગળ ને આગળ ચાલ્યો, અને તેમ તેમ તે વધુ ને વધુ ગુચવાતો ગયો; અંતે તે એટલો થાકીને લોથપોથ થઇ ગયો કે એક ડગલું ભરવાની પણ તેનામાં આય રહી નહિ. કોઇપણ રસ્તામાં મળતું તો તેને કશો સવાલ કરતો નહિ, કારણ તે સમજતો કે હું મારૂં મોહ ઉઘાડું છું તો મને વધારે ને વધારે અપમાન આપવામાં આવે છે. ઓફલ પોળ એવું નામ તેને યાદ રહી ગયું હતું અને તેજ તરફ તે બબડતો ચાલ્યો જતો, અને વિમાસતો કે, મારૂં જોર પુરેપુરૂં ખપી જાય તેટલા સુધીમાં એ કંગાલ લત્તામાં પહોંચી જાઉં તો વાહવાહ! તેના મનમાં એમ લાગતું કે હું ત્યાં જઇશ એટલે ત્યાંના લોકો હું ખરેખર શાહજાદો છું એમ માનશે અને પોતાના ટોમને મેળવી આપવાનો મને આગ્રહ કરશે. ક્રાઇસ્ટ ચર્ચ આગળ પડેલો માર તો તેને વારેઘડીએ યાદ આવતો અને દાંત કચકચાવી તે બબડતો કે, "હું જ્યારે તે કમબખ્ત પોરીઆઓને સજા કરીશ, સજા તો એવી કરૂં કે એ ધર્મખાતુંજ કાઢી નાખું અને કંગાળ પોરીઆઓને રખડાવી મારૂં. આજના દિવસનો પાઠ તો મને જન્મપર્યંત સ્મરણ કરાવશે.(૨)

રાત પડવા માંડી, દીવાઓના ચળકાટ દીસવા લાગ્યા. અધુરામાં પુરૂં વરસાદે ઉપરથી ધોધબંધ પડવા માંડ્યું; પવન તો કહે કે મારૂં કામ અને રાત તો બાપડાને એવી ભયાનક લાગવા માંડી કે, તેની છાતી ધડકવા લાગી; છતાં ધરનાર અને રાજમહેલનો આ ધણી અને રાજ ગાદીનો વારસ હીંમત રાખીને ઓફળ પોળમાં પોહોંચી જવાને આંખ

(૨) પુસ્તકને અંતે નાં૦ ૨ વાળી નોટ જુઓ.

ખોટી અને મૂર્ખાઇ ભરેલી ખબર સાંભળવી નહિ, તેમ બહાર ફેલાવવી નહિ, અને જે કોઇ તેમ કરશે તેને મોતની સજા કરવામાં આવશે.”

શાહજાદો દીવાનો થઇ ગયો છે એવી જે ધુસપુસ મહેલમાં ચાલી રહી હતી તે આવી ભયંકર હાક બેસાડવાથી ઘડીમાં ચૂપ થઇ ગઇ.

ગરીબ બાપડો ટોમ! તે કાંઇક જીવને ઠેકાણે આણી દીવાનખાનામાં દરવાજા તરફ પગલાં ભરવા લાગ્યો, એટલે દરવાજા આગળ તેને સલામતી આપવા ભેગા થયલા અમીર ઉમરાવોમાં પાછી ધુસપુસ ચાલી, “હે! હે જૂઓ! શાહજાદો આપણી સલામતી લેવા આવે છે.” તુરતજ અમીર ઉમરાવો રીતસર અદબ કરી ઉભા રહ્યા, અને તેમની પાછળ દરબારી તખીઓ અને નોકરોનું સરઘસ ગોઠવાઇ ગયું.

તે સઘળાઓને વચ્ચે રસ્તો ખુલ્લો રાખી બે બાજુએ વેહેંચાઇ ઉભેલા જોઇ ટોમ સમજ્યો કે, એમના વચેથી પસાર થઇ જવું. તે પ્રમાણે તે ધીમે ધીમે ચાલ્યો, જે વેળા કેટલાક ચઢતી પદ્દીના ઉમરાવોએ તાજીમને ખાતર તેના હાથ પકડયા. એમ ચાલતાં ચાલતાં તે એક બીજા દીવાનખાનામાં દાખલ થયો, એટલે પેલા દીવાનખાનાના દરવાજા બંધ કરવામાં આવ્યા. દીવાનખાનામાં જઇને ટોમ એક તરફ જઇને ઉભો કે સઘળાઓ તેની આજુબાજુ ઉભા રહ્યા. તેની છેક નજદીકમાં મોટા કદનો, જાણે ઢીમસુજ હોય તેવો એક દેખાવનો માણસ, કરડા દેખાવથી ભવાં ચઢાવી બેઠો હતો. તેનું મોટું માથું કેવળ કાબરચિત્રું થઇ ગયું હતું. તેના કલ્લા પણ તમામ કાબરચિત્રા થઇ ગયા હતા. તેનો પોશાક ઉમદા મખમલનો હતો, પણ દેખાવમાં જૂનો અને કોઇ કોઇ ઠેકાણેથી ઘસાઇ ગયો હતો. તેના સુઝી આવેલા એક પગ તળે એક મોટું ઓસીકું દાબવામાં આવ્યું હતું અને તેપર પાટાઓ બાંધી લીધા હતા. દીવાનખાનામાં આટલી બધી ગીરદી છતાં તદન શાંતિ પ્રસરી રહી હતી. સઘળાઓ શીર નમાવી રહ્યા હતા, પણ આ જાડો માણસજ તેથી ઉલટી રીતે દમામથી બેઠો હતો. આ કરડા દેખાવનો માણસ તે આઠમો હેન્રી ઇંગ્લંડનો રાજા હતો. સર્વત્ર શાંતિ થયા પછી રાજાએ જીભ છૂટી કરી અને જેમ જેમ તે બોલતો ગયો તેમ તેમ તેના ભાષણ અને દેખાવમાં નરમાશ આવતી ગઇ. તે બોલ્યો—

“હમણાં કેમ છે, મારા લાડકા એડવર્ડ? આ તારો ભલો પિતા જે તને ચાહે છે, તારા તરફ પ્રીતિ રાખે છે, તેને તું આવો ઉદાસીન ચહેરો કરીને ઠગવા માંગે છે કે કેમ?”

ગરીબ બાપડો ટોમ! આ સઘળું ભાષણ તે મુંગો મુંગો હાંફળો ફાંફળો બની સાંભળતો હતો, તેવામાં “હું તારો પિતા” એવા શબ્દો

સાંભળી, જાણે વિજળીથી ચોંકયો હોય તેમ ચમકી પોતાના હાથ ઉંચા કરી બોલી ઉઠયો–

"તુ રાજા? ત્યારે તો મેં મારી ફરજ બજાવી નથી."

આ વાકય સાંભળી રાજા તો ચિતભ્રમ સરખો બની ગયો. ક્ષણભર તેણે ટોમ તરફ ટગર ટગર જોયાં કીધું, પછી સેહજવાર આંખો ઢાંકી, ગુચવણમાં પડી ભારી નિરાશા સાથે બોલી ઉઠયો—

"અફસોસ, ઉડેલી અફવામાં કશી સચાઈ નથી એમ હુ માનતો હતો, પણ મને લાગે છે કે તેમ નથી." દીર્ઘ નિઃશ્વાસ મુકી ઘણાજ માયાળુ શબ્દોમાં તે બોલ્યો, આવ બેટા આવ, તુ તારા પિતાને ભેટ; મને લાગે છે કે તારી તબિયત સારી નથી."

આ શબ્દો સાંભળતાં, કેટલાક અમીરો ટોમને હાથ આપીને રાજા હજુર લઇ ગયા, જે વેળા ટોમ થરથર ધ્રુજતો હતો. રાજાએ, ટોમને બંને હાથોથી બગલગીરી કરી, અને થોડોકવાર બહુ ચિંતા અને હેતથી તેના ચહેરા ઉપર નજર નાખી, ને વધારે ઉંડા દીલની લાગણીથી બોલ્યો–

"બેટા, શું તુ તારા પિતાને ઓળખતો નથી? એવું ગાંડુ ગાંડુ બોલીને તુ મારી છાતી ઉપર પત્થર ન મૂક, અને સ્પષ્ટ કહે કે, હા પિતાજી હું તમને જાણું છું. મને ઓળખે છે કે નહિ? ઓળખું છું એમ બોલ, એમ બોલ દીકરા!"

"બેશક, તુ મારો નામવર પિતા છે, જેનું નામ સાંભળીને કંપારી છુટે છે; રામ તારૂં રક્ષણ કરે!"

"ખચીત, ખચીત, તુ ખરૂં બોલ્યો, દીકરા, બીહી માં, શા માટે તુ, આટલો ધ્રુજે છે, અહીં એવું કોઇ નથી કે જે તારો એક વાળ વાંકો કરી શકે; જે સઘળાઓ અહીં છે તે સર્વ તને ચાહે છે. હવે તારી તબિયત લગાર ઠીક લાગે છે; તારા ખરાબ સ્વપ્ના જતાં રહ્યાં છે, નહિ? અને હવે તુ પોતે કોણ છે તે પણ તેં જાણ્યું છે, નહિ વારૂ? હવે ફરીથી તુ એમ બોલતો નહિ કારણ તેમ બોલે છે એટલે લોક કહે છે કે કાંઇક તારી ડાગલી કઇ ચસકી છે."

"હું અરજ ગુજારૂં છું, ઓ નેકનામ ખુદાવંદ કે જો મારૂં માનતા હોતો હું કહું છું કે, હું સાચું બોલ્યો નથી, કારણ કે હું તો તારી ગરીબમાં ગરીબ પ્રજાનો એક રંકમાં રંક રહીશ છું; ભીખારી તરીકે જન્મ્યો છું, અને માત્ર એક કમનસીબ સંજોગથી હું આ મેહેલમા આવી ચડયો છું, તો જો કે તેમાં મને ઠપકો આપવા જેવું કશું નથી. હું હજુ મોતને લાયક થયો નથી, અને મને બચાવવાને તારો એક શબ્દજ બસ છે."

"એમ ના બોલ, ના બોલ, વહાલા પુત્ર તું મરવાને લાયક નથી, તારાં બાવરા મનને ઇશ્વર શાંતિ આપો."

ટોમ, આ સાંભળીને ખુશાલીનો પોકાર કરતો પગે પડયો અને બોલ્યો—

"તારી આ દયાનો પ્રભુ તને બદલો આપશે, મારા નામવર રાજા, અને તે સદા તારૂં રક્ષણ કરે." આટલું બોલી ટોમે પોતાની આગળ ઉભા રહેલા બે લોર્ડ હજુરિયાઓ તરફ ફરીને કહ્યું; સાંભળ્યું કે, રાજાએ મને જીવતદાન બક્ષ્યું છે. સઘળાંઓએ ફરી એકવાર નમન કર્યું પણ કોઇ એક શબ્દ પણ બોલી શક્યું નહિ. અંતે ટોમ લગાર ગુંચવાઇ રાજા તરફ ફરી બોલ્યો, હવે હું જાઉં?"

"જાય? તારી ઇચ્છા હોય તો બેલાશક જા, પણ થોડો વારતો બેસ, હાલ તું કયાં જવા ધારે છે?"

ટોમે નેત્ર મીંચી દીધાં અને બહુજ નમ્રતાથી ઉત્તર આપ્યો—

"કર્મ સંજોગે હું આડે રસ્તે દોરવાયો; પણ હું મને સ્વતંત્ર માનું છું, અને તેથીજ જયાં હું જન્મ્યો અને જે કંગાળિયતમાં ઉછર્યો છું, અને જ્યાં મારી માતા અને બેહનો રહે છે ત્યાં જવાની ઇચ્છા હું ધરાવું છું; માટે અરજ ગુજારૂં છું કે, તમે નામવર મને અહીંથી જવા દેશો."

પુનઃ રાજા ચૂપ થઇ ગયો અને વિચારમાં પડયો. તેના મોઢા ઉપર સંતાપ અને વિલાપનાં ખુલ્લાં ચિહ્નો જણાવા લાગ્યા, છતાં કાંઇક આશા ભરેલે સ્વરે તે બોલ્યો—

"કમનસીબે, એને આ એક બાબતમાં કાંઇક ઘેલાપણું લાગ્યું છે, એને બીજી બાબત ઉપર વાતે વળગાડતાં તેની શુદ્ધી કાંઇક ઠેકાણે આવી જાય છે. પ્રભુ એનું રક્ષણ કરો. આપણે તજવીજ તો કરવી જોઇયે."

એવો સંકલ્પ કરી રાજાએ ટોમને લાટીનનો એક પ્રશ્ન પુછયો, એટલે ટોમે તેનું ઉત્તર ભાગીતુટી પણ તેજ ભાષામાં આપ્યું; જે સાંભળીને રાજાને આનંદ થયો. હજુરમાં ઉભેલા ઉમરાવો તથા વૈદરાજોએ પણ હર્ષ જાહેર કીધો. રાજા તે ઉત્તર સાંભળી પોતાના દરબારીઓ તરફ ફરી બોલ્યો—

"અલબત, એ ઉત્તર એની બાહોશી પ્રમાણે છેક મળતો નથી, તો પણ એમ લાગે છે કે એનું મન માત્ર સેહેજ આકુળવ્યાકુળ થયું છે અને છેક નિરાશા ભરેલી સ્થિતિ સુધી ખસ્યું નથી. તમારો શું વિચાર છે સાહેબ."

રાજવૈદ રાજાનો આ પ્રશ્ન સાંભળી, નમન કરી બોલ્યો કે, "મારો વિચાર તમારા વિચારને મળતોજ છે, નામવર."

પોતાનાં અનુમાનને ટેકો મળેલો જોઇ, રાજા લગાર ખુશી થયો, અને વધુ બોલ્યો કે, "હવે તમે સઘળા જુઓ, આપણે એની વધુ તપાસ લઇયે." એમ કહી તેણે ટોમને ફ્રેંચ ભાષામાં એક પ્રશ્ન કર્યો. ટોમ લગારેક ચુપ ઉભો રહ્યો, પણ હિંમત લાવી બોલ્યો કે, "મને એ ભાષાનું જ્ઞાન નથી, નામવર સાહેબ."

ટોમનું આ ઉત્તર સાંભળતાંજ રાજા દિગ્મૂઢ બનીને કોચ ઉપર ઢળી પડયો. નોકર ચાકરોની દોડાદોડી થઇ રહી, પણ તે સઘળાઓને બાજુ કરી રાજા બોલ્યો:—

"બસ, બસ, મને હવે કંટાળો આપો નહિ. મારાપર નજલાનાં દરદે જોર કીધું છે. બસ હવે તે હુમલો નરમ પડી ગયો છે." ટોમ તરફ ફરીને બોલ્યો—"અહીં આવ, મારા દીકરા, તારાં ભ્રમિત થયલાં મસ્તકને તારા બાપની છાતી ઉપર દાબ અને પ્યારથી ભેટ, તને જલદીજ આરામ થઇ જશે, એ માત્ર થોડાજ વખતનું દીવાનાપણું છે. તું ડરતો ના." તે પછી દરબારીઓ તરફ ફરી તે બોલ્યો—"મારો દીકરો દીવાનો થયો છે ખરો, પણ તે હંમેશનો થયો લાગતો નથી. ઘણા અભ્યાસથી તેનું માથું ખસ્યું છે, અને વળી લાંબો વખત આ એકાંતમાં ગોંધાઇ રહ્યાથી પણ તેમ થયું છે. તેનાં પુસ્તકોનાં થોથાં હવે ફેંકી દો, શિક્ષકોને પાણીચું આપો, કેમ ખરૂં કે નહિ? રમતગમતથી તેનું મન રીઝવો કે એનું ગયલું આરોગ્ય પાછું આવે. તે દીવાનો થયો છે ખરો, પણ તે મારો દીકરો છે, અને ઇંગ્લંડની ગાદીનો વારસ છે; તે દીવાનો હોય કે શાણો હોય, છતાં તે રાજઅમલ ભોગવશે; અને વધુ હું જે કહેવા માગું છું તે સાંભળો; જેઓ આ બાબતની ચર્ચા કરશે તે રાજાનો ગુન્હેગાર થશે અને સુળીએ ચઢવાને લાયક ગણાશે. બસ; મને તરસ લાગી છે, કાંઇક પાવો; મને બળતરા થાય છે. આ દિલગીરીથી મારૂં અંતઃકરણ બળીને ખાખ થઇ જાય છે. હજારવાર તે દીવાનો હોય તો શું થયું, પણ તે પ્રિન્સ આફ વેલ્સ છે અને હું રાજા તેને મારો ગાદીવારસ મુકરર કરૂં છું. આવતી કાલે સવારેજ ઘટતા દોરદમામથી તેને રાજ્યાભિષેક કરવામાં આવશે. આ મારો હુકમ તત્કાળ પૂર્ણ કરવાના ઉપાયો લેવાની દોડાદોડી કર, મારા લોર્ડ હર્ટફર્ડ."

આ હુકમ સાંભળતાં, એક ઉમરાવ બાદશાહી કોચ આગળ ગુંઠણે પડયો અને બોલ્યો—

"નામવર રાજાને ખબર છે કે, વંશપરંપરાનો હકદાર ઇંગ્લંનો ગ્રેટ માર્શલ પેલા ગઢમાં સબડતો થઇ પડેલો છે. એક અપરાધી માણસને—"

"ચૂપ, બસ, તેનું તિરસ્કાર ભરેલું નામ સંભળાવી મારા કાનને અપમાન કરતો નહિ; શું એ માણુસ હમેશ સુધી જીવવાને લાયક છે? શું મારો હુકમ હજુ અમલમાં આવ્યા વગર રહ્યો છે? શું એવા એક દગાખોર માર્શલને જીવતો રાખીને મારા શાહજાદાને રાજ્યાભિષેક કરવાનાં કામ માં ઢીલ નાખવામાં આવશે? નહિ, ઈશ્વરના નામથી હું ફરમાવુંછું કે તેમ નહિ બનશે. મારી પાર્લામેંટને ચેતાવો કે, આવતી કાલનો સુર્ય ઉગે તે પૂર્વે ડ્યુક આફ નોરફોકનું ધડ છુટું કરી મારી આગળ લાવવું, નહિ તો હું તેમની તરફ અપ્રીતિ કરીશ," રાજાએ પેલા ઉમરાવને અટકાવીને તડાકો કીધો. (૩)

લોર્ડ હર્ટફર્ડ નમ્યો, "તું ખાવિંદની ઇચ્છા એજ કાયદો છે." એટલું બોલી તે ઉઠી પોતાની જગાએ જઈ ઉભો.

ધીમે ધીમે રાજાના મોંહ ઉપરના ગુસ્સાનો રતાશ ઉતરી ગયો, અને ટોમ તરફ ફરીને બોલ્યો, "આવ મારા શાહજાદા, મને ચુંબન લે. શા માટે તુ બિહે છે, શું હું તારો વાહલો પિતા નથી?"

"ઓ મહાન્ અને દયાળુ રાજા, મુજ સરખા એક કંગાળ તરફ તુ બહુ પ્રેમ દર્શાવે છે તે હું જાણું છું. પણ પેલાને મારી નાખવાનો હુકમ આપ્યો છે તેનો વિચાર કરતાં મને કંપારી છુટે છે, અને—"

"અહા! બેશક એ તારો સદ્‌ગુણ છે. હું જાણું છું કે તારૂં અંતઃકરણ હજુ જેવું ને તેવું કોમળ છે, પછી તારૂં મન કદાચ કાંઇ બગડયું છે તો શું થયું; પણ તું સદાનો દયાળુજ છે. પણ એ ડ્યુક, તારી અને તારાં માન મોભાની વચ્ચે નડતલ જેવો છે; હું તેને બદલે બીજાને નિમીશ જે તેના મોટા ઓદ્ધાને તેની પેઠે લાંચ્છન લાગવા નહિ દેશે. ધીરો પડ, મારા શાહજાદા, એ ખટપટમાં તુ તારૂં માથું ગુંચવતો ના."

"પણ મારે ખાતર તો તેની જીંદગી આટલી જલદી ખતમ કરવામાં શું નથી આવતી કે?"

"પ્યારા પુત્ર! તુ તેનો વિચારજ નહિ કર, તે પાત્ર પુરુષ નથી. મને એકવાર ફરીને ચુંબન કર, અને તુ તારી રમતગમતમાં પડ, કારણ કે હવે મારૂં દરદ મને પીડે છે; હું થાકી ગયો છું અને હવે જઇને લગાર આરામ લઇશ. તુ તારા મામા હર્ટફર્ડ સાથે જા, અને હું આરામ લઈને આવું ત્યારે પાછો પધારજે."

આ પ્રમાણે ટોમને દરબારમાંથી લઇ જવામાં આવ્યો. પોતે આ ગુંચવણ અને મુંઝવણમાંથી જલદી છૂટો થવાની જે ઉમેદ રાખતો હતો તે ઉમેદને, રાજાના આ છેલ્લા વાકયથી ફટકો પડયાથી તેને બહુ દુઃખ

---

(૩) પૂસ્તકને અંતે ના. ૩ વાળી નોટ જુઓ.

લાગ્યું અને એકવાર ફરીને તેને "શાહજાદાની સલામ ઉપર નીગાહ રખો"નો અવાજ સાંભળવો પડ્યો.

કુરનેસ બજાવતા દરબારીઓની એ હાર વચ્ચેથી પસાર થતાં તે નિરાશ ભરેલો દેખાયો, કારણ હજુ તે પોતે પોતાને એક બંદીવાન સરખો સમજતો હતો, અને આ સોનેરી મહેલનાં મોટાં પાંજરામાં કદાચ સદાનો તે કેદી થઈ રહેશે એમ તેને લાગ્યું. જે જે બાજુએ તે ફરતો ત્યાં જાણે હવામાં ડયુક ઓફ નોરફોકનું તેના શરીરથી છુટું થયેલું ધડ રખડતું દેખાતું અને તેની આંખો જાણે તેના ઉપર ટાંકી રહેલી હોય એવો ખ્યાલ તેને આવતો.

બેશક ખરા રાજકર્તાને જોવાનું સ્વપ્નું તો તેને ખુશાલી ભરેલું લાગ્યું હતું, પણ ખરેખરો રાજકર્તા બનવાનું પરિણામ તો આવું ભયંકર નીવડયું છે.

---

## પ્રકરણ ૬ ઠું.

### રાજદરબારી કેળવણી.

ટોમને અંતે એક બીજા મોટા દીવાનખાનામાં લઇ જઇ બેસાડવામાં આવ્યો. નારાજ છતાં તેને ત્યાં બેસવાની ફરજ પડી. તેની આજૂ બાજૂ મોટા દરજ્જાના અમીર ઉમરાવો ફરી વળ્યા હતા. ટોમે તે સઘળાઓને પણ બેસી જવાનો આગ્રહ કર્યો, પણ દરબારી અદબઅદા પ્રમાણે તેમનાથી બેસી શકાય તેમ નહોવાથી તેઓએ નીચા વળી શાહજાદા ટોમનો, અબડીને ઉપકાર માન્યો અને સર્વ કોઇ તેની તેહનાતમાં ખડાજ રહ્યા. કદાચ તે તેમને બેસવાનો ફરીથી આગ્રહ કરતે, પણ તેટલામાં તેના મામા અર્લ આફ હર્ટફર્ડ તેના કાનમાં ફુંક મારી, "ભોલા માલેક! મારા શીરતાજ, તારી હાજરીમાં તેઓથી બેસી શકાય નહિ, માટે તેમને બેસવાનો આગ્રહ કરતો નહિ."

આ દરબારી ક્રિયા ચાલતી હતી તેટલાં લોર્ડ સેંટ જોન ત્યાં આવ્યો અને ટોમને નમન કરી બોલ્યો.—

"એક ખાનગી બાબતસર રાજાનો સંદેસો લઇને હું તું નામવર શાહજાદા હજુર આવ્યો છું; માટે નામવર ઉમરાવ અર્લ હર્ટફર્ડ શિવાય બીજા સઘળા દરબારીઓને આપ નામદાર જવાની આજ્ઞા કરશો?"

શું જવાબ આપવો તે ટોમ સમજી શક્યો નહિ, એટલે અર્લ હર્ટફર્ડે હાથની સંજ્ઞાથી તેમ કરવાને, પણ મોઢેથી કશું ઉત્તર નહિ આપવાને શાહજાદા ટોમના કાનમાં કહ્યું. તેને અનુસરીને ટોમે ઇશારત કર્યાથી, સઘળા દરબારીઓ ચાલ્યા ગયા. એટલે લોર્ડ સેંટ જોન નમન કરી બોલ્યો—

"ખુદાવંદ ! તારા પિતા, તે આ દેશના રાજાની તું ખાવિંદને એવી આજ્ઞા છે કે, રાજદરબારી મોટા અને યોગ્ય કારણોને લીધે બની શકે તેટલી તારી નાદરૂસ્તિને છુપાવવી; તું નામદાર ખરો શાહજાદો નથી એમ કોઇ આગળ બોલવું નહી, તું નામવર ઇંગ્લંડના સિંહાસનનો વારસ નથી એવું કોઇના હજુર બોલવું નહિ, શેહનશાહી દબદબો સદા જાળવી રાખવો, જે માન અને સલામી, પ્રાચીનકાળથી ચાલતા આવેલા રીવાજને અનુસરીને તમો નામવરને આપવામાં આવે તે લેવાની નાપાડવી નહિ, તું નામવરની તબિયતના બગાડાથી જે ખોટા ખોટા ખ્યાલો તારા મગજમાં ભમ્યા કરે છે તેને કારણે તું હલકા કુળનો છે એવું કોઇ આગળ વધુવાર બોલવું નહિ, જે અમીર ઉમરાવો કે રાજવંશીઓને તું નામવર પીછાણતો આવ્યો છે, તેને પીછાણતો નથી એવું બોલતો નહિ, અને તેમને પીછાણવાનો પ્રયત્ન કરશો, જ્યાં ઓળખાણ ધ્યાનમાં નહિજ આવે ત્યાં તેમ કદી જાહેર કરતો નહિ, પણ મૌન ધરી એવો દેખાવ કરજે કે તું જાણે તેને ઓળખે છે; રાજદરબારી પ્રસંગોપર તું નામવર હજુર ભેગી થયલી મીજલસને કોઇ પ્રકારની અજાયબી ઉપજે એવું બબડતો કે બોલતો નહી પણ શું બોલવું અને કેમ કામ લેવું તે વિષે ગુંચવાડો લાગે તો તુરત તે વિષે લોર્ડ હર્ટફર્ડ અથવા આ આપના સેવકની સલાહ લેજે. આ પ્રમાણેનો સંદેસો ખુદાવિંદ રાજાજીએ તને કહાવ્યો છે અને તું નામવરને આશીર્વાદ કહાવ્યા છે તથા આશીષ આપી છે કે, તે જગત્કર્ત્તા જલદીથી તને આરોગ્યમાં લાવે અને તારી નબળી પડેલી સ્મરણશક્તિ પાછી આવે."

રાજા તરફનો આ અગત્યનો સંદેશો ટોમને કહીને લોર્ડ સેંટ જોન ઘટતું નમન કરી બાજુએ ઉભો રહ્યો, એટલે નિઃશંકપણે ટોમ બોલ્યો—

"નામદાર રાજાનો આ સંદેશો હું માથે ચઢાવું છું, તે નામદારના હુકમનું ઉલ્લંઘન કરવાની કયો કમબખત તાકાત ધરાવે છે? તે નામદારનો હુકમ માન્ય થવોજ જોઇએ."

લોર્ડ હર્ટફર્ડ આ પછી બોલ્યો કે, "અભ્યાસપોથીઓ તથા એવીજ બીજી ગંભિર બાબતના સંબંધમાં નામદાર શાહાનશાહની આજ્ઞા એવી છે કે, "તમો નામદારે હાલ તુરત તે ઉંચે મેલી છાંડવી અને તું નામવરે તારો તખત રમતગમત અને મોજમઝામાં ગુજારવો જેથી ભોજનના સમયે તું નામવર થાકી યા કંટાલી જાય નહિ અને તેમ કરીને તબિયેતમાં બગાડો થાય નહિ."

આ સાંભળી ફરીથી ટોમના મોંઢાં ઉપર આશ્ચર્યનાં ચિહ્ન જણાયાં અને લોર્ડ સેંટ જોનની આંખો પોતાની તરફ કાંઇક શોક ચિહ્નથી વેષ્ટિત

જોઈ એટલે તેના ચેહેરા ઉપર વધારે રતાશ ચઢી આવી. એ જોઈને લોર્ડ સેંટ જોન ફરીથી તેને ધીરજ અને દિલાસો આપવાના હેતુથી બોલ્યો કે,

"કદાચ, તું નામવરની સ્મરણશક્તિ હજુ ઠેકાણે આવતી નહિ હોય, જેથી તારા ચેહેરા ઉપર આશ્ચર્ય સ્ફુરી આવ્યું છે; પણ તું નામવર કાંઇ મનમાં ઓછું આણીશ મા, કારણ કે એ રોગ એવો છે કે ઝટ સાફ થઇ જશે. નામવર શાહે નગરજનને ખાણું આપવાનો ઠરાવ કર્યો છે; આજ બે મહીના થયા તે ઠરાવ અમલમાં મુકાયો નથી માટે તું નામવરે તેમાં હાજર થવું પડશે. તું નામવરને તે વિષે કાંઈ સાંભરે છે ખરૂં કે ?"

"મારે કબૂલ કરવું જોઈયે કે તે બાબત જરેજર મારા સ્મરણમાંથી જતી રહી છે," ટોમ લગાર નરમ અવાજે બોલ્યો અને ફરીથી તેના મોંઢા ઉપર રતાશ જણાઇ.

આ વાતચીત ચાલતી હતી તેટલામાં લેડી એલિઝાબેથ અને લેડી જેન ગ્રે દીવાનખાનામાં દાખલ થયાં. બંને ઉમરાવો બાજુએ ખસી ગયા અને લોર્ડ હર્ટફર્ડ તુરત બંને શાહજાદીઓનો સત્કાર કરવાને દરવાજા તરફ દોડયો. જેવી તેઓ અંદર દાખલ થઇ કે લોર્ડ હર્ટફર્ડ તેમને ધીમા સ્વરથી કાનમાં કહી દીધું કે, તમે શાહજાદીએ, શાહજાદાની સ્મરણ-સકિતના વિસ્મરણ પ્રતિ કોઈપણ પ્રકારની અજાયબી બતાવવી નહિ. પછી લોર્ડ સેંટ જોને, ટોમના કાનમાં કહ્યું કે, "મેહેરબાનેમન, નામદાર શાહની આગ્ના લક્ષમાં રાખીને વાત કરજે, સઘળું જાણે તને યાદ છે એમ બતાવજે, તું આગળ કરતાં બદલાઈ ગયો છે એવો દેખાવ કરતો નહિ, કારણ તેમ કીધાથી બંને શાહજાદીઓને દુઃખ ઉપજશે. તારી આ મુલાકાત દરમ્યાન હું તેમજ તારા મામા અહીં હાજર રહીયે કે ?"

ઇશારતમાંજ ટોમે તેમને ત્યાં હાજર રહેવા ફરમાવ્યું અને હવે તેણે ઠરાવ કર્યો કે, રાજાની આગ્નાનો જેમ બને તેમ યોગ્ય રીતે અમલ કરવો.

ગમે તેટલી સાવચેતી છતાં, ત્રણે રાજવંશીઓ વચ્ચેની વાતચીત કોઇ કોઇવાર ગુંચવાડો ઉત્પન્ન કરતી હતી. અનેકવાર ટોમ પોતે કોણ છે તે કહી દેવા જતો, પણ લેડી એલિઝાબેથ વચ્ચેવચ્ચે સંભાળી લેતી એટલે પાછી વાત બદલાઇ જતી, તેમજ બંને ઉમરાવો એમ જોતા કે કામ બગડવા આવ્યું છે એટલે ટહુકો પુરી વાતને અસલ સ્વરૂપમાં ફેરવી દેતા.

"નામવર શાહનશાહબાનુ પ્રત્યની ફરજ તું નામદારે આજે બજાવી કે ?" એવો પ્રશ્ન લેડી જેન તરફથી સાંભળી, ટોમ વળી ગુંચવણમાં પડયો કે શું ઉત્તર વાળું ? અને ગમે તે કાંઇ બકી દેવા જતો હતો તેટલામાં

લોર્ડ સેંટ જોને તેની વતી ઉત્તર વાળ્યું કે, "બેશક નામવર શાહજાદાએ પોતાની ફરજ અદાકરી દીધી છે, અને તે નામવારની તબિયેતના સમાચાર સાંભલીને તે નામવર માતુશ્રી પણ ઉદાસિન છે, ખરૂં ની, નામવર ?"

લોર્ડ સેંટ જોનના કહેવાનો સ્વીકાર કરતો હોય તેવા રૂપમાં ટોમે ડોકું ધુણાવ્યું અને નહિ સંભળાય તેવી રીતે કાંઇક બબડયો.

અભ્યાસ માંડી વાળવાની રાજાની આજ્ઞા વિષે શાહજાદી અને ટોમ વચ્ચે વાત નિકલતાં, લેડી જેને ટહુકો પુર્યો કે, તું નામવર તારા પિતા જેવું પાંડિત્ય મેલવવા ભાગ્યશાલી થશે તેની ફીકર નહિ. અને તું નામવર પણ અનેક ભાષાનો પંડિત થશે એવો મારો આશીર્વાદ છે."

પિતા પેઠે વિદ્વાન અને ભાષાઓનો પંડિત થશે એવા શબ્દો સાંભળી, પાછું ટોમનું માથું ખસ્યું અને જાત ઉપર ગયો. પિતાનું નામ સાંભળતાંજ તે બોલી ઉઠયો, "મારો પિતા; હું જાણું છું ત્યાં સુધી તે પોતાની મૂળ ભાષા વટીક બરાબર શુદ્ધ બોલી શકતો નથી, અને કેટલીક વેળા તો એવું બોલે છે કે તેનો અર્થજ ઉલટો થઈ જાય." પણ આ પ્રમાણે તે આગળ બોલવા જતો હતો તેટલામાં લોર્ડ સેંટ જોનને કાંઇક ઇશારા કરતાં જોયો અને તે જોતાંજ ટોમ ચમકયો કે આ વળી જાત ઉપર ગયો, કાચું કપાયું, પણ લગાર સમયસુચકતા વાપરી તેણે ફેરવી તોલ્યું કે,

"અહા ! વળી પેલી અભાગણી મારી સ્મરણશક્તિએ મને આડે માર્ગે દોરવ્યો, અને મારૂં મન ભમાવ્યું છે. હું નામવર શેહેનશાહને કશું અપમાન કરવા ઇચ્છતો નથી."

"અમે સમજીએ છીએ સાહેબ,"–લેડી એલીઝાબેથ બોલી ઉઠી, "તું એ વાતનો કશો ખેદ કરીશ નહિ, એમાં તારો પોતાનો કશો કશુર નથી, પણ તે તારી બગડેલી તબિયતનોજ કસુર છે."

"તારા શબ્દોથી મને સારી રીતે દિલાસો મળે છે," ટોમ લગાર ઠાવકું મોંઢું રાખી બોલ્યો, "અને તે માટે હું તું શાહજાદીનો ઉપકાર માનું છું."

એકવાર ફરીથી લેડી જેને, ટોમને એક સાદું ગ્રીક ભાષાનું વાકય સુણાવ્યું, પણ ટોમ તરફથી કશું ઉત્તર નહિ મળ્યાથી લેડી એલિઝાબેથે જોયું કે અહીં કાચું કપાય છે, એટલે તેણીએ પોતેજ લેડી જેનને ગ્રીક ભાષામાં ઉત્તર આપ્યું, અને ઘડીકભર બંને વચ્ચે ઠીક તડાતડી ચાલી અને રમુજમાં કેટલોક સમય નિકળી ગયો. ટોમે જ્યારે જોયું કે દરેક જણ મારી ભુલો દરગુજર કરીને મને રીઝવવાનોજ પ્રયત્ન કરે છે ત્યારે

તેની ધડકતી છાતી કેટલેક દરજ્જે નરમ પડવા લાગી, અને પોતે પણ છાતી રાખી કામ લેવાનો ઠરાવ કરવા લાગ્યો. તે દિવસે સાંજે થનારાં જાહેર ખાણામાં, આ બંને શાહજાદીઓ તેની જોડે સામેલ રહેનાર છે એમ જ્યારે ટોમને જણાવ્યામાં આવ્યું ત્યારે તેને કાંઇક ધીરજ અને દિલાસો મળ્યો, કારણ અજાણ્યા અમીર ઉમરાવો અને રાજવંશીઓનાં મંડળમાં એકલો અટુલો રહેવાના ખ્યાલથી જે ભય તેને ઉપજ્યું હતું તે દૂર થઇ ગયું. ટોમના બંને અંગ રક્ષકો-ઉમરાવ અર્લ હર્ટફર્ડ અને લોર્ડ સેંટ જોન માનતા હતા કે, એક ભયંકર ખાડીમાંથી એક મોટાં વહાણને તેઓ તેરવી લઇ જાય છે, તેઓ પોતાનું એ કામ જેવાં તેવા જોખમનું સમજતા નહતા. બંને રાજવંશી શાહજાદીઓ, ટોમને લગાર સુદ્ધિમાં આણીને ગયા પછી, લોર્ડ ગીલ્ફર્ડ ડડલી શાહજાદાની મુલાકાતે આવ્યો. પણ બંને ઉમરાવોએ જોયું કે કથાવટીએ ખડક ઉપરથી પસાર થતું બારકસ વળી કોઇક ખરાબા ઉપર આથડશે તો પંચાતી થઇ પડશે; એમ માનીને તેઓએ ટોમને ભણાવ્યો કે, હાલ લોર્ડ ગીલ્ફર્ડની મુલાકાત લેવાની ના પાડવી, અને તે પ્રમાણે લોર્ડ ગીલ્ફર્ડની મુલાકાત લેવા માટે અવકાશ નથી એમ જણાવી, ના પાડી, તેને પાછો ફેરવ્યો. સઘળી મુલાકાતો ખલાસ થયા પછી ટોમ અને તેના રક્ષક ઉમરાવો દીવાનખાનામાં એકલા રહ્યા. ઘડીભર સઘળા મુંગા મંત્ર બની ગયા પછી ટોમ તેમની તરફ ફરીને બોલ્યો, "તમે નામવર ઉમરાવો મને એકાંતમાં જઇને આસાએસ લેવાની રજા આપશો?"

લોર્ડ હર્ટફર્ડ-"તું નામવરનો હુકમ બજા લાવવાને અમો અહીં ઉભા છીએ. બેશક તારે આશાએસ લેવાની અવસ્યકતા છે, કારણ હમણાં વળી તારે સ્વારી નિકળવું પડશે."

એટલું બોલી તેણે એક ઘંટ વગાડયો; જે સાંભળતાંજ એક નોકર હાજર થયો તેને તાકીદ કરવામાં આવી કે, 'સર વીલિયમ હરબર્ટને બોલાવી લાવ.' તુરતજ સર વીલીયમ હરબર્ટ, શાહજાદા ટોમ હજુર નમન કરી ઉભો રહ્યો. આજ્ઞા પ્રમાણે ટોમને માંહેલા ભાગમાંના એક ઓરડામાં લઇ જવામાં આવ્યો. ત્યાં જતાંજ ટોમ પ્યાલો ઉપાડી પાણી પીવા જતો હતો તેટલામાં રેશમ અને મખમલના પોશાકમાં સજ થયલા એક નોકરે તે પોતાના હાથમાં લઇ એક સોનેરી તબકમાં મુકી તેના મુખ આગળ ધર્યો.

પાણી પીધા પછી, આ થાકેલા શાહજાદાએ, પેલા નોકરને આંખના પલકારાની ઇશારતથી ચાલ્યા જવાની આજ્ઞા આપી. પછી તે પોતાના હાથેજ બૂટ કાઢવા જતો હતો તેટલામાં તેવાજ રેશમ અને મખમલના

પોશાક પહેરેલો એક બીજો નોકર ત્યાં આવ્યો; અને શાહજાદા ટોમનાં કપડાં વગેરે કાઢ્યાં. કોઇ કોઇ કપડાં નિકળતાં કઠણ પડતાં તે વેળા ટોમ પોતે કાઢવા જતો તો પેલો નોકર તેને, તેમ કરવાની મના કરતો; જે જોઇ ટોમ બરબડ્યો કે શું કમબખ્તી બેઠી છે કે આ લોક તો જાણે મારી વતી શ્વાસ પણ પોતેજ ખેંચવા માંગે છે. કપડાં કાઢી, પગમાં સપાટ ઘાલી તથા અંગપર એક ઉમદા ઝભ્ભો પેહરાવ્યો, તે પછી આરામ લેવા પડયો, પણ કેમે કરી ઊંઘ આવી નહિ. કારણ તેના મગજમાંથી વિધવિધ પ્રકારના વિચારોની દોડાદોડી થઇ રહી હતી. અને ઓરડામાં માણસો પણ પુષ્કળ હતાં, તેણે પોતાના મગજમાંથી વિચારોને કાઢી નાખ્યા નહતા, કારણ તે નિકળી શકતા નહોતા. જ્યારે હાજર રહેલા લોકોને રજા આપવામાં આવતી નહોતી; એટલે તે સઘળા રજા વગર જઇ શકતા નહેતા.

આ ટોમ આરામ લેવા ગયાથી તેના બે રક્ષક ઉમરાવો દીવાનખાનામાં એકલા પડયા. ઘડીભર તેઓ વિચાર કરતા ઉભા રહ્યા પછી તેમના વચ્ચે વાતચીતે રસ્તો લીધો.

લોર્ડ સેંટ જોન–તું શું ધારે છે આ બાબતમાં?

લોર્ડ હર્ટફર્ડ–રાજાનો અંત પાસે આવ્યો છે, અને મારો ભાણેજ દીવાનો થયો છે એ તો દીવાની જ્યોત સરખું ખુલ્લું છે. એ દીવાનો ગાદીએ આવશે અને સદાનો દીવાનો રહેશે. પ્રભુ ઇંગ્લંડનું રક્ષણ કરે. આ હું ધારૂં છું તે."

લોર્ડ સેંટ જોન–બેશક, એમજ થવાનું, પણ તને કાંઇ શંકા ?"–લોર્ડ જોન અહીં અટકી પડયો કે રખેને પોતાના બોલવાથી લોર્ડ હર્ટફર્ડની લાગણી દુ:ખાય, અને તે જોઇ લોર્ડ હર્ટફર્ડે તેને હીમત આપી કે "અહીં કોઇ છે નહિ, શા માટે બીહે છે, તું બોલ, શું બોલવા માંગે છે?"

લોર્ડ જોન–હું તે બોલવા માટે દિલગીર છું, કારણ તું શાહજાદાનો છેક નજદીકનો સગો છે. પણ અવિવેક થતો હોય તો ક્ષમા માંગી કહું છું કે, દીવાનાપણું આવ્યાથી શું ચાલચલણ અને વર્તણુંકમાં ફેરફાર થઇ જાય એ આશ્ચર્ય નથી? તેની વર્તણુંક અને ઢબછબ રાજવંશી લાગતી નથી, એટલુંજ નહિ, પણ તે બધી બાબતમાં એકસરખી પણ નથી. પોતાનો પિતા કોણ છે તે પણ શું તે ભુલી જાય? તેના પ્રત્યેનો શિષ્ટાચાર પણ નષ્ટ થાય અને ગ્રીક તથા ફ્રેંચ વગેરે ભાષાનો તેનો અભ્યાસ પણ તે ભૂલી જાય? નામવર ઉમરાવ, મારા આ બોલવાથી અપમાન લેતો ના, પણ મારૂં મન જે એ બાબતમાં ગુંચવણ ભરેલું અને શંકાશીલ થયું છે તેનું સમાધાન કરશે તો હું તારો ઉપકૃત થઇશ. તે છોકરો વા-

રવાર એમ બોલે છે કે હું શાહજાદો નથી–તે તેના બોલો મારાં મનમાં ચોલાયાં કરે છે કે રખે એમાં કાંઇ ભેદ હોય.”

"ચૂપ, ચૂપ, ઉમરાવ સેંટ જોન, તું આ સઘળું રાજદ્રોહી ભાષણ કરે છે, તેનું તને ભાન છે કે નહિ ? રાજાની આજ્ઞા તું ભુલી ગયો કે ? યાદ રાખ કે તારા રાજદ્રોહી ભાષણ સાંભળનાર તરીકે તારી જોડે હું પણ અપરાધી થાઉં છું.” લોર્ડ હર્ટફર્ડે લગાર કુરડાઇમાંજ ઉત્તર વાળ્યું.

સેંટ જોન તો ફીકોજ પડી ગયો, તે બોલ્યો–"મારી ભુલ થઇ છે, અને તે હું સ્વીકારૂં છું; તું મને ફસાવીશ નહિ; તારી સદાની વિવેકી વર્તણુક પ્રમાણે મને આ અપરાધ માટે માફ કર, અને હું વચન આપું છું કે, એ વિષે ભવિષ્યમાં કદી પણ એક શબ્દ સરખો બોલીશ નહિ કે વિચાર સુધાં કરીશ નહિ. મારા પ્રત્યે સખત થઇશ નહિ, નહિ તો મારૂં સત્યાનાશ વળી જશે.

"તારા વચનથી, મારી સંપૂર્ણ ખાત્રી છે, અને હવે કહેવાનું તે એજ કે, ફરીથી કદી પણ એવા ઉદ્ગાર કાઢતો નહિ. તે મારી બેહનનો દીકરો થાય છે; તેનો સાદ, તેની મુખમુદ્રા ને આકૃતિ હું છેક પારણામાંથી નિરખતો આવ્યો છું. દીવાનાપણું માણસની પ્રકૃતિમાં ગમે તેવા ચમત્કારીક ફેરફાર કરી નાખે છે. તને સાંભરતું નથી; કે પેલો બુઢો બેરન માર્લી, દીવાનો થઇ જતાં ૬૦ વરસની જુની ચાલુ ઓળખાણ પણ ભુલી ગયો હતો તે? અને પોતાને મેરી મગડાલીનનો દીકરો હોવાનો દાવો કરતો અને પોતાનું માથું સ્પેનિશ કાચનું બનાવેલું કહીને કોઇને હાથ વટીક અડકાડવાં દેતો નહતો. તે? માટે તારા મનમાં જો શંકા હોય તો તે દુર કરી દે, બેશક એજ; આપણો શાહજાદો છે, હું ખાત્રીપૂર્વક માનું છું અને જલદીથી તે આપણો રાજા થશે; માટે એ વાત ધ્યાનમાં રાખી કામ લીધાથી બીજા કરતાં તને વધારે લાભ થશે. લોર્ડ હર્ટફર્ડે શંકાશીલ લોર્ડ સેંટ જોનનું સમાધાન કરવાના હેતુથી લંબાણ ભાષણ કર્યું.

કેટલીક વધારે વાતચીત પછી બંને ઉમરાવો પોતાનાં નિયમિત કામે લાગ્યા. લોર્ડ સેંટ જોને બતાવેલી શંકાથી લોર્ડ હર્ટફર્ડનું મન પણ ઘડીકમાં શંકા ભરેલું થતું, છતાં નજદીકની સગાઇને લીધે તે પોતાના મનમાંથી તે વિચાર હિમત અને દ્રઢતાથી દુર કરી દેતો અને મનમાં ને મનમાં બોલતો કે, "બસ, બસ, એજ શાહજાદો છે શું કોઇ એમ કહી શકશે કે, જૂદા જૂદાં લોહી અને કુળના આ પ્રમાણે બે જોળીયાં હોઇ શકે? અને કદાચ તેમ હોય તો એ એક બીજાની જગા ઉપર ફેર બદલ થઇ જવાનો સંજોગ બને એ વિશેષ આશ્ચર્યકારક નથી કે? નહિ નહિ, એવું

વિચારવુંજ મૂર્ખાઇ ભરેલું છે." એમ વિચારી તે બોલ્યો કે "કદાચ તે ઠગારો હોય અને પોતાને શાહજાદા તરીકે ઠોકી બેસાડવાનો દાવો કરે તો તે સમજી શકાય તેવું છે, પણ આ તો તેથી ઉલટુંજ છે કે આખી દરબાર તેને પોતાનો શાહજાદો માને છે, રાજા તથા રાજકુટુંબી તેને પોતાના શાહજાદા તરીકે ગણે છે, સઘળી પ્રજા તેને શાહજાદો કહે છે, ત્યારે તે પોતે એમ કહે છે કે નહિ ભાઇ નહિ, હું શાહજાદો નથી. નહિ નહિ, સેંટ સ્વીધીનના આત્માની પ્રતિજ્ઞા લઇને કહું છું કે, એજ ખરો શાહજાદો છે પણ તે બાપડો દીવાનો થઇ ગયો છે."

---

## પ્રકરણ ૭ મું.

### બાદશાહી ખાણું.

બપોરના એક વાગાનો અમલ થતાં ટોમના ઉપર પાછી ધમાધમી થવા માંડી. બાદશાહી ખાણામાં જવાનો વખત થવાથી તેને ખાણાની મીજલસનો પોષાક પેહેરાવવાની ક્રિયાની દોડાદોડી ચાલી રહી. કોઇએ આવી અદબથી અદાથી બુટ પેહેરાવ્યાં, કોઇએ ખમીસ, કોઇએ ઝભો, કોઇએ કોટ ને કોઇએ પાટલુન પેહરાવ્યાં. કોઇએ ચપ કરતા કે આવી તેને મોટા આરીસો સામા બેસાડી માથાના બાળ સાફ સુફ કરી અંદર જાત જાતના સુગંધી તેલો રેડયાં, સેંતો પાડયો, એમ ગરબડથી તેને ફક્કડ રાજા બનાવ્યો. પોષાક સજી સજ થયા પછી એક ઉમરાવ આવી ખુબ નીચાવળી સલામ કરી ટોમને પડોસના એક મોટા સણગારેલા દીવાનખાનામાં લઇ ગયો. મધમધતાં અને સ્વાદિષ્ટ પકવાનોની ત્યાં એક ટેબલ ગોઠવવામાં આવી હતી. આ દીવાનખાનાનો દબદબો અને તેનો સણગારનો ભભકો જોઇનેજ ટોમ તો છેક ઠક થઇ ગયો. જ્યાં ત્યાં સઘળું સુનેરી બુટાઓ અને સુનેરી નકશીથી ઝળાંઝળાં થઇ રહ્યું હતું. બાદશાહી દબદબાના રસોઇઆઓ જેઓ ભઠીયારા છે એમ તેમના ભભકા ભરેલા પોષાકને લીધે ટોમ જાણી પણ શકયો નહી; તેમનાથી દીવાનખાતું ભરાઇ ગયું હતું. ખાણા પહેલાંની પ્રાર્થના હાજર થયલા એક ધર્મગુરૂએ કરી, એટલે ભુખથી અધમુઓ થઇ ગયલો ટોમ તો પકવાનો ઉપર હાથ મારવા તયાર બન્યો, પણ તેટલામાં ખાણાંની દેખરેખ રાખનાર ઉમરાવ અર્લ બાફ બર્કલીએ વચ્ચે આવી તેને તેમ કરતાં અટકાવ્યો અને તેનો પોષાક ખરડાય નહિ તે માટે કોટે એક સુંદર મધમધતો ટુવાલ વિંટાળ્યો; જેમ કરવાનો રીવાજ ઇંગ્લંડના બાદશાહી કુટુંબમાં વંશપરંપરાથી ઉતરતો આવ્યો હતો. ટોમનો પ્યાલો ઉચકનાર પણ ત્યાં

તયારજ હતો, અને દારૂ પીતી વખતે તે પ્યાલો ઉચકી ટૉમને પાતો અને પાછો મુકતો. શાહજાદા પ્રિન્સ આફ વેલ્સનું ખાણું ચાખનાર પણ ત્યાં હાજર હતો. રાજવંશીઓમાં ઝેરવેર વગેરે વધારે હોવાથી, રખે તેવો કોઇ મિત્રના વેશમાં હાજર હોય તો તે દુશ્મન ખાણાંમાં ઝેર મેલી જીંદગી લેવાના પ્રપંચમાં ફાવી શકે નહિ એવા કારણથી હંમેશાં શાહજાદાઓ ખાણું ખાય તે પૂર્વે દરેક ભોજન જમ્યા પહેલાં ચાખીને તે કોઇપણ જાતના ભેળથી નીરાળું છે એમ જાહેર કરવાને; મોટા પગારે એકાદ વિશ્વાસુ ઉમરાવને નોકરી રાખવામાં આવતો. તેજ પ્રમાણે શાહજાદાનું ખાણું ચાખવાને માટે એક ઉમરાવ પણ ત્યાં હાજર હતો. ટૉમને તે વાતની કશી ખબર ન હોવાથી તે ઉમરાવનું ઝાઝું કામજ પડયું નહિ, કારણ તેણે તો વાણીઓ ચખાડયા વગરજ ઝપાટાબંધ રકાબીઓ ઉપર હાથ મારવા માંડયો. રાજકુટંબમાં હંમેશાં કલેશ કંકાસના સડાઓ ચાલતા હોવાથી સાવચેતીને ખાતર આ ઉપાય લેવામાં આવ્યો હતો, પણ તે અજમાયશ કુતરાં, બીલાડાં સરખાં નિરજીવ પ્રાણીઓ ઉપર કરવાને બદલે માણસના જાનને જોખમમાં નાખવા જેવી અજમાયશ કરવાનો રીવાજ કેમ પડયો તે કહી શકાતું નથી, પણ એટલુંજ કે બાદશાહોઓના બાદશાહી ફાંટાઓ પણ વિચિત્રજ હોય છે. ઘોડાઓની સંભાળ રાખનાર વડો ઉમરાવ લોર્ડ ડીઆરસી પણ ત્યાં પોતાની ફરજ બજાવવાને હાજર હતો, પણ ખાણાની ટેબલ આગલ તે અધિકારીને હાજર રાખવાનો રીવાજ એ પણ વિચિત્ર ફાંટોજ માત્ર કહેવાશે. લોર્ડ ચીફ બટલર સાહેબ પણ ત્યાં હાજર હતો, જે ટૉમની ખુરસી પાછલ શાહજાદાનો હુકમ ઉઠાવવાને તત્પર થઇ ઉભો હતો, લોર્ડ ગ્રેટ સ્ટુઅર્ડ, તથા લોર્ડ હેડ કુક પણ ત્યાં હુકમ ઉઠાવવાને હાજર હતાં. આ ઉપરાંત ૩૮૪ ચાકર નફરનું એક મોટું મંડળ શાહજાદા ટૉમની તેહનાતમાં હતું, પણ તે સઘળા ખાણા દરમ્યાન ત્યાં હાજર ન હતા.

જે સઘળાઓ હાજર હતા તેઓને ભણાવી રાખવામાં આવ્યું હતું કે, શાહજાદાનું મગજ અશાંત છે માટે સંભાળીને કામ લેવું અને તેના ફાંટાઓ તરફ કોઇ પ્રકારની અજાયબી બતાવવી નહિ. આ ફાંટાઓ એક પછી એક તેમની નજરે પડવા માંડયા, પણ તેઓ સઘળા કશી પણ અજાયબીનાં ચિન્હો બતાવ્યા વગરજ ઉલટા દિલગીરીની નજરથી નિહાળતા મુંગામુંગા ઉભા હતા. તેઓ સઘળા પોતાના માનીતા શાહજાદાને આ પ્રમાણે વિલક્ષણ સ્થિતિમાં આવેલો જોઇ ખેદ બતાવતા હતા.

ટૉમે ખાણું ખાવામાં છરી, ચમચા કે કાંટાનો ઉપયોગ કરવાને બદલે હાથેજ ચલાવ્યું, જે જોઇ તેની એ વિલક્ષણતા પ્રત્યે કોઇને હા-

સ્ય નહિ પણ ઉલટો શોક ઉપજ્યો. પોતાના ગળા ઉપર વિંટાળેલો રુવાલ તે ઘડી ઘડી અજાયબીથી તપાસતો, કારણ તે કાંઇ સાધારણ નહિ, પણ બહુ કીમતી અને સુંદર તેમ મધમધતો હતો. કેટલુંક ખાણું ખાધા પછી ટોમ લગાર સાદાઇથી બોલ્યો કે, "મેહેરબાની કરીને આ રુવાલ છોડી લ્યો, નહિ તો કદાચ ગફલતથી તે ખરાબ થશે." નમન કરીને તે રુવાલ છોડી લેવામાં આવ્યો.

ખાણાં ઉપરના જાત જાતના ભોજન ને નાક આગળ લઇ સુંઘતો અને પછી લેહજતથી સ્વાદ કરતો હતો. કેટલીક વાણીઓ એવી રીતે ગોઠવેલી હતી કે તે ખાવાની હશે કે નહિ તે પણ તે સમજી શક્યો નહિ.(૪) એટલે તેણે આગળ હાજર રહેલા ઉમરાવને પુછપરછ કરવા માંડી. તેના ગમે તેવા વિલક્ષણ સવાલના ખુલાસા બહુ ગંભીરાઇથી આપવામાં આવતા. ખાણું ખાઇ રહ્યા પછી મોંહ સાફ કરવા માટે આવેલી ચીજમાં અખરોટની એક રકાબી હતી, જેમાંથી મુઠા ભરીને તેણે ઉમદા પોષાકનાં ગજવાં ભરી દીધાં. વિવેકથી ઉલટી તેની આવી ચમત્કારીક રીતી માટે કોઈ હસ્તું કે અજાયબી બતાવતું નહિ. આ ક્રિયા ચાલતી હતી તેવામાં તેના નાકમાં સળવળાટ થયો, પણ તે ખજવાળવાની ક્રિયા પોતાને હાથે થતી હશે, કે કોઇ ઉમરાવ નોકર પાસે કરાવવાની હશે તેના વિમાસણમાં તે પડયો. તેમ તેમ નાક ઉપર ખજવાળનો સળવળાટ તો પુષ્કળ વધી ગયો, એટલે બાપડો ટોમ તો આકુળવ્યાકુળ થઇ ગયો. કશું પણ બોલ્યા વગર તે પોતાની તેહનાતમાં ઉભેલા અમીર નોકરો તરફ એક પછી એક ટગર ટગર જોઇ રહ્યો, પણ મોંઢેથી બોલ્યા વગર તેઓ પણ શું સમજી શકે કે ટોમ શાહજાદાને શું જોઇયે છે. સળવળાટ તો એટલો વધ્યો કે ટોમની આંખમાંથી આસુ ટપકવા માંડયાં, અને તે જોયા પછીજ તેને પુછવામાં આવ્યું ત્યારે તેણે આસ્તેથી ખુલાસો કીધો કે—

"મને ક્ષમા કરશો; મારા નાક ઉપર સખ્ત ખજવાળ આવે છે; પણ એ બાબતમાં શું રીવાજ અને ધોરણ છે? જલદી કહો, કારણ મારાથી એનો સળવળાટ વધારે વાર ખમાતો નથી."

ટોમની આ વિલક્ષણતાથી કોઇ હસ્યું નહિ, પણ શું જવાબ આપવો તે માટે સઘળાજ મુંઝાયા અને એક બીજાના મોંહો ભીંપવા લાગ્યા. કોઇને પણ એ મુંઝવણ અને ગુંચવણનો ખુલાસો સુજ્યો નહિ. અફસોસ! જેમ જૂદાં જૂદાં કામો ઉપર જૂદા જૂદા અધિકારીઓ મુકરર કરેલા હોય છે તેમ શાહજાદાને ખંજવાળવાને કોઇ અમલદાર નિમ્યો નહતો. એ વેળાએ ટોમની આંખમાંથી આંસુની તો ધારા વહી ચાલી અને

(૪) પૂસ્તકને અંતે નાં. ૪ વાળી નોટ જુઓ.

ટોમના ગાલ તેનાથી ભીંજાઇ ગયા. અંતે કુદરતેજ વિવેકનો છેડો આણ્યો, ટોમે પોતેજ જો કાંઈ ખોટું થતું હોય તે માટે મારી ચાહી, પોતાનું નાક ધવડી કાઢયું અને ખજવાળની ચેલ નરમ પાડી.

ખાણું ખવાઈ રહેતાંજ એક લોર્ડ પોહોળા મોઢાંની સુંદર નકશીદાર સુનેરી તબક, હાથ ધોવા માટે, ગુલાબનાં પાણીથી ભરીને લઇ આવ્યો, બીજો એક ઉમરાવ તેનીજ પાછળ હાથ લુછવા માટે ટુવાલ લઇ ઉભો રહ્યો. ટોમ સમજ્યો કે પીવાનું પાણી લાવવામાં આવ્યું છે એટલે તબક હાથમાં લઈ ગુલાબનાં પાણીનો ઘોટ, ઝડપમાં મોઢામાં પી લીધો, પણ તે બેસ્વાદ લાગ્યાથી તુરત તબક ખસેડી નાંખી. આ તેની વિચિત્રતાથી કોઇ જરા હસ્યું નહિ, પણ સર્વ કોઇ સામા મુંઝવણમાં પડયા.

ટોમે બીજો જે ગરબડગોટાળો કીધો તે, ધર્મગુરૂ હજુ તો પ્રાર્થના કરવા માટે તેની પાછળ આવી બેસે તે પૂર્વેજ ટેબલ ઉપરથી ઉઠીને ઉભો થયો. ટોમની પોતાનીજ માંગણીથી તેને તેના ખાનગી ઓરડામાં લઇ જવામાં આવ્યો ત્યાં તે એકલો અટુલો, આ સઘળા બનાવો ઉપર વિચાર કરતો પડયો. એજ ઓરડામાં ખીંટીઓ ઉપર ઓકનાં લાકડાના કવરોમાં ઝળહળતાં બખતરો લટકતાં પડેલાં હતાં. સુનેરી નકશીના આ બખતરો શાહજાદા પ્રિન્સ આફ વેલ્સને રાણી મેડમ પાર તરફથી ભેટ આવ્યાં હતાં; ટોમે બેધડક તે કાઢી પોતાનાં આંગ ઉપર પહેર્યાં, પણ તેટલામાં તેને પોતાના ગજવામાં ભરેલા અખરોટનું સ્મરણ થયું, એટલે બધું પાછું કાઢી ઠેકાણે મુકી દઇ નચિંતાઇથી તેણે તે ખાવા માંડયાં. તે સઘળાં ખાઇ રહ્યા પછી એક નાહના ઓરડામાં કેટલાંક પુસ્તકો પડેલાં હતાં તે જોયાં. જે ખોલતાં ઇંગ્લંડની દરબારના શિસ્ટાચારનાં લખાણને લગતું એક નાનકડું પુસ્તક તેના હાથમાં આવ્યું, જે લઇ એક સુંદર નરમ કોચ ઉપર પડી તેણે વાંચવા માંડયું.

---

## પ્રકરણ ૮ મું.

### રાજમોહોર કયાં ગઇ?

પાંચ વાગાને સુમારે રાજા ૭ મો હેન્રી, એક ઉંઘનું ઝોકું લઇ ભાંગે દીલે ઉઠયો. આજુબાજુ કોઇને નહિ જોયાથી તેને ઉંઘમાં આવેલાં ખરાબ ને અપશુકની સ્વપ્નાઓનો વિચાર થયો. તે બડબડવા લાગ્યો અહો, દૈવ! અહો આ રાજ્ય અમે સાહેબી, તું શા માટે મને પજવે છે? પ્રભૂ પ્રભૂ કંઇક અપશુકનનાં ભણકારા વાગે છે; મારી જીંદગીનો અંત પણ જાણે પાસે આવ્યો છે; અને હું જોઉંછું શું? આ શું, મારી

નાડમાં દમ ક્યાં છે તેજ બતાવે છે કે, આ મહાન શાનશાહતના ધણીનો અંતઃકાલ પાસે આવી પહોંચ્યો છે. તે આવા તરંગો કરતો હતો તેટલામાં એક ઝાંખી રોશનીનો પ્રકાશ તેની આંખ આગળથી પસાર થઈ ગયો, અને તે જોઈ તે બોલ્યો, "તેની પહેલાં તો હું નહિજ મરૂં."

રાજા હેન્રીને જાગૃત થયલો જોઇ, તેની હજુરિમાં ખડા રહેલા નોકરે, લોર્ડ ચાનસેલર દરવાજા ઉપર આવીને ખડો છે એવી ખબર આપી.

"બોલાવ, બોલાવ," રાજા બૂમ પાડી ઉઠયો.

લોર્ડ ચોનસેલર ઓરડામાં દાખલ થયો અને રાજાનાં પલંગ આગળ જઇ નમન કરી બોલ્યો—

'તું નામવર, મહારાજાધિરાજની આજ્ઞા પ્રમાણે હું આજ્ઞા આપી ચુકયો છું અને તું નામવરની આજ્ઞાને અનુસરીને રાજના સઘળા અમીર ઉમરાવો પોતાના લાધરા પહેરી પાર્લામેંટ દરવાજા આગળ ઉભા રહ્યા છે અને ડયુક આફ નોરફોકની સજા અમલમાં મુકવાને માટે તું ખુદાવિંદના છેલ્લા શબ્દની સર્વ કોઈ રાહ જુવે છે."

આ સાંભળીને રાજાની આંખો ગુસ્સાથી લાલચોળ થઈ ગઇ. તે બોલ્યો.

"મને ઉઠાડો, ઉઠાડો, હું જાતે મારી પાર્લામેંટ સભા હજુર હાજર થઇશ અને મારા પોતાના હાથે તે કમબખ્તનાં ફ્રાંસીનાં વારંટ ઉપર મોહોર મારીશ."

આટલું બોલતાંજ તેનો સાદ દબાઇ ગયો, તેના મોંઢાંનો રંગ બદલાઇ ગયો, એટલે નોકરોએ દોડાદોડી કરી મુકી. તેને ટેકો આપી પલંગ ઉપરઉસીકાં ગોઠવી તેને સુવાડયો અને તુરતા તુરત તેને હુશીયારી આણનારી દવાઓ આપવામાં આવી, જેથી લગાર હુશીઆરી પકડી રાજા ફરીથી લગાર ગમગીન ચહેરે પોકાર્યો:—

"અફસોસ! તે સારા સમયની હું રાહ કેવી આતુરતાથી જોતો હતો, અને જો કે તેને બહુ મોડું થઇ ગયું છે, છતાં તે સારી તક મારા હાથમાંથી છીનવી લેવામાં આવી છે; પણ હવે તમે ઝડપ કરો, ઝડપ, જ્યારે આ મધુરી તક મારા હાથમાંથી કુદરતે છીનવી લીધી છે ત્યારે પછી તે તક બીજાઓને લેવા દેવો. મારી મહોર વાપરવાની હું તમને મુખત્યારી આપું છું, માટે જલદીથી એ કામ બજાવો. આવતી કાલનો સૂર્ય આથમે તે પૂર્વે તેનું શિરચ્છેદ કરેલું માથું મને લાવી દેખાડો કે મારૂં ઉકળેલું લોહી ઠંડું પડે."

"તું નામદારનો હુકમ યથાસ્થિત બજાવવામાં આવશે; તું નામદારની ઇચ્છા શું એવી છે કે એ મહોરનો ઉપયોગ મારે કરવો અને તમો નામદારની વતી એ કામ બજાવવું," લોર્ડ ચાનસેલરે પુછ્યું:

"મ્હોર, મ્હોર કોણ રાખે છે? તું નહિ તો તે બીજું કોણ રાખે છે?"

"નામવર શાહ, બે દિવસ ઉપર તું નામદારે એ મારી પાસેથી લીધી હતી, એમ જણાવીને કે, ડયુકનાં ફાંસીનાં વારંટ ઉપર તમો નામદાર પોતેજ તે મ્હોર મારશો."

"બેશક બેશક, મને તે સાંભરે છે ખરૂં? પણ મેં પછી તેનું શું કર્યુ? મને તે સાંભરતું નથી. મારી સ્મરણશક્તિએ મને દગો દેવા માંડયો છે."

એટલું બોલીને રાજાએ કાંઇ લવલવાટ કીધો, પોતાનું માથું આમથી તેમ ફેરવવા લાગ્યો અને તેમ કરી મ્હોર ક્યાં મુકાઇ છે તે યાદ કરવા માંડયું. અંતે લોર્ડ હર્ટફર્ડે નમન કરી ખુલાસો કરવા માંડયો.

"નામવર બાદશાહ, તુ નામદારે તે મ્હોર તેજ દિવસે નામદાર શાહજાદા પ્રિન્સ ઓફ વેલ્સને સંભાળવા આપી હતી એમ મને તેમજ બીજા આપણા ઘણાક અમીરોને પણ સાંભરે છે."

"ખચીત, ખચીત, મને હવે ભાન આવ્યું ખરૂં, દોડો દોડો, જલદી અને તે તેની પાસેથી લઇ આવો, વખત નકામો જાય છે." રાજા લગાર આનંદી સ્વરે બોલ્યો.

લોર્ડ હર્ટફર્ડ, શાહજાદા (ટોમ) હજુર દોડયો, પણ ઝાઝો સમય ગયો નહિ તેટલામાં તે ખાલી હાથે પાછો ફર્યો અને ધડકતી છાતીએ બોલ્યો:—

"નામવર શાહ, નઠારા સમાચાર સંભળાવતાં મને દિલગીરી લાગે છે પણ તેમાં મનુષ્યનો કશો ઉપાય નથી, કેમકે શાહજાદો હજુ રોગ મુકત થયલો લાગતો નથી અને મ્હોર શું ને વાત શું તેનું તેને કશું ભાન નથી, જેથી હું તમો નામદારને તાત્કાળ ખબર આપવાને દોડયો આવ્યો છું કારણ નકામો વખત પસાર થઇ જાય છે, અને તેની શોધ કરવી હાલ ફોકટ છે. મોટા મોટા દીવાનખાનાઓમાં તેને માટે શોધ—"

લોર્ડ હર્ટફર્ડ પોતાનું છેલ્લું વાકય પુરૂં કરે તે પહેલાં રાજા એક મોટો નિઃશ્વાસ નાખી બહુજ ગમગીન ચહેરે બોલ્યો:—

"તે બાપડાને હવે વધારે છેડ છેડ નહિ કરો, ઇશ્વરની તેના ઉપર મોટી અવકૃપા થઇ ગયલી જણાય છે, અને મારૂં હૈયું તે સાંભળીને ફાટી જાય છે; એક તો મારાથી મારૂં દુઃખ હવે ખમી શકાતું નથી, તેમાં આ મોટી પીડા મારા ઉપર ઉતરી છે. તે બાપડાને હવે શાંતિમાં પડી રહેવા દેવો જોઇયે છે."

પોતાના નેત્ર બંધ કરી કાંઇ ન સંભળાય તેમ તે બબડવા લાગ્યો. માથું નીચું રાખી કેટલોક વખત ઉંડો વિચાર કરી તેણે ડોકું

ઉચક્યું, અને લોર્ડ ચાનસેલર, જે છેલ્લો હુકમ થતાં સુધી નમન કરતો ઘુંટણે ઉભો હતો, તેની તરફ નજર કરી તે બોલ્યો—

"અરે! તું શું હજુ અહીંજ છે કે? ઇશ્વરનાં નામથી હું તને હોકમ કરૂં છું કે, તે દગાખોરને આ દુનિયામાંથી પેલી દુનિયામાં મોકલવાનું કામ તારા હાથે આવતી કાલે થવુંજ જોઇએ અને એવા એક દગાખોર આ દુનિયામાંથી ઓછો થાય તેની ખુશાલીમાં આવતી કાલનો દિવસ જાહેર તેહેવાર તરીકે પળાવો જોઇએ."

પાડાને દુઃખે તે પખાલીને ડામ દેવા જેવી રાજાની નીતિ જોઇ, લોર્ડ ચાનસેલરને તો કંપારી આવી. તે, અતિઘણા નમ્રપણાથી બોલ્યો,

"એ ખુદાવિંદ, દયા કરો, દયા કરો, મારી ભુલ થઇ; હું તો મહોર-ની રાહ જોતો ઉભો છું."

"અરે બેવકુફ! તારી અક્કલ ગુમ થઇ ગઇ છે કે શું? પેલી નાનકડી મહોર, જે હું હંમેશાં મારી જોડે લઇ ફરતો હતો તે મારી તીજોરીમાં પડી છે, અને મોટી મહોર તો ક્યાંક ખોવાઇ ગઇ છે તો શું નાની નહિ ચાલશે? તારી અક્કલ તને છોડી ગઇ છે કે કેમ? જા, જા, અને સાંભળ, તે ચંડાળના મસ્તક વગર મારી હજૂર આવતોજ નહિ." રાજાએ ખૂબ કડક હુકમ કીધો.

બાપડો લોર્ડ ચાનસેલર, આ ભયંકર આજ્ઞા માથે ચઢાવી રાજાની ભયંકર હાજરીમાંથી તાત્કાળ છુટો થયો, તેમજ પાર્લામેંટ સભાએ પણ ડયુક ઓફ નોરફોકને આવતી કાલે ફાંસી ચઢાવવાનાં રાજાની આજ્ઞા ઉપર બહાલી આપવાને વાર લગાડી નહિ. (૫)

---

## પ્રકરણ ૯ મું.

### સમુદ્રની સહેલ.

રાત્રિના નવ કલાકને સુમારે રાજમહેલનાં ચોગાનમાં આવેલી નદીનો તમામ મુખડો રોશણીથી ઝલહળી રહ્યો હતો. નદીમાં એક તસુ-ભાર જગ્યા ખાલી દેખાતી નહતી. સઘળીગમ નૌકાઓએ આનંદનો અવતાર ધારણ કર્યો હતો, રંગ બેરંગી ફાનસોની રોશનીથી અને પાણીના મોજાંઓથી ઉચી નીચી થતી નૌકાઓમાં તો રોષણી કાંઇ ચમત્કારીક દેખાયાથી, દૂરથી જોનારાઓને નદીનો દેખાવ રમણીય નંદનવન જેવો લાગતો હતો. આસપાસના બાગ બગીચાઓ ઉનાળાના પવનથી ઝુમી રહ્યા હતા અને સૌગંધિક ફુલફલોની દુરથી આવતી સુગંધ મનને શાંત

---

(૫) પુસ્તકને અંતે નાં૦ ૫ વાળી નોટ જોઓ.

કરી હતી હતી. નદીના ઘાટપરથી ઉતરવાનાં પથ્થરનાં મોટાં પગથિયાં મોજ મારવા માટે દોડમોડમાં જતા લોકોથી જીવતા માણસોના ચઢ ઉતર ડુંગર સરખાં લાગતાં હતાં. આજુબાજુએ શેહેનશાહી ચોપદારો ને નેકી પોકારનારાઓ દબદબા ભરેલા પોષાકમાં શસ્ત્ર સજીને ઉભા હતા; કોઇ કોઇ બાજુએ અમીર ઉમરાવો ગામ ગપાટાના તડાકા મારતા હતા; એ દોરમામ વચ્ચેથી બાદશાહી કારભારીઓની દોડધામ જોવા સરખી થઈ પડી હતી.

જ્યાં સુધી શેહેનશાહી હુકમ મળ્યો નહોતો ત્યાં સુધી નદીમાં ઉતરવાની પગથી લોકોથી ચીકાર હતી, પણ જેવો હુકમ થયો કે બીજીજ પળે પગથી પરથી માણસોને ખસેડવામાં આવ્યાં. લોકોમાં એક જાતની ઈંતેજારી ફેલાઇ ગઇ. નદીમાં હજારો હોડીઓ ડોલાયમાન થતી હતી અને તેમાં હજારો સેહલાણીઓ સેહેલ કરવા માટે ઉતરી પડયા હતા. પગથી અડોઅડ ૪૦ થી ૫૦ દરબારી હોડીઓ ડોલાં ખાતી હતી. તેના ઉપરલા શણગારમાં પણ કશી મણા નહોતી. સુંદર ધજાઓ ફરફરી રહી હતી. કેટલીક ઉપર બાદશાહી ચિન્હથી મઢેલા સોનેરી કીનખાબની ધજાઓ ઉડતી હતી, કેટલીક ધજાઓ તો જાણે ચાંદીનાં પતરાં હવામાં ઝલહલ થઇ રહે તેમ ઝલહલતી હતી. અને તેના ઉપર ચાંદીની ઘંટડીઓ, પવનમાં ખણખણ કરતી લહેકી રહી હતી. પવનના સપાટાથી, જ્યારે તે ઘંટડીઓ એકે સામટી વાગતી ત્યારે જાણે ગાયનનો લલકાર થઇ રહ્યો હોય તેમ લાગતું. સઘલી હોડીઓની અંદર ગવૈયાઓની ટોળી ગાયન લલકારતી હતી.

રાજસ્વારીના અગ્રભાગે જનારી લશ્કરી ટુકડીએ મહેલના દરવાજા આગળથી બહાર પગલાં કાઢયાં કે લોકોની ઇંતેજારી અતિઘણી વધવા માંડી. આ ટુકડી, તેના ચિત્રવિચિત્ર પોષાકથી દમામદાર દીસતી હતી. ચાંદીનાં ગુલાબોથી ઝલહલ થતી, મખમલની એક સરખી ટોપીઓથી તેનો દબદબો ઓરજ લાગતો હતો. ખાંધ ઉપર સુવર્ણના કીનખાબનાં ઝુમતોઓ ઝઝુમી રહ્યાં હતાં. ઉંચી મખમલ અને રેશમના પોષાકો ઉપર ચાંદીનાં બકલ સાથેના કમરે લટકાવેલા કમરબંધથી તેમની ખૂબી વિશેષ દિસતી હતી. ડાબી અને જમણી બાજુએ એકસરખી હારમાં તેઓ ઉભા રહ્યા હતા. છેક મહેલના દરવાજાથી તે નદી સુધી તેમની હાર લંબાઇ હતી. ઉંચો ગાલીચો, ઠેઠ મહેલથી તે ડક્કાના પથરા સુધી, પાંથરવામાં આવ્યો હતો. ગાલીચો બીછાયો કે મહેલમાંથી નોબત વાગવા માંડી. તે સાંભલતાંજ તેમે જવાબ આપવાને નદીમાં ઉભેલી હોડીઓએ પણ નોબત વગાડવા માંડી. સફેદ ચકચકીત રાજદંડ સાથે એ નકીબો ધીમા, પણ રાજવંશી પગલે, મેહલમાંથી બહાર નિકળ્યા. તેમની પાછળ શાહનશાહી

રીઓ અને મધ્યમ વયની એક બાઇ, ઢોરની પેઠેજ પડેલાં હતાં. બીજા એક ખુણામાં એક બદસુરત ડોકરી ફુંફાડા મારતી હતી, તેના માથાપર ચકચકીત પણ ગુંથાયલા પીંખાયલા સફેદ વાળ અને ચકચકીત આંખો હતી. હમણાં કોઇ પાસે આવે તો તેને જીવતોને જીવતો ખાઇ જાય એવા વિકાળ સ્વરૂપમાં જમીન ઉપર તે તરફડીયા મારતી હતી. જોન કેન્ટી તેના તરફ જોઇને બોલ્યો, "ડોકરી, ઉઠ, જો અહીં એક નવો તમાસો! ઉઠ, જો હું ગમત બનાવું છું તે." એમ બોલી તે શાહજાદા આગળ ગયો; તેના માથા ઉપરથી ટોપી ઝટકી બોલ્યો, "ચોલ ઉઠરે પોરિયા, બેઠો થા, બોલ તું કોણ છે? તારૂં નામ શું અને તું ક્યાંથી આવ્યો?"

એવો તો તિરસ્કારથી આ પ્રશ્ન જોને, શાહજાદાને કર્યો કે તે તો રાતો પીળો થઇ ગયો, અને જો હમણાં તેનું ચાલતું હતે તો તેજ ઘડીએ તેનું ધડ તેના શરીરથી છૂટું કરવાનો હુકમ કરતે. છતાં તે બોલ્યો,—"તારા સરખો બદમાશ મને આવી જાતની તિરસ્કાર ભરેલી આજ્ઞા કરે એજ તારી બદમાશી બતાવે છે. હું તને આગળ કહી ચુકયો અને હમણાં ફરીથી કહું છું કે હું બીજો કોઇજ નહિ, પણ એડવર્ડ પ્રિન્સ આફ વેલ્સ છું."

આ જવાબથી પેલી બુઢી ડોશી તો ખડખડ હસવાજ લાગી; એવકુફની પેઠે તે આશ્ચર્યકારક રીતે શાહજાદા તરફ ટગર ટગર જોવા લાગી, અને તે જોઇને જોન કેન્ટી પણ પેટ પકડીને હસવા લાગ્યો; પણ ટોમ કેન્ટીની મા તથા તેની બેહેનો ઉપર તેથી જૂદીજ અસર થઇ. તે બાપડીઓએ ગભરાઇને ધાર્યું કે, એ બાપડા ઉપર હમણાં સરખો ઠંડુકાનો માર પડશે, અને તેથી તેઓ વચ્ચે પડી અને બોલી કે "અરે મારા ગરીબ ટોમ, ગરીબ છોકરા"!

ટોમની મા શાહજાદાના પગ આગળ માથું મુકીને પડી પોતાના હાથ તેના ખભા ઉપર મુક્યા અને આંખોમાં આંસુ લાવી તે બોલી:—

"ઓ મારા રાંકડા, મૂર્ખાઇ ભરેલી ચોપડીઓના થોથાં વાંચતાં વંચતાં તારા મન ઉપર આ ખરાબ અસર થઇ ગઇ છે, અને તારી ડાગળી ચસકી ગઇ છે. હું તને વારંવાર કહેતી હતી કે એ કંગાળ થોથાંઓ ન વાંચ, ન વાંચ, તેને ગટરમાં નાખી દે, પણ તું સમજ્યો નહિ, અને અંતે તેં આજે મારી છાતી ફાડી નાખી છે."

શાહજાદાએ ટોમની મા તરફ નજર કરી મધુરા સ્વરે કહ્યું,—"તારો દીકરો સારી પેઠે છે, તેની ડાગળી ચસકી ગઇ નથી; તું ફીકર મા કર, તે હાલ રાજમહેલમાં મોજ મારે છે. લ્યો મને જવા દે, અને તાત્કાલજ મારો પિતા જે આ દેશનો રાજા છે તે તેને તારે ત્યાં પાછો મોકલી દેશે."

"શું, તારો પિતા આ દેશનો રાજા ? અરે મારા લાડકવાયા બેટા, એ તું શું બોલે છે ? એમ મા બોલ, નહિ તો તારૂં ને મારૂં સર્વનું સત્યાનાશ વળી જશે. તારા મગજમાં એ શું ભૂત ભરાયું છે ? તું કેવો રમતો ને ખેલતો હતો તે યાદ કર. અહિં મારી તરફ નજર કર. જો હું તારી મા છું કે નહિ અને હું તને ચાહું છું કે નહિ ?"

શાહાજાદાએ ડોકું ધુણાવ્યું અને ઉદાસ થઇને બોલ્યો—"પ્રભૂ જાણે છે કે હું તારૂં દીલ દુખવવાને કેવો નારાજ છું. પણ પ્રભુને મારી સમક્ષ જાણી હું સાચે સાચું કહું છું કે, મેં તારૂં મો કોઇ પણ દિવસે જોયું નથી."

આ જવાબ સાંભળીને બાપડી ડોશી તો ભોંય ઉપર ફસડાઇને બેસી ગઇ અને આંખે આડા હાથ કરી ધ્રુસ્કેધ્રુસ્કે રડવા લાગી.

"એ ભવાઇ ભજવવા દે ભજવવા દે" કેન્ટી શાહજાદાની વાત સાંભળીને પોતાની સ્ત્રીને મશકરીમાં કહેવા લાગ્યો અને પછી બેટ તથા નાન તરફ ફરીને કરડાકીથી બોલ્યો, અરે નાપાક પોરીઓ શું તમે અહી આ શાહાજાદા સાહેબની હાજરીમાં ઉભી છો કે ? અને તમને કંઇ વિવેકની ખબર છે કે નહિ ? પડો એકદમ પગે અને નમન કરો એ શાહજાદાને."

આ કઠોર વચન બોલતાં બોલતાં તે મોટે સાદે હસ્યો પણ બાપડી નાન અને બેટ તો પોતાના ગરીબ ભાઇની દયા ખાઇ તેનો બચાવ કરવા લાગી અને લગાર હીમતથી નાન બોલી ઉઠી કે, "પિતાજી ! એ બાપડાને લગાર આસાએસ સાથે ઊંઘ લેવાદો. આસાએસ અને ઊંઘથી એનું આ દીવાનાપણું દૂર થઇ જશે." બેટ પણ પોતાની બેહનને આમ બોલતી જોઇને લગાર હિમત પકડી બોલી, "હા, હા, પિતાજી, એ બચારો અમારો ભાઇ આજે કંઇક વધારે થાકી ગયલો લાગે છે, આવતી કાલે એ પોતાની મેળે ઠેકાણે આવી જશે, અને આજે જે ચેહેન ચાલા કરેછે તે માટે પશ્ચાતાપ સાથે ક્ષમા માગશે અને ફરીથી ખાલી હાથે આવશે નહિ."

બેટ અને નાનના આ ધીરજ ભરેલા શબ્દોથી કાંઇક અસર કેન્ટી ઉપર થઇ, તોપણ તે ગુસ્સો કરીને શાહજાદા તરફ ફરીને બોલ્યો કે, "આવતી કાલે આ ખોલીનું બે પેની ભાડું ઝોંસવાનું છે, માટે યાદ રાખજે બચ્ચા બે પેની કાલે જો નહિ લાવ્યો તો હું તારી વલે શી કરીશ તે ? વળી અહીંથી આપણે કુચ કરી જવી પડશે."

શાહજાદો આ ગુસ્સા ભરેલા વચનથી મનમાં માઠું લાવીને બોલ્યો—

"અવિવેકી ઢોંગસોંગ કરીને મારૂં દીલ દુઃખવ મા, હું ફરીથી તને કહુંછું કે હું આ દેશના રાજાનો કુંવર છું."

પોતાના ખડબચડા પોહોળા લકડપદ સરખા હાથની હથેલીનો એક જબરો હડસેલો કેન્ટીએ શાહાજાદાના ખભાં ઉપર લગાવ્યો, ને આંચ-

કાથી તે બાપડો કેન્ટીની સ્ત્રીના ખોળામાં જઇ પડયો, જેણીએ તેને છાતી સરસો હેતથી દાબ્યો અને કેન્ટીના મારમાંથી બચાવવા માટે પોતે તેના ઉપર આડી થઇને પડી. બાપડી બેટ અને નાન તો ગભરાઇને ત્યાંથી નાહાસીજ ગઇ પણ કેન્ટીની આ શાહાજાદાની હીમાયતે નીકળી આવી જેને જોઈને શાહાજાદો બોલી ઉઠયો કે, નહિ ડોશીમા નહિ, મારે માટે તું કાંઇ લઠ્ઠપઠ્ઠ સરખા હાથનો માર ખાઇશ નહિ. તેને મારા ઉપરજ ગમે તેટલો હાથ ચલાવવા દે ફીકર નહિ.”

આ શબ્દો સાંભળતાજ કેન્ટી તો જોસભેર ઉછળ્યો અને પોતાની સ્ત્રીના રક્ષણમાંથી શાહાજાદાને ખેંચી લેઇ તે બાપડાને સારો પુષ્ટિકારક ખોરાક જમાડયો અને તેને બરાબર જમાડયા પછી પોતાની સ્ત્રી તથા દીકરીઓને પણ સજ્જડ ઠોકી. ઘર સંસારની આ ક્રિયા પુરી થયા પછી કેન્ટીએ સર્વને સુઈ જવાની રજા આપી. તેહમાં તેહ દીવાનખાનામાં જે દીવો બળતો હતો તે બુજાવી નાખવામાં આવ્યો અને સર્વ કોઇ પોતપોતાનાં ચીથડેહાલ બીછાના લેઇ સુઇ ગયાં. કેન્ટી પોતે પણ સુઇ ગયો. સર્વ શાંત થયું ત્યારે બેટ ને નાને જોયું કે તેના બાપ ને દાદીએ ઘુરવા માંડયું છે ત્યારે તેઓ પોતાના ભાઇ–શાહજાદા–આગળ હળવે હળવે ગઇ અને તેને જે કાંઇ ચીથરા બાકી હતાં તે ઓઢાડયાં. તેની મા–કેન્ટીની સ્ત્રી–પણ હળવે હળવે તેની પાસે ગઇ, તે બહુ હેતથી તેના શરીરપર હાથ ફેરવવા લાગી અને વહાલ કરવા લાગી અને પોતાનાં બાદશાહી ભોજનમાંથી થોડુંક ખાવાનું બચાવી રાખ્યું હતું તે આપ્યું. બાપડા શાહજાદાની ભુખ તો તદન મરીજ ગઇ હતી. પોતાની તરફ બતાવવામાં આવેલા આ પ્યારથી શાહજાદાએ તો રાજવંશી શબ્દો અને વિવેકથી તે ત્રણેનો ઉપકાર માન્યો, અને સર્વેને તેણે સામા દીલાસાના શબ્દો કહીને સુવા જવા કહ્યું. પોતાની આ મુલાકાતની છેવટે શાહજાદાએ તેમને કહ્યું કે, ‘મારા પિતા તમારી આ સેવાની કદર જરૂર પીછાણશે તેની ખાત્રી રાખજો.’ આ છેલા શબ્દો સાંભળી, શાહજાદાને પોતાના દીકરા તરીકે માનતાં આ ત્રણે, તેને દીવાનો થયલો જાણી, મનમાં બળાપો કરવા લાગ્યાં, અને બળાપો કરતાં કરતાંજ તેઓ પોતાના બીછાના ઉપર પડયાં.

સઘળાં ઘસઘસાટ ઉંઘમાં પડયાં, પણ કેન્ટીની સ્ત્રીને આખી રાત ઉંઘ આવી નહિ. તેણે અનેક વિચારો કર્યા, ઘડીકમાં તેના મનમાં આવતું કે ગમે તે છતાં આ બનાવમાં કાંઇ પણ ભેદ છે. બીજીજ પળે તે પોતાના દીકરાની વર્તણુક, તેના સ્વર, તેની ચાલચલણ તેનો ચહેરો વગેરે ધ્યાનમાં લેતી કે તેમાં કાંઇ ફેર છે ? અને જ્યારે લાગતું કે તેમાં તો કશો તફાવત

નથી ત્યારે તેના મનમાં બીજાજ તરંગો આવતા. ઘડીકમાં તેને લાગતું કે આ છોકરો મારો ન હોય. અંતે તેણીએ, એ છોકરો પોતાનો છે કે નહિ તેની કેટલીક કસોટી અજમાવવાને ઠરાવ કર્યો અને તે કસોટી કેવા પ્રકારે કરવી તેનો તે વિચાર કરવા લાગી. કહેવા કરતાં કરવું મુશ્કેલ છે. એક પછી એક કસોટીઓ તે પોતાના મનમાં નક્કી કરતી ગઇ, અને આમાં તો આ ખામી છે અને પેલી કસોટી અજમાવ્યાથી આમ થશે એમ કરી તે છોડી દેતી. અંતે એવું લાગ્યું કે એ બાબતને પડતીજ મુકવી અને જે થાય તે જોયા કરવું. આવા તરંગો તે ચલાવતી હતી તેવામાં શાહજાદાનો ઊંઘમાં બકવાનો અવાજ તેને કાને પડયો. તેણે તેના તરફ કાન દીધા કે જોઇએ તે ઊંઘમાં કાંઇ બબડી ઉઠે છે. ધીમે પગલે શાહજાદાની નજદીક જઇ બેઠી. તેણે ઝાંખી સલગાવેલી મીનબતી હાથમાં પકડી હતી. તેના મનમાં એવો વિચાર આવ્યો કે મારા દીકરાને હમેશાં એકજ કોરે આંખ ઉપર ચત્તો હાથ મુકી ઊંઘવાની ટેવ છે અને જોઉં તો ખરી કે હમણાં તે કેમ સુતો છે? ડોશી છેક નજદીક ગઇ અને જોય છે તો પોતાના દીકરાના સરખો તે તેને લાગ્યો નહિ એટલે તે બહુ દિલગીર થઇ. બતીની રોશણી તેની આંખ ઉપર પડવાથી તે ચોંકીને જાગી ઉઠયો પણ ડોશીએ તેને પસવાડી પસવાડી પાછો સુવાડયો અને તે ઉંઘી ગયા પછી પોતે પોતાની પથારીમાં આવી પોતાની કસોટીમાં નિષ્ફળ થઇ તે માટે અનેક વિચારો કરતી પડી. પોતાના દીકરાની સુવાની ટેવ યાદ કરી તેને શાહજાદાની ઢબ જોડે મેલવી, તેમાં કેટલો કેટલો તફાવત છે તે ધ્યાનમાં લઇ ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી.

પણ હજુ આશામાં નીરાશા થઇ ન હોતી. પોતાની આ કસોટીનાં પરિણામ ઉપર તેણે શક બતાવવા માંડયો; અને બીજી એક તપાસ કરવાનો ઠરાવ કીધો. તેણે બીજી એ વાર તે બાપડાને ઉંઘમાંથી ચમકાવી ઉઠાડયો; અને તે બંને વારની તપાસનું પરિણામ પહેલી તપાસથી; કોઈ પ્રકારે જુદું આવ્યું નહિ. નીરાશ થયા છતાં તે બાપડી કોઇ રીતે નક્કી ઠરાવપર આવી શકી નહિં.

શાહજાદો આખા દિવસનો બહુજ હાડમાર થઇ થાકેલો હોવાથી, ભર નિંદ્રામાં પડયો. ચારથી પાંચ કલાક સુધી તેણે નિરાંતભરી નિદ્રા ખેંચી. તે પછી લગાર તે જાગૃત થવા માંડયો; અને અરધી ઉંઘાયલી તથા અરધી જાગૃતાવસ્થામાં તે બડબડવા લાગ્યો—

"સર વીલીયમ"—થોડોક વાર પછી—ઓ, સર વીલીયમ હરબર્ટ, તું અહિં જલદીથી આવ અને કોઇ દિવસે નહિ જોયલું એવું સ્વપ્ન સાંભળ—સર વીલીયમ, તું સાંભળે છે કે? જાણે હું ગરીબ ભીખારી

બની ગયો છું; અને ઓ,—ત્યાં પેલા ગાર્ડો-સીપાઈઓ-સર વીલીયમ, શું આ દીવાનખાનામાં કોઇ નોકર ચાકર હાજર નથી કે? અફસોસ! એનું પરિણામ બહુ ભારે સોંઘું પડશે."—

"ભાઇ તને શું થયું છે? તું કોને બોલાવે છે—" શાહજાદાની નજદીકમાંના એક માણસે શાહજાદાને ઉપર પ્રમાણે બરબડતો સાંભળી પ્રશ્ન કર્યો.

"સર વીલીયમ હરબર્ટને હું બોલાવુંછું, પણ તું કોણ છે?" શાહજાદાએ ઊંઘમાં ને ઊંઘમાં જવાબ દીધો.

"હું? હું બીજું કોંઇ નહિ પણ તારી બેન નાન છું. હજુ તું આવો દીવાનોજ કે? અહા! મારો ગરીબ ભાઇ, એ તને શું થઇ આવ્યું? ખોદા કરે ને હું જાગીજ નહતે તો કેવું સારૂં કે આવા શબ્દો સાંભળતેજ નહિ; પણ મારા દયાળુ ભાઇ, તું તારી જીભડીને અંકુશમાં રાખ, નહિ તો આપણે બધાં માર ખાઇ ખાઇને મરી જઇશું તો કોઇ દાદ લેનાર નથી. આ ગરબડથી શાહજાદો ચમકી ઉઠયો અને વધારે જાગૃત થયો અને ઉઠવાનો પ્રયત્ન કરવા જતો હતો તેટલામાં રાતના મારનો ચમચમાટ તેને પીડા કરવાથી તે ઓ! ઓ! કરતો પેલા તૂટ્યા બીછાના ઉપર પાછો પડયો, અને પડતાં પડતાં બોલ્યો—"અફસોસ, ત્યારે આ કાંઇ સ્વપ્નું નથી."

ઊંઘે સંતાપ અને દુ:ખને ઘડીભર વીસારી મુકયાં હતાં તે જાગૃત થતાંજ પાછાં તેની સમીપ આવી ખડાં રહ્યાં, અને તેને લાગ્યું કે હવે હું મારા રાજમહેલમાં લાડકચાયો શાહજાદો નથી, પણ એક ન્યાત બહાર ચીથરેહાલ કપડાંમાં વીંટળાયલો ઢોરોને બાંધવાને લાયક એવા ગુફામાં કેદ પડેલો, ભીખારી અને ચોરોના સમાગમમાં રહેલો ગરીબ ભીખારી છું. આવા સંતાપમાં તેના ઓરડાથી બીજા ત્રીજા એક ઓરડામાં કાંઇક ગરબડ થતી તેને સંભળાઇ. થોડાજ વખતમાં તેના દરવાજા ઉપર કોઇ ટકોરો મારતું સંભળાયું. ટકોરાના અવાજથી રાક્ષસ જેવો જોન કેન્ટી જાગી ઉઠયો અને "કોણ છે?" એવો સવાલ કર્યો.

"જે માણસને તેં તારો ડંડુકાનો ફટકો લગાવ્યો હતો તે માણસ."

"હું કાંઇ તે જાણતો નથી, અને કાંઇ તેની દરકાર નથી; તું અહીંથી જા—" કેન્ટીએ ઉત્તર આપ્યું.

"ઓ કંગાળ, જાણે કે હું કોઇ નહિ પણ ફાધર એન્ડ્રુ છું."

ફાધર એન્ડ્રુનું નામ સાંભળતાંજ, કેન્ટી ગભરાયો, અને સડાક દેતો કે ઉઠીને ઉભો થયો, પોતાના કુટુંબને જગાડયું અને "નહાસો, નહાસો રહી જશો તો અહીંજ મુઆં એમ સમજજો." એવા પોકાર કરવા લાગ્યો

આ ગરબડને પાંચ મીનીટ થઈ નહિ તેટલામાં કેન્ટીના ઓરડામાં ગરબડ થઈ રહી; સઘળાંઓ જીવ લઈને મહોલ્લામાં બાહાર નિકળી પડયાં અને જ્યાં રસ્તો મળે ત્યાં નહાસવા લાગ્યાં. કેન્ટીએ શાહજાદાને પોતાનો ટોમ માનીને તેને પણ કમરમાંથી પકડયો હતો, અને બીજે હાથે એક લપડાક એચી અને બોલ્યો, "તારી જીભડીને કાબુમાં રાખજે, દીવાના, મૂર્ખા, આપણું નામનિશાન જાહેર કરતો ના, હું મારૂં નામ બદલીને બીજુંજ રાખીશ, અને તું પણ અહીંથી પેલી તરફ નહાસ." એમ બોલી બારી તરફ હાથ કરી એક ગલી બતાવી.

પોતાના કુટુંબના માણસોની જોડે એવી ગોઠવણ કરીને માર્ગમાં કદાચ સઘળાં છુટાં પડી જાય તોપણ છેવટે સઘળાંઓએ લંડનબ્રીજ આગળ એકઠા થવું, અને ત્યાં સઘળાં ભેગાં થયા પછી સાઉથપાર્ક તરફ નાસી જવું, એવી જુક્તિ રચવામાં આવી.

બીજીજ પળે સઘળાં અંધારા ઓરડામાંથી રોશણીમાં આવ્યાં, રોશણીમાંજ નહિ, પણ નદી કીનારા ઉપર ભેગાં થયલાં નાચતાં ગાતાં અને સેહેલ સટાકી કરતાં લોકોનાં મોટાં ટોળાં વચ્ચે જઈ પડયાં. ટેમ્સ નદીના કીનારા ઉપર ચપચિન્હો તરીકે સળગાવેલી મોટી મસાલો સાંમેથી દેખાતી હતી; લંડનબ્રીજ ઉપર પંક્તિબંધ રોશણી સલગાવેલી હતી, સાઉથપાર્કનો પુલ પણ તેજ પ્રમાણે રોશણીથી ઝળહળી રહેલો દેખાતો હતો, આખી નદી જાણે ચકચકીત પાણીની હોય તેવી દેખાતી હતી, અને આતશબાજીના દેખાવોથી આકાશ હળમળી રહ્યું હતું, જ્યાં ત્યાં તમાશગીર લોકોનાં કઠમાર ટોળાંઓ દેખાતાં હતાં અને જાણે આખું લંડન શેહેર ખાલી થઈને તે તરફ ભેગું થયલું હોયની શું તેવું લાગતું હતું.

જોન કેન્ટી જીવતાં મનુષ્યના આ સાગર તરફ આવી પોહોંચ્યો, પણ તેમાં સઘળાંઓ એક બીજાથી જુદાં પડી ગયાં. શાહજાદાનું અંતઃકરણ હવે છુટાપણું મેળવવાની લઘુતાથી ધડક ધડક થતું હતું.

કેન્ટી આ મોટા ટોળાંમાંથી જોસભેર પોતાનો રસ્તો કાઢવા જતો હતો તેટલામાં છાકટાધૂન સરખા પણ લકુપકુ દેખાવના એક માણસને તેનો હડસેલો લાગ્યો. કેન્ટીથી તે કોઈ રીતે પાછો હઠે તેવો ન હતો. તેણે તેને જોરથી પકડયો અને ખભા ઉપર હાથ નાખી કેન્ટી જોડે વાતચીત કરવા માંડી—

"મિત્ર, આટલો ઉતાવળો કયાં દોડે છે? આજે જ્યારે આખું શેહેર તેહવાર પાળી સેહેલ સટાકી અને ચમનદારી ઉડાવવા બાહેર નિકળ્યું છે ત્યારે તને એવડું શું અગત્યનું કામ નિકળી આવ્યું છે?"

"હું છું ને મારૂં કામ છે, તેની તારે દરકાર શી?" કેન્ટીએ લ-

ગાર તોછડાઇમાંજ જવાબ આપ્યો; "મારાં ખભાં ઉપરથી તારો હાથ ઉપાડ અને મને મારે રસ્તે જવા દે."

"જ્યાં સુધી તું શાહજાદા પ્રિન્સ આફ વેલ્સની સલામતી મારા જોડે લઇશ નહિ ત્યાં સુધી કયો કમબખ્ત તને અહીંથી જવા દેશે."

"લાવ ત્યારે ક્યાં છે ગ્લાસ, ચાલ ઉતાવળ કર," કેન્ટીએ મુફ્તમાં મળેલો કટોરો સ્વાહા કરવાના હેતુથી જવાબ આપ્યો. બીજા કેટલાકો જે ત્યાં પુર બહારમાં મસ્ત થઇ ઉભા હતા તેઓ તુરત એક (૬) કટોરો લાવ્યા, અને તે કેન્ટીને આપ્યો; જે કેન્ટી પીવા જાય તેટલામાં, શાહજાદો જે અત્યાર સુધી કેન્ટીની જોડેનો જોડે હતો તે, ત્યાંથી છુટયો અને લોકોની ભીડમાં પેસી અલોપ થઇ ગયો. લોકોને મોંઢે ચાલી રહેલી વાતો ઉપરથી તેણે આજની વાતની ધમાચકડીનું કારણ શોધી કાઢ્યું. લોકોના જણાવ્યા પ્રમાણે, રાજવારસ પ્રિન્સ આફ વેલ્સને જાહેર ખાણાની ગમત આપવામાં આવી છે. તુરતજ તેણે અનુમાન બાંધ્યું કે મારે બદલે, કર્મ સંજોગથી ગોઠવાઇ બેઠેલો પેલો કંગાળ ભીખારડો પોરિયો ટોમ કેન્ટી; પોતાને મળેલી તકનો આ અચ્છો ઉપયોગ કરે છે. તેને માટે ત્યારે એકજ રસ્તો બાકી રહ્યો, તે એ કે ગીલ્ડહાલ જવું, ત્યાં પોતાને પ્રિન્સ આફ વેલ્સ તરીકે જાહેર કરવો, અને પેલા ઠગારા ટોમને ઉઘાડો પાડવો; તેણે વળી એવો પણ નિશ્ચય કર્યો કે, ટોમને છેલ્લી બંદગી કરી લેવાનો વખત આપવો અને તે પછી તેને રાજદ્રોહના વાંક માટે, તે વખતના કાયદા અને રીવાજ પ્રમાણે, ત્રણ લાકડે લટકાવી દેવો.

---

## પ્રકરણ ૧૧ મું.

### ગીલ્ડ હાલની જ્યાફત.

બાદશાહી હોડી તેના મોટા કાફલા સાથે, બારાંમાં પડેલી બીજી હોડીઓની વિધવિધ પ્રકારની રોષણી વચ્ચેથી સડસડાટ કરતી ટેમ્સ નદીમાં સફર કરતી કેટલીક દૂર નિકળી ગઇ. જ્યાં ત્યાં ગાયનના લલકાર સિવાય બીજું કશું સંભળાતું નહતું; નદીના કીનારાઓ ખુશાલી અને આનંદની લહેરોમાં ફડફડ થતી ધજાપતાકાઓથી ભરાઇ ગયા હતા; કેટલેક દૂર થતા જય ચિહ્નનાં બળતાંઓના ભભૂકા નૂતન આકાર અને ચમત્કૃતિમાં, જોનારના મનને આનંદ આપતા હતા; બીજી તરફ ધડાધડ છુટતી આતશબાજીના રંગબેરંગી મનહરણ આકારોથી મન પ્રફુલ્લીત થતું હતું, અને ઘડીભર જાણે આકાશમાંથી રંગબેરંગી જવેહરાતનો વરસાદ વરસતો

---

(૬) પુસ્તકને છેલ્લેની નાં૦ ૬ વાળી નોટ જુઓ.

હોયની શું તેવું જણાતું હતું. બાદશાહી મેમાનોએ કીનારો છોડયો તે વેળાએ તેને મુબારકબાદી આપવા માટે કીનારા ઉપરથી થયલા પોકારોથી ટેમ્સ નદી ગાજી રહી, અને તેની જોડાજોડ સલામતી આપનારી પહાડી તોપોની બેટેરી ઉપરથી તોપોના ધમ ધમ અવાજો નિકળ્યા.

ટોમ કેન્ટી, જે હોડીમાં રેશમી અને મખમલીયા નરમ સુવાળી ગાદી તકીઆઓમાં લપેટાઇ બેઠો હતો તેને ખુશાલીના આ અવાજો અને આનંદનો આ દેખાવ, સ્વર્ગ સરખો લાગતો હતો. તેના પાસામાં બેઠેલી શાહજાદી એલિઝાબેથ તથા શાહજાદી લેડી જેન ગ્રેના મનમાં નવાઇ સરખું કશું નહતું. હર્ષ અને ખુશાલીના આવા પોકારો વચ્ચે બાદશાહી હોડી દવગેટ અને ત્યાંથી વાલ્બ્રુકની ખાડીમાં થઇ બકલસબરી જઇ પહોંચી. ત્યાં પ્રાચીન બાંધણીનાં ઘરોની રચાનક નિહાલતાં નિહાલતાં બાદશાહી મેમાનોની હોડી એક કુંડમાં આવી લંગર કરી ઉભી રહી, જે કુંડવાળી જગાએ હાલ બાર્જ યાર્ડ ખડો છે, અને જે મથક લંડન શહેરનું મધ્ય બીંદુ ગણાય છે. ટોમને અહીં કીનારે ઉતારવામાં આવ્યો અને તેને તેના રસાલા સાથે ચીપસાઇડ પસાર કરાવી બેસીંગાલ થઇને ગીલ્ડ હાલના મહેલમાં લઇ જવામાં આવ્યો.

ટોમ તથા તેના જોડની બંને શાહજાદીને, લોર્ડ મેયર તથા શેહેરના સર્વ ધર્મગુરૂઓ તરફથી ઘટતું આદરમાન આપવામાં આવ્યું અને હોડીના માથા ઉપર ઉભા કરવામાં આવેલા સુંદર મંડપ નિચે લઇ જઇ બેસાડવામાં આવ્યા. તેની આગમજ "શાહજાદાની સલામ ઉપર નીધાહ રખ્યો"ના ચોપદારો અને નકીબોના પોકારોથી મહેલનું દીવાનખાનું ગજાવી મુકયું. ટોમની હાજરીમાં સદા ખડા રહેનારા લોર્ડ તથા બંને શાહજાદીઓએ પોતપોતાની બેઠકો લીધી. બીજી એક નાની ટેબલ ઉપર દરબારી અમીરો તથા બીજા ઉમરાવ મેમાનોએ બેઠક લીધી, જ્યારે આમ લોકે, હોલની ભોંય ઉપર મુકેલી બીજી ટેબલો ઉપર જ્યાં ફાવ્યું ત્યાં જગા લીધી. શહેરના પ્રાચીન રક્ષક, જેઓ ગોગ અને મેગોગના નામથી ઓળખાય છે તેઓ પણ પસંદ પડતી જગાએ બીરાજી ગયા. દરબારે બીરાજતાંની સાથે, રણસીંગડું ફુંકાયું અને એક ઢંઢેરો વંચાયો કે એક જાડો રસોયો બીજા રસોયાના નાના સરખા ટોળા સાથે બહુજ ગંભીર દબદબા સાથે ડાબી બાજુએથી શાહજાદા સમીપ ભોજન લઇ હાજર થયો.

ભોજન લેવા પુર્વે થોડા ક્ષણ પ્રાર્થના કરી લીધા પછી, પોતાને મળેલી સલાહ પ્રમાણે ટોમ પોતાની બેઠક ઉપરથી ઉભો થયો અને તેની જોડે આખી દરબાર ઉભી થઇ, અને એક શોભીતો સુવર્ણના પ્યાલામાંથી શાહજાદી એલિઝાબેથ જોડે સલામતી લીધી. શાહજાદી પછી લેડી જેન

, અને ત્યાંથી રીવાજ પ્રમાણે આખા મીજલાવડા તરફ તે પ્યાલો ફર્યો. આ પ્રમાણે ભોજન ચાલુ થયું.

ભોજનની મસ્તી, મધરાત્રીએ તો ખૂબ ટોચે ચઢી હતી, અને તે પછી તે વખતમાં અતિ ઘણી વખાણને પામેલો એક જોવા લાયક દેખાવ કરવામાં આવ્યો, જેનું વર્ણન તે નજરે જોનાર એક લખનારે વર્ણવેલુંવ તેનાજ બોલોમાં નિચે ઉતારીશું:—

'ગીરદીમાં જગા કીધા પછી, એક બેરન અને એક અર્લ ટુક, ફેશનના સુનેરી જરી બુટાના લાંબા ઝભા, ગુલાબી રંગની મખમલની ટોપીઓ પહેરી બંને બાજુએ તરવાર લટકાવી સાં દાખલ થયા. તેમની પાછળ બીજો એક બેરન અને એક અર્લ દાખલ થયા. તેઓએ પીલી સાટીનના લાંબા ઘાઘરાઓ પહેર્યાં હતા, તેના ઉપર સફેદ સાટીનના દુપટ્ટા નાખ્યા હતા, રૂશિયન ફેશનની ફુમટાંની ટોપીઓ પહેરી હતી અને પગમાં કાંટા સાથનાં બૂટો પેહેરી દીધાં હતાં, જે કાંટા લગભગ એક ફુટ જેટલા લાંબા નિકલી આવેલા હતા. તેમની પાછલ લોર્ડ હાઇ આડમીરલ, પાંચ સુંદર મખમલીના પોશાકમાં સજ થયલા ઉમરાવો; તેમની છાતી ઉપર રૂપેરી સાંકળી ભાતિની કરચલીઓની લેસ ટાંકી દેવામાં આવેલી હતી, તેમના માથા ઉપર નૃત્ય કરનારાઓને મળતી ટોપી હતી, જેના ઉપર પીછાંઓ લટકી રહ્યાં હતાં. આ પોશાક પ્રુશિયન ફેશનનો હતો. એકસો મશાલચીઓ દરબારમાં ઉભા હતા, તેમને તેમના હાથમાંની મશાલો મુકી દેવાડી ઉભા રાખ્યા હોય તો મગદુર શું કે તેમને મશાલચી કહી શકાય? પોતાના ઊંચા મખમલના પોશાકથી તેઓ કોઇ રાજવંશી સરખા જણાતા હતા. મુરોની પેઠે તેઓએ પોતાનાં મોઢાં કાળાં કર્યાં હતાં. તેમની પાછલ એક Mommarye આવ્યો, અને તેની પાછલ ગવૈયાઓનું નૃત્ય કરતું નાનું સરખું ટોળું આવ્યું. તેમની જોડે દરબારના અમીર ઉમરાઓએ પણ વાજીંત્રોના તાલસુર પ્રમાણે નૃત્ય કરવા માંડયું, જે વેળાનો દેખાવ ખરેજ જોવા લાયક થઇ પડયો હતો.'

નાનો ટોમ–પ્રિન્સ આફ વેલ્સ બનીને આ સઘળી રાજવંશી ગમતનો કૌતકથી લ્હાવો લેતો હતો, તેજ વેળાએ ખરો શાહજાદો પ્રિન્સ આફ વેલ્સ પોતાના ચીથરેહાલ પોશાકમાં ખરો શાહજાદો તો હું છું એમ મોટે મોટે પોકાર કરી કહેતો ને ટોમને ઠગારો જણાવતો હતો અને ગીલ્ડહાલના દરવાજામાં દાખલ થવા દેવા માટે પ્રાર્થના કરતો હતો. ભેગા થયલા લોકોને વળી આ નવો દેખાવ જોવાની ગમત મળી ગઈ અને સર્વ કોઇ આ નવા નિકળી આવેલા પ્રિન્સ ઓફ વેલ્સને જોવાને કચડા કચડી કરીને પણ તેના અંગ ઉપર તુટી પડતા હતા. જેમ જેમ પ્રિન્સ

ચિડવાઇ ચિડવાઇને મક્કમપણે પોતાને પ્રિન્સ ઓફ વેલ્સ તરીકે જાહેર કરતો, તેમ તેમ લોકો તેને કોઇ દીવાનો સમજીને ખૂબ મશ્કરી કરતાં, અને તે સાંભળીને બાપડા શાહજાદાની આંખમાં આંસુની ધારા વહેવા માંડી, છતાં તે મક્કમપણે અને ખરાજ બાદશાહી દબદબાને છાજે તે પ્રકારે, લોકોનાં ટોલાંને ધિક્કારતો અને જ્યારે વધુજ ચિડવાતો ત્યારે ગુસ્સે થઇ લોકોને કહેતો કે—

"હું તમને ફરી ફરીથી કહું છું, અરે ઓ અવિવેકી કુત્રાઓ, હું પોતેજ પ્રિન્સ ઓફ વેલ્સ છું! અને હાલ ગમે તેવો તજાયલો અને હીણાયલો છું તો શું થયું, પણ મને કોઈ અહીંથી હાંકી શકનાર નથી, પણ હું તે પદ મેળવીશજ."

"તું શાહજાદો હો કે ન હો, તે અમારા મનથી બધું સરખુંજ છે; તું ગમે તેવો બહાદુર છોકરો છે અને મિત્ર વગરનો છે; હું તારે પડખે છું ને તે સાબિત કરવાને ઉભો છું અને હું કહું છું તે ઉપર ધ્યાન રાખ કે માઇલ્સ હેન્ડન સરખો મિત્ર તને મળનાર નથી; તું હવે તારી જીભડી બંધ રાખ, મારા બેટા."

આ છેલ્લા શબ્દો બોલનારો સખસ ઊંચો કદનો, રૂષ્ટ પુષ્ટ અને પોષાકમાં ડોન સીઝર ડી બેઝાં સરખો હતો. તેનો પોષાક હતો તો ઊંચો, પણ જરી પુરાણો થઇ ગયો હતો; તેની ટોપી ઉપરનાં ફુમતાં ચુંથ પીંખ થઇ ગયલાં હતાં, અને તેથીજ તેનો દેખાવ જાણે સારવાન સરખો લાગતો હતો; બાજુએ મ્યાનમાં, એક કટાયલી લાંબી તરવાર ખોસેલી હતી, અને તેની વિરલા સરખી ચાલચલણ એમ બતાવતી હતી કે તે કોઇનો રખવાળ હોવો જોઇયે. તેનું ભાષણ સાંભળતાંજ લોકોએ મજાક મશ્કરી કરવા માંડી, અને કોઇ તો બોલતું કે આ તો બીજો પ્રિન્સ ઓફ વેલ્સ નિકળી આવ્યો છે, કોઇ તો વળી આગળ આવીને કહેતું કે, "બાપુ! આ બધુ શું, ઘેલું ગાંડુ બકો છો, તેનાં પરિણામની કાંઇ વકી રાખી છે કે એમજ? શાહજાદા પ્રિન્સ ઓફ વેલ્સને પેલા નવા માણસે પોતાની બાજુમાં રક્ષણે રાખ્યો હતો તેને ત્યાંથી ઘસડી કાઢી ઠોકવાને કોઇ કોઇ તો મુકા પણ ચઢાવતા.

એક મસ્તીખોરે તો ખરેખર તેમજ કર્યું, અને બાપડાને લગાવી કાઢવાને મુક્કો પણ ઉગામ્યો, પણ પેલો અજાણ્યો માણસ જે તેને પોતાના રક્ષણમાં રાખી રહ્યો હતો તેણે તુરતજ પોતાની લાંબી તરવાર એંચી પેલાને એક ફટકો તો એવો લગાવ્યો કે તે ભોંય ઉપર ધૂળ ચાટતો થયો. તેને જોઇને બીજીજ પળે લોકો "મારો, મારો, પેલા કુત્રાને મારો એવા પોકારો" થઇ રહ્યા અને કેટલાકો ભેગા થઇને તેના ઉપર

હેન્ડને તરવાલ કાઢીને કેન્ટીને દમ બીડાવ્યો. કેન્ટી તરવાલ જોઈ પાછળ હટયો. તે જોઇને હેન્ડને વધુ દમ બીડાવ્યો કે, "તારા સરખા લુચ્ચા લફંગીઓના તોફાની ટોળાંના ઘાતકી મારમાંથી મેં આ છોકરાને બચાવી મારા રક્ષણમાં લીધો છે ત્યારે હવે હું તેને તેજ લુચ્ચાઓમાંના, તારા સરખા એકને પાછો સોંપું કે ? તું એનો બાપ હોય યા ન હોય તોએ શું થયું ? છતાં હું કહું છું કે તું તેનો પિતા છે એમ તદન જુઠુંજ અડાવે છે; તારા સરખા કંગાળ હેવાનના હાથમાં એ બાપડાની હયાતી સોંપવા કરતાં તો એને મારી નાખવો બેહેતર છે. સમજ્યો કે બચ્ચા માટે જા; હવે અહીંથી તારૂં કાળું કર, અને ઝાઝી વાત કરવી ગમતી નથી; કારણ વધારે વાતથી હું ઉશ્કેરાઇ જઇશ."

જોન કેન્ટી ગભરાયો. બબડતો બબડતો અને ગાળો દેતો લોકોના ટોળામાં પેસી ગયો. હેન્ડને હોટેલવાળાને ખાણું લાવવાનો હુકમ આપ્યો અને પ્રિન્સને સાથે લઇ પોતાના ઓરડામાં ગયો. ઓરડો તદન કંગાળ હતો; ચીથરાં સરખું એક બીછાનું અને જરી પુરાણા ને ભાગુ તુટું ફરનીચર પડેલું હતુ. હેન્ડને જતાં વાર મીનબત્તી સળગાવી રોશણી કીધી. શાહજાદો કથાવટીએ બીછાના ઉપર પડયો. તે બાપડો તદન થાકીને લોથપોથ થઇ ગયલો હતો. આખો દિવસ અને રાત તે બાપડો ભટકયો હતો, અને હવે છેક પાછલી રાતના બે વાગવા આવ્યા હતા, છતાં તેના પેટમાં એક કોળીયો સરખો પણ ગયો ન હતો. પડયો પડયો તે હેન્ડનને પુછવા લાગ્યો કે, "ખાણાની ટેબલ કયારે બીછાવવામાં આવશે ?"

હેન્ડનની આંખોમાં લગાર ઝળઝળીયા ભરાઇ આવ્યાં અને તે પોતાના મન સાથેજ બોલવા લાગ્યો કે "આ નાનો સરખો ભીખારડો શું કરી રહ્યો છે ? બેધડક આવીને કાંઇ જરાએ ઉપકાર માન્યા વગર, બીછાનાં ઉપર પડયો, જાણે બાવાનોજ માલ હોયની ? બાપડો ડાગલો ખસેલો છે અને જ્યાં ત્યાં શાહજાદા તરીકે પોતાને અડાવ્યો જાય છે, અને જાણે ખરેજ પ્રિન્સ આફ વેલ્સ હોય તેવો ઠાઠ દેખાડે છે. ગરીબ બચારો હીણાયલો દુણાયલો કંગાળ ઉંદરડો ! બેશક એનું માથું ખસી ગયું છે. પણ કાંઇ નહિ, હું એનો મિત્ર થઇ રહીશ; મેં એને મોતમાંથીજ બચાવ્યો છે, અને કોણ જાણે શું છે કે મારૂં દીલ એની તરફ ખેંચાય છે. અજાયબી એજ છે કે, તોફાનીઓની સાથે તેણે જે કોપ દેખાડયો હતો તે ખરેખરો કાંઇક ઉંચા દરજાના માણસના જેવો હતો. એનો ચેહેરો કેવો નાજુક, સોહામણો, અને માયાળુ દેખાય છે, એનો કંઠ કેવો કોમલ અને મધુરો છે. હવે એ ઊંઘમાં પડશે કે પોતાનું દુઃખ જરા તરા ભુલી જશે

ખરો. હું એને શીખવીશ; તેનો રોગ સાજો કરીશ, બેશક, હું તેનો વડો ભાઇ થઈ રહીશ અને એની સંભાલ અને જતન કરીશ.

પોતાના મનમાં આવો સંકલ્પ કરી, હેન્ડન પ્રિન્સ, જે ભર ઊંઘમાં પડયો હતો તેના દીલ ઉપર પડયો અને ખરા હેતના ઉમળકાથી તેના ગાલ ઉપર ધીમેસથી બચી કીધી, અને તેના ગુચ્છાદાર ચકચકીત વાળનાં ગુંછલાં મ્હોંપર આવી પડયાં હતાં તે ખસેડી બાજુએ કર્યાં. થંડી લગાર વધારે હતી અને શાહજાદો બાપડો ઊંઘમાં થર થરતો હતો તે જોઇને હેન્ડને પોતાનું પહેરણ કાહડી તેના ઉપર ઢાંકયું; અને પછી પોતે પોતાના આંગમાં ગરમી લાગવાને આગળનીજ પેઠે પોતાના મન સાથે બરબડતો બરબડતો આખા ઓરડામાં આંટા ફેરા ખાવા લાગ્યો. ઘડીમાં તે વિચાર કરતો કે, "એની મનની સ્થિતિ એવી બગડી છે કે તે હઠ કરીને પોતાને પ્રિન્સ આફ વેલ્સ જણાવવા માંગે છે; એક પ્રિન્સ આફ વેલ્સતો ઈંગ્લંડની ગાદી ઉપર રાજા થઇ બેઠો છે ત્યારે અહીં આપણી સાથે બીજો પ્રિન્સ આફ વેલ્સ હોય એ કાંઇક વિચિત્ર લાગે છે. મારા વિચાર પ્રમાણે તેને એવીજ ભ્રમણા લાગી છે કે હું પ્રિન્સ છું. જો મારો પિતા, જેના કશા સમાચાર આજ સાત સાત વરસ થયાં મેં સાંભળ્યા નથી, તે અહીં હયાત હોય તો તે આ ગરીબ છોકરાની સારી બરદાસ્ત કરી તેને મારે ખાતર સારો આશ્રય આપ્યા વગર રહે નહિં, તેમજ મારો વડો ભાઇ આરથર, મારો બીજો ભાઈ હ્યુ, પણ તેવીજ પરોણાગત કરનારા છે." આ વિચાર કરતો હતો તેટલામાં એક ચાકર ખાણું લાવ્યો, એક નાની ખડખડ પાંચમ સરખી ટેબલ ઉપર તે મુકયું, ખુરશીઓ ગોઠવી, અને તે જમી રહે ત્યાં સુધી ખોટી રહેવાને બદલે ચાલ્યો ગયો. તેની આવજાથી બારણાંએ ખખડાટ કીધો જેથી શાહજાદો ઊંઘમાંથી જાગી ઉઠયો અને બીછાનાંમાં બેઠો થયો અને પોતાની બાજુબાજુ નજર ફેરવી. આમ તેમ જોતાં પોતાનાં આંગ ઉપર માઇલ્સ હેન્ડનનું પહેરણ વિટાળેલું જોઇ તે સમજ્યો કે એણે મને થંડીમાંથી બચાવવાને પોતાના ભોગે પોતાનું પહેરણ મારા આંગ ઉપર ઢાંકયું છે. તેમ જાણી તેના અંતરમાં ઉપકારની લાગણી સ્ફુરી આવી, એટલે તે હેન્ડનને કહેવા લાગ્યો કે, "તું મારા તરફ બહુ મમતા બતાવે છે; તું લે, તું લે, તારૂં પહેરણ અને તું પેહર. હવે મને જરૂર નથી."

હેન્ડને તેને ઉઠાડયો અને ભોજન ઉપર બેસવા આગ્રહ કર્યો. શાહજાદાએ કશું ઉત્તર આપ્યું નહિ, પણ તે હેન્ડન સામું ટગર ટગર જોઇ રહ્યો. હેન્ડનના પુછવાથી તે બોલ્યો કે, 'મારે હાથ મોઢું ધોવું છે.'

હેન્ડને હસ્તે ચહેરે તેને લાયકીથી જવાબ આપ્યો કે, "આ

ઘર અને તેમાં જે છે તે તારૂંજ છે, તું તારે ગમે તેમ કરી લે." આટલું છતાં શાહજાદો તો ચુપચુપ ઉભો થઇ રહ્યો અને હેન્ડન તેનું કારણ સમજી શક્યો નહિ. જ્યારે તેણે તે વિષે ખુલાસો પુછયો ત્યારે તે બોલ્યો કે, "મેહેરબાની કરીને પાણી રેડ, હું હાથ ધોઉં." હેન્ડનને લગાર આશ્ચર્ય લાગ્યું કે આ તો અહીં આપણી આગળ પણ રાજા થઇને કામ લે છે. છતાં લગાર ખામોશી પકડી તેણે હાથ ધોવાડયા. હાથ ધોયા એટલે ટુવાલ લાવીને હાજર રાખશે એમ માની તે વળી મુંગોમંત્ર ઉભો; અને જ્યારે હેન્ડને તેને ટુવાલ આપ્યો ત્યારે તેણે હાથ મોઢું લુછ્યું. શાહજાદાએ હાથ ધોયા પછી હેન્ડન, પોતે હાથ મોઢું ધોવા ગયો, તેટલામાં શાહજાદો તો ભોજનની ટેબલ ઉપર ખીરાજી હાથ મારવા લાગ્યો. હેન્ડન જલદીથી હાથ મોઢું ધોઇ બીજી ખુરશી લઇ તેની સામા ટેબલ ઉપર બેઠો એટલે શાહજાદાનો મીજાજ ગયો. તે લગાર તોરમાંજ હેન્ડનને કહેવા લાગ્યો કે—

"સબુર, સબુર, રાજાની હજુરમાં તેની જોડાજોડ ખાણું લેવા બેસતાં તું શરમાતો નથી કે?"

આ વાક્ય તો હેન્ડનનાં કળેજામાં તીરની પેઠે ભોંકાયો. તેણે જોયું કે આ ભીખારડો શું કરી રહ્યો છે. હમણાં પાંખડું પકડીને ઘરમાંથી બહાર કાઢીશ તો અટવાઇને મરી જશે, તો એ તો અહીં સામો મારા ઉપરજ સાહેબી ચલાવવા માંગે છે. આટલો ગુસ્સો લાગ્યા છતાં હેન્ડને ખામોશી પકડી. તેણે વિચાર્યું કે આ બાપડાનું ઘડીની વચમાં ભેજું ખસી જાય છે એટલે બસ, રાજા થઇ બેસે છે. ખેર, તેને રાજ ભોગવી લેવા દેવું એમ માની તે ઉઠયો, ખુરશી ખસેડી નાખી અને પોતે હુર રાજાની તેહનાતમાં ખડો થઇ ઉભો.

રાજા સાહેબ પેટ ભરીને જમ્યા, એટલે લગાર નરમ પડયા અને હેન્ડન જોડે વાત કરવા માંડી.

"તને માઇલ્સ હેન્ડનનાં નામથી ઓળખવામાં આવે છે કે કેમ?"

"હા મારા દયા સાગર!" હેન્ડન પણ હવે પ્રહસન ભજવવાના હેતુથીજ બોલ્યો.

"હું તારો ઇતિહાસ જાણવા ઇચ્છું છું, માટે તે તું મને કહે, હું તે ખુશીથી સાંભળીશ. તું જેવો હિમતવાન છે. તેવોજ દયાળુ પણ છે."

"હમો ઉમરાવ કુળથી ઉતરી આવેલા છીયે, નામવર સાહેબ; મારો પિતા એક બારોનેટ છે; તેનું નામ સર રીચર્ડ હેન્ડન છે; અને

કે      કે હોમના, હેન્ડન હોલનો ધણી છે"

"નામ લગાર અટપટું હોવાથી તે મારા ધ્યાનમાં ઉતરતું નથી; ફીકર નહિ, તું ચલાવ," શાહજાદાએ બાદશાહી રૂવાબમાંજ હેન્ડનને હુકમ કીધો.

"મારી વાતમાં ઝાઝો દમ નથી, નામવર; મારો પિતા સર રીચર્ડ મોટો ધનાઢ્ય અને પરોપકારી સ્વભાવનો છે. મારી મા મને બાળક મુકીને મરી ગઇ છે. અમે બે ભાઇઓ છીએ; તેમાં વડાનું નામ આરથર છે, ને પિતાના સરખોજ દયાળુ છે; અને બીજો હું ને મારા કરતાં નાહનો છે તે બહુજ નીચ પ્રકૃતિનો, ખારીલો, દગાખોર, અનીતિમાન, અને ટદે પણ ઠીંગુજી ઠસ છે. બાળક હતો ત્યારથીજ તે તેવો છે; દશ વરસ ઉપર જ્યારે મેં તેને છેલ્લો જોયો ત્યારે પણ તે તેવોજ હતો. તે વેળા મારી વય વીસ વરસની અને તેની ૧૯ ની હતી અને આરથરની વય ૨૨ વરસની હતી. બીજાં સગાંઓમાં એક પિત્રાઈ લેડી એડીથ છે, જેનું વય તે વેળા ૧૬ વરસનું હતું. તે સુંદરી, સૌંદર્યવાળી, ફુટડી અને અલેતી પદ્વીવાળા ઉમરાવની દીકરી છે, અને મોટા વારસાની વારસ છે. અમો અન્યોઅન્ય એક બીજાને ચાહતાં હતાં, પણ તેણીનો છેક પાળણામાંથીજ આરથર જોડે વિવાહ કીધો હતો; અને સર રીચર્ડ મારો પિતા—તે સગપણ તોડવા ઇચ્છતો નહતો. આરથર બીજીજ એક કુમારિકાને ચાહતો હતો, અને તેથીજ તે વારંવાર મારા હાથમાં લેડી એડીથ આવવાની આશા આપ્યા કરતો હતો. હું, લેડી એડીથની દોલત ઉપર મોહી પડયો હતો, જો કે બહારથી તો તેણીને અંતઃકરણથી ચાહતો હતો એવી ખાત્રી આપતો હતો. એ તેનો સ્વભાવજ હતો; કેહવું એક અને કરવું બીજુંજ. લેડી એડીથને મેલવવાને તેણે અનેક પ્રપંચ કીધા, પણ ફોકટ; તે મારા પિતાને ઠગી શકયો, પણ બીજું કોઇ ઠગાયું નહિ. મારો પિતા, આમારા ત્રણમાં તેને સર્વથી વિશેષ ચાહતો હતો, કારણ તે નાહનો હતો, પણ બીજાં સઘળાં તેને ધિક્કારતાં હતાં. વળી તે બહુ બોલકો અને મન વશ કરી લે તેવો હતો. જુઠું બોલવામાં તો જાણે તે એકકોજ હતો, અને એવા તેના ગુણો ભોળા માણસને છેતરવાને પુરતા છે. મારો સ્વભાવ ઉદ્ધત હતો, તો જો કે તે મારૂં ઉદ્ધતપણું નિર્દોષ પ્રકારનું હતું, તેથી બીજા કોઇને નહિ, પણ મને પોતાનેજ નુકશાન થતું હતું. તેથી બીજા કોઇને નહિ, પણ મને પોતાનેજ શરમાવું પડતું. મારા ભાઇ હ્યુએ, મારા દોષોને આગળ કરી સારો લાભ લેવા બાજી માંડી. આરથરની તબીયત લગાર બગડેલી ચાલતી હતી, એટલે કોઇ પણ દિવસે વધારે વાત બગડતાં લાભ થશે એમ તે માનતો. અને મને દૂર કરવાને તેણે મારા આ નિર્જીવ દુર્ગુણને મોટા દોષો તરીકે

પ્રકટ કરવા માંડ્યા, અને નોકર ચાકરોને સમજાવી તેમની મારફતે મારા પિતાને ભભેરી ભૂત બનાવ્યા કે હું તેની મરજી વિરૂધ એડીથને ઉઠાવી જવાના રસ્તા આરંભી બેઠો છું.

"એ સાંભળી મારા પિતાજી ખુબ ગુસ્સે થયા અને મને મારા ઘરથી અને ઈંગ્લંડથી ત્રણ વરસ દેશનિકાળ કીધાથી, હું ઠેકાણે આવી જઇશ એમ પિતાજીએ અભિપ્રાય બાંધ્યો. હું પણ ઘરમાંથી બહાર પડયો અને લશકરી નોકરીમાં દાખલ થઇ ઘણીક લડાઇઓ લડયો; જે સમયમાં ભુખમરો ખમવા વગેરેનાં અનેક સંકટો અને કષ્ટો સહન કરવાની મને ટેવ પડી. મારી છેલી લડાઇમાં હું દુશમનોના હાથ ઉપર કેદ પકડાયો, અને સાત વરસ સુધી એક પરદેશી કારાગૃહમાં રહી સારો અનુભવ મેળવ્યો. ઘણીક કળા અને કપટથી હું ત્યાંથી છુટયો, અને પાધરો નાસી આવ્યો છું. હું હમણાંજ થોડુંક થયું અહીં આવ્યો છું; ખીસામાં એક દોકડો નથી, પાસે પેહરવાને એક ચીથરૂં નથી, અને આ સાત વરસમાં હેન્ડન હૉલમાં કે ત્યાંના વસનારાઓમાં શું શું ફેરફારો થઇ ગયા છે તે પણ જાણતો નથી. આ મારો ઇતિહાસ છે, ખુદાવિંદ."

"તને ઘણીજ શરમ ભરેલી રીતે અન્યાય કરવામાં આવ્યો છે," આંખમાં ખૂબ તેજ લાવી શાહજાદાએ દમામથીજ હેન્ડનને દીલાસો આપ્યો અને કહ્યું કે, "હું તને ન્યાય આપીશ: પવિત્ર ક્રુસની પ્રતિજ્ઞા લઇ કહું છું, કે હું, તને ન્યાય આપીશ."

**માઇલ્સ** હેન્ડનનો આ ચમત્કારિક ઇતિહાસ સાંભળીને, પ્રિન્સે પોતાની વિટંબણાનું વૃત્તાંત આગળ ચલાવવા માંડયું જે પૂરૂં થઇ રહ્યા પછી **માઇલ્સ** પોતાના મન સાથે બોલ્યો કે—

"વાહ વાહ જુઓ તો ખરા આ બાપડાનાં માથામાં કેવું ભૂત પેસી ગયું છે તે! પણ એની વાતમાં કાંઇ જુઠાણું તો લાગતું નથી, કારણ જો એનું વૃત્તાંત એવું જુઠાણાથી ભરેલુંજ હોય તો તે આમ ક્રમાનુંબંધ આપી શકે નહિ. કોણ જાણે કહી શકાતું નથી કે બાપડાની ડાગલી ચસકી છે કે સત્ય બોલે છે? છતાં જ્યાં સુધી તે મારા આશ્રય હેઠલ છે ત્યાં સુધી તો હું એને છોડી દેનાર નથી, તે મારો સદાનો નાનકડો સોબતી થઇને રહેશે. તેને હું ગમે તેમ સાજો કરીશ, તેનું માથું ઠેકાણે આણીશ, અને તે વેળા હું ગર્વથી કહીશ કે એ મારો બાળ મિત્ર છે; એ અનાથ હતો ત્યારે મારા આશ્રય હેઠળ લીધો અને તેને માણસાઇમાં લાવ્યો. કદાચ તે બોલે છે તેમ કોઇ દિવસે નામ પણ કહાડે તો **માઇલ્સ** તારો પણ બેડો પાર."

**માઇલ્સને** મનમાં ને મનમાં બબડતો જોઇ **પ્રિન્સ** જાણે કાંઇક

ઉપકારની લાગણી પ્રદર્શિત કરતો હોય તેવા રૂપમાં બોલ્યો કે, મિત્ર! તેં મને નામોશી અને મોતમાંથી બચાવ્યો છે હો; કદાચ વધારે બોલું ને કહું તો મારો જીવ અને તાજ પણ તેંજ બચાવ્યું છે. આ તારી સેવાનો બદલો પણ તેવોજ અમુલો મલવો જોઇએ, માટે તારી શી ઇચ્છા છે તે બોલ, મારાથી મારી બાદશાહી સત્તાની હદમાં બની શકે તેટલી હું તારી સેવાનો બદલો આપીશ."

આ છેલાં ગંભીર વાક્યોથી હેન્ડનને લગાર હાસ્ય ઉપજ્યું. પોતે માત્ર પોતાની ફરજ બજાવી છે, એટલું ટુંકામાંજ બોલીને તે એ વાત પડતી મુકવાનો હતો, એમ સમજીનેજ કે બાપડો દીવાનાપણામાં આવો લવલવારો કરે છે; પણ ઘડી ભર વિચાર કરતાં તેને ડહાપણ સુજ્યું, કે કાં નહિ એ કહે છે તેમાં કાંઇ સત્ય હોય? માટે આપણે માંગવામાં શું ગયું? એમ સમજી તેણે શાહજાદાની માંગણીનો વિચાર કરીને ઉત્તર આપવાનો વખત માંગ્યો, ને વિચાર ખૂદ પ્રિન્સને પોતાને પણ ગમ્યો.

માઇલ્સે કેટલોક વખત વિચાર કર્યો, શું માગું? ગંભીર માંગણી કરૂં કે હવાઇ કરૂં, નહિ બચ્ચા માઇલ્સ, ગંભીર રહેવામાંજ લાભ છે; ઠીક ત્યારે, એમ મન સાથ વિચાર કરી તે પ્રિન્સ હજુર એક પગે પડયો અને હાથ જોડી બોલ્યો કે–

"મેં જે સેવા બજાવી છે તે એક ગરિબ પ્રજાસેવકની ફરજથી વધારે નથી, અને ખુદાવિંદ, તેટલા માટે મને કશું ઇનામ ઘટતું નથી. પણ જ્યારે તું નામવર શેહનશાહે મારી તે સેવાની કદર બુઝવાનો ઠરાવ કર્યો છે ત્યારે તેવી એક માંગણી કરવાને મારૂં અંતઃકરણ લલચાય છે. તું નામવર, કદાચ જાણતો હશે તેમ, આજથી ચારસો વરસ ઉપર, ઇંગ્લંડના રાજા જોન અને ફ્રાન્સના રાજા વચ્ચે બે બનાવ ચાલતો હોવાથી તેનો અંત આણવાને એવો ઠરાવ કરવામાં આવ્યો કે બંને રાજાઓએ મેદાનમાં આવી હાથોહાથની લડાઇ લડવી અને તેની હારજીતનાં પરિણામ પ્રમાણે, મુલ વાંધાનો ફેડચો કરવો. સ્પેનના રાજાને આ લડાઇનું પરિણામ તપાસી જાહેર કરવાને લવાદ ઠરાવ્યામાં આવ્યો હતો. ઠરાવેલા દિવસે બંને જોદ્ધાઓ તેમજ સ્પેનનો રાજા ન્યાયાધીશ તરીકે આવી બીરાજ્યો. ફ્રાન્સવાળો રાજા એટલો જોરાવર હતો કે તેને જોતાંજ રાજા જોનની ટંગડી લટપટ થવા લાગી, એટલે વગર લડાઇએ પરિણામ ઇંગ્લંડની વિરૂધમાં ઉતરવાની વકી દેખાઇ. એજ સમયે ટાવરગઢમાં લોર્ડ ડી. કર્સી, નામનો એક બહુ જોરાવર ઉમરાવ, માન મર્તબાનો ભોગ આપીને, લાંબો કાળથી કેદખાનું ભોગવતો હતો.

તેણે આ લડાઇમાં ઉતરવાની માંગણી કીધી અને તે તેણે હસ્તે મુખે સ્વીકારી. ઠરાવેલા દિવસે **લોર્ડ ડી. કર્સી** ફ્રાન્સના રાજા જોડે લડવાને મેદાનમાં આવી ઉભો રહ્યો, પણ સામી બાજુથી ફ્રાન્સના રાજા જેવો ખભો ઠોકતો મેદાનમાં આવ્યો કે તેણે તો પોતાની સામે એક જબરો કીલ્લો ઉભો કરી દીધેલો જોયો. મામલો તદન ફેરવાઇ ગયો. ફ્રાન્સના રાજાની ટંગડી લપુલપુ થઇ ગઇ અને ચું કે ચાં કીધા વગર તે પીઠ ફેરવી નાઠો અને ન્યાયાધીશે પરિણામ તેની વિરૂધમાં જાહેર કર્યું. આ બનાવથી ખુશીમાં આવી જઇ રાજા **જોને, લોર્ડ ડી.** કર્સીને તેના આગલાં માનપાન અને ચાંદ ખીતાબ પાછાં આપ્યા, અને એટલે સુધી ખુશીમાં આવી ગયો કે જે માંગે તે આપવા સ્વીકાર્યું, પછી તેમાં પોતાનું અરધું રાજ પણ જાય તો તેની પણ તેણે પરવાહ કરી નહિ. આ ઉપરથી હમણાં જેમ હું ગુંઠણે પડી ઉભો છું, તેમજ **લોર્ડ ડી.** કર્સીએ રાજા **જોન** હજુર પગે પડીને માંગણી કરી કે, "નામવર શાહોના શાહ, હું માંગી માંગીને એજ માંગું છું કે, હું તેમજ મારા હવે પછી થનારા બચ્ચાઓને એવો હક આપો કે આ ઈંગ્લંડની ગાદી જ્યાં સુધી તપે ત્યાં સુધી ઈંગ્લંડના રાજાઓની હજુરમાં ટોપી સુધાં તે* બેસે." રાજા **જોને** આ માંગણી સ્વીકારી, અને તમો નામદાર જાણો છો તેમ, આજ ચારસો વરસ થયાં તે ઉમરાવના વારસો તે હક ભોગવતા રહ્યા છે અને આજે પણ તેઓ રાજાની હજુરિમાં રાજદરબારમાં બેધડક માથા ઉપર ટોપી પેહરીનેજ હાજર રહે છે. આ દાખલો તમો નામદાર હજુર આગળ ધરી હું મારી અરજ પણ તમે બખ્તેબુલંદ હજુર રજુ કરૂં છું, અને તે એ કે હું તથા મારા હવે પછીના વારસો ઈંગ્લંડના રાજાની હજુરમાં બેસવાનો હક ભોગવે."

"ઉભો થા, **સર માઇલ્સ હેન્ડન નાઇટ**, ઉભો થા, "હેન્ડનની તરવાર ઉપર હાથ નાખી જાણે તેને ઉઠાડતો હોય તેવી રીતે પ્રિન્સ, બોલ્યો, "ઉઠ, ખડો થા અને મારી સામા બેસ; તારી માંગણી મેં સ્વીકારી છે. જ્યાં સુધી ઈંગ્લંડ અને ઈંગ્લંડની ગાદી તપે છે ત્યાંસુધી એ હક તારા વંશોમાં કાયમ રહેશે."

આ વાચીચીત કરી શાહજાદો, તો લેહેરમાં ને લેહેરમાં ઓરડામાં ગાયન લલકારતો પગલાં ભરવા લાગ્યો, જ્યારે હેન્ડન મનમાં અનેક તર્ક કરતો ખુરશી ઉપર બેઠો, અને મનમાંજ હસવા લાગ્યો કે, "ચાલો ત્યારે, હવે તો આપણે સ્વપ્ના અને ખાલી પડછાયાના રાજના **નાઇટની**

---

* **લોર્ડ** ડી. કર્સીના વંશજ કિંગ્સડેલના ઉમરાવો અદ્યાપિ પર્યન્ત આ વિચિત્ર હક ભોગવે છે.

પહોંચી ગયા. નહિ, નહિ, પણ મારે હસવું જોઇતું નથી, કારણ આ સર્વ ખરે ખરૂં હોય તેમ મને લાગે છે. ક્ષણભર ગંભીર વિચાર કરતાં એમાં કાંઈક સત્યાંશ પણ લાગે છે. અને ઓહ! એર કરે, જો ખરેજ તેમ હોય તો પછી આ બંદા તો સર નાઇટ અને ઇંગ્લંડના રાજાનો દરબારી! હું બચ્ચા હેન્ડન શું થાયું?"

---

## પ્રકરણ ૧૩ મું.

### શાહજાદો ગુમ થયો.

વાત કરતે કરતે શાહજાદાની આંખમાં ઉંઘના ઝોકાં આવવા લાગ્યાં, અને તે જોઇ તે હેન્ડનને કહેવા લાગ્યો—"આ મારા અંગ ઉપરનાં ચીથરાં કાહાડી નાખ." હેન્ડને કશું બોલ્યા વગરજ તેનાં કપડાં કાઢ્યાં અને બીછાનામાં સુવાડ્યો. હેન્ડન તો મનમાં બબડ્યો કે, આ તો પીડા પગે વળગી છે; ઘરનો ધણી હું ને બહાર નિકળ તું એ પ્રમાણે બન્યું. આ તો વળી મારૂં બીછાનું પોતેજ પચાવી પડ્યો, હવે હું તે શું માથું ફોડી રાતું કાઢું? બચ્ચા હેન્ડન, કાજીજી બૈરી નહિ પણ બન્ડી લાવ્યો છે. પણ ફીકર નહિ. હજુ તો આવો વિચાર કરે છે તેમાં ઉંઘમાં ઝોકા ખાતાં ખાતાં પ્રિન્સે હાંક પાડ્યો—

"હેન્ડન, હેન્ડન, તું દરવાજાની બહાર હુશિયારીથી સુઇને ચોકી કરજે." આટલું બોલી તે બાપડો તો ઘસઘસાટ ઘોરવા પડ્યો. હેન્ડનને ફફડાટ લાગેલો હતો તેમાં પુરો ચટકો લાગ્યો, છતાં કાંઇક ધીરજ પકડી મોટું દીલ કર્યું અને મનમાંજ બબડ્યો કે, "બેશક એ બાપડો કોઇ રાજકુટંબમાં જનમેલો હોવો જોઇયે; બાપડો રાજાનો ભાગ કેવો સફાઇથી ભજવે છે કે, કશી ખામી નથી. ચાલો, આપણે સાત સાત વરસ અનેક પ્રકારની વિટંબણાંઓથી ભરેલાં પસાર કીધાં છે તો પછી જરાને ખાતર એ બાપડાને શું કરવા નારાજ કરૂં? ચલને દો." એટલું બોલી તે પણ દરવાજા આગળજ ઘુરર ઘુરર કરતા પડ્યો. બપોર સુધી બંને સુઇ રહ્યા, અને વચમાં રાજા એકવાર જાગૃત થયો ત્યારે સખત થંડી લાગવાની ફરિયાદ કરવા લાગ્યાથી હેન્ડને તેને પોતાનું પહેરણ ઓઢાડી પાછો સુવાડ્યો અને પોતે ત્યાંથી ધીમેસથી નિકળી ગયો. જેવો ગયો તેવો તે જરીપુરાણા બજારમાં દોડ્યો અને ત્યાંથી ચુંથાયલો પીંખાયલો સરખો એક જરીપુરાણો પોશાક ખરિદી લાવ્યો. ખરિદી લાવી તે કાંઇક લહરી તરંગમાં લલકારવા બેઠો. ઘડીકમાં તે પેલા પોશાક ઉપર નજર કરતો, અને બોલતો કે "હં, પેલાં ચીથરાં કરતાં તો આ સો

દીકરો છે એમ કરીને જ પેલો પોશાગી જેવો માણસ બોલતો હતો તેજ તેને લઇ ગયલો હોવો જોઇયે. અહો મારો ગરીબ દીવાનો રાજા, વળી પાછો તું વિટંબણામાં પડયો અરે ? પણ નહિ, હું શું મુઓ પડયો છું કે તેને જવા દઇશ; તે આકાશમાં ગયો હશે તો ત્યાંથી ખેંચી લાવીશ, પાતાળમાં પેઠો હશે તો ત્યાંથી તાણી આણીશ, પેલો નાસ્તો ત્યાં થંડો પડે છે, તેને શું આગ લગાડું ? ભુખ તો મરી ગઇ. ભલેને ઉંદરજી જમે; પણ હેન્ડન, વિચાર કરવાનો વખત નથી, ઉઠ, ઝટપટ ને ચાલવા માંડ." એટલું બોલતાંજ હેન્ડન બહાર નિકળી પડયો, અને ચોતરફ નજર ફેંકતો, બબડતો બબડતો ચાલ્યો.

---

## પ્રકરણ ૧૪ મું

### સ્વપ્નવત ટોમ.

એજ સવારે પરોઢીયામાં, ટોમ કેન્ટી (ખોટો શાહજાદો) ઉંઘમાંથી જાગૃત થયો. દીવાનખાનામાં લગભગ અંધારૂં હતું અને તે અંધારામાંજ તે આંખ ચોળીને આમતેમ જોવા લાગ્યો. થોડી ક્ષણ તે દિગ્મૂઢ પેરે ચૂપ બેઠો અને પછી પોતાની ગુચવણ ભરેલી સ્થિતિ વિષે વિચાર કરવા લાગ્યો. પોતે કોણ, કયાં છે અને હવે પછી શું થશે તે વિષે તેને અનેક સંકલ્પ વિકલ્પ થવા માંડયા. કદાચ આજે રાજગાદી ઉપર બેઠો છું તો કાલે ફાંસીને લાકડે તો નહિ લટકું ? એવા અનેક તર્કવિતર્ક થવા લાગ્યા. તેમ તેમાંથી છૂટવાનો એકે માર્ગ પણ સુઝયો નહિ. ઘડીકમાં તેને તેની બેહનો નાન અને બેટ, ઘડીમાં તેનો લફંગો બાપ કે ઘડીકમાં તેની દયાળુ મા જાણે નજર આગળ આવીને ઉભાં રહ્યાં હોય, અને સ્વપ્નો પણ જાણે તેમનાંજ જોતો હોય, એમ બાવરી સ્થિતિમાં તે બબડવા લાગ્યો,—"હા, હા, હવે બધું મને જણાય છે; પરમેશ્વરની કૃપાથી હું હવે રાજા છું. બસ, હવે ખુશી ખુશાલી રંગ રાગમાં મગન અને ગુલેતાન રહીશ, દુઃખ દરદ અને સંકટ વિકટને દૂર કરીશ; હો, નાન, હો મારી વહાલી બહેન બેટ, તારી કંગાલિયત તજી દે અને અહીં મારી પાસે આવી બેસ." તે આમ બબડતો હતો તેટલામાં તેની બાજુમાં એક માણસ આવી ટોમને પૂછવા લાગ્યો—

'તું ખાવિંદ કાંઇ હુકમ ફરમાવે છે ?'

"હુકમ; તું કોણ છે ? હું તારો અવાજ પારખું છું ખરો, માટે બોલ હું કોણ છું ?"

"તું ? તું ખાવિંદ ગઇ કાલે રાત્રે શાહજાદો પ્રિન્સ ઓફ વેલ્સ

હતો. અને આજે તું મારો નામવર શાહોનો શાહ એડવર્ડ કીંગ આફ઼ ઈંગ્લંડ, થયો છે."

આ સાંભળતાંજ ટોમે પોતાનું માથું ઉસીકામાં દાબ્યું અને મોટે સાદે બબડવા લાગ્યો.

"અફસોસ! એ સ્વપ્નું તો નથીજ! વાત તો ખરી છે; મહેરબાન સાહેબ, હાલ તો તું જઇને પોઢી જા અને મને મારા સંકટમાં ડોલ્લા ખાતો રહેવા દે."

ટોમ પાછો બીછાનામાં લાંબો થયો અને સહેજ ઉંઘમાં પડતાંજ તેને એક વિચિત્ર સ્વપ્નું આવ્યું. દિવસ જાણે હુનાળાના છે; ગુડમેન્સ ફીલ્ડ નામનાં મેદાનમાં જાણે પોતે ધમાચકડી કરી રમે છે; જે વેળા એક હાથ વેહેંતિયાં સરખું માણસ, લાલરંગના લાંબા લાંબા ચોબિઆઓ અને પીઠ ઉપર હાંડા સરખી ખુંધ સાથે ટોમની સામો ઉભો છે, અને ટોમની પીઠ ઉપર હાથ નાંખી કહે છે; "બચ્ચા ટોમ, આ લાકડી લે, અને જમીન ખોદ." ટોમે તે પ્રમાણે ભોંય ખોદી તો ભોંયમાંથી ૧૨ નવી પેની નિકળી, જે જોઇને ટોમ સાનંદાશ્ચર્ય પામ્યો. પણ જાણે એટલાથીજ બસ થયું નહિ હોય તેમ હાથવેહેંતિયો ફરીથી ટોમની પીઠ થાપડી તેને કહેવા લાગ્યો:—

"દીકરા, હું તને ઓળખું છું; તું બહુ સારો છોકરો અને મારી મહેરબાનીને લાયક છે; હવે તારા સંકટ દરિદ્રતાનો અંત આવશે, કારણ તને ઈનામ આપવાનો દિવસ પાસે આવ્યો છે. અહીં આવીને આ લાકડીના કુંડાથી દર સાત દિવસે આ જમીન ખોદજે એટલે તને તેમાંથી દર વેળા ૧૨ નવી નવી પેનીઓ મળશે. પણ સાંભળ દીકરા ટોમ, એ વાત કોઇને કહેતો ના હોં, બહુજ છુપી રાખજે."

આટલું બોલી હાથવેહેંતિયો ગુમ થઇ ગયો અને ટોમ જાણે પોતાના ઓફલપોળનાં મકાનમાં બાર પેની ખખડાવતો ખખડાવતો ગયો. મનમાંજ તે મલકાવા લાગ્યો કે હવે હું દરરોજ મારા બાપને એકેકી પેની ઓસતો જઇશ, તે તો એમજ માનશે કે હું ભીખ માંગીને લાવ્યો છું, અને કેસરીપાકમાંથી છૂટો થઇશ. પેલો મારો ભલો ધર્મગુરૂ, જેણે મને કેટલુંક જ્ઞાન આપ્યું છે તેને દર અઠવાડિએ એક પેની આપીશ, અને બીજી ચાર, મારી ભલી મા, તથા બેહનો, નાન અને બેટને વેહેંચી આપીશ. હવે ભુખે મરવા જરૂર પડશે નહિ, અને આ ચીથરા પણ દૂર થશે.

પોતાના આ સ્વપ્નામાં જાણે તે પોતાના ઘરમાં નાચે છે અને કુદે છે, અને ચાર પેની ખખડાવતો ખખડાવતો પોતાની માના ખોળામાં નાખીને હરખાતી છાતીએ માને કહે છે:—

અરીના વડા ધર્મગુરુ, ઈંગ્લંડના લોર્ડ ચાન્સેલર, વીલીયમ લોર્ડ સેંટ જોન જોન લોર્ડ રસલ, એડવર્ડ અર્લ આફ હર્ટફર્ડ, જોન વાઇકાઉંટ લીસ્લ કથબર્ટ બીશપ આફ ડરહામ એની સહી સાથ ટોમના હાથમાં સોંપ્યો.

આ દસ્તાવેજમાં, મરનાર રાજાના શબને ઘટતી ક્રિયા સાથે ભૂમિદાહ કરવા માટે હવે પછીનો એક દિવસ નક્કી કરેલો હેવાથી, ટોમને અજાયબી લાગી કે શું આટલા બધા દિવસ સુધી શબને મુકી રાખવામાં શા માટે આવતું હશે? તે બાપડાને બાદશાહી રીતરીવાજોની ખબર ક્યાંથી હોય. અંતે તેનાથી પોતાની અજાયબી દબાવી શકાઇ નહિ, એટલે તેણે પોતાની હજુરમાં ઉભેલા લોર્ડ હર્ટફર્ડને સવાલ કર્યો.

"શું? સબને ભૂમિદાહ કરવા માટેનો કયો દિવસ મુકરર કરવામાં આવ્યો છે?"

"આવતા માસની તા૦ ૧૬ મીનો, ખુદાવિંદ."

"એ તો સાવ મૂર્ખાઇ છે; ત્યાં સુધી શબને રહેવા દેવામાં આવશે કે?"

લોર્ડ હર્ટફર્ડે એકાદ બે શબ્દોમાંજ, ટોમના મનનું સમાધાન કર્યું.

આ પછી સેક્રેટરી આફ સ્ટેટ તખ્ત હજુર ઉભો રહ્યો અને આવતી કાલે ૧૧ કલાકે, પરદેશી એલચીઓની મુલાકાત માટેનો ઠરાવ્યો છે એવી ખબર આપી, તે માટે ટોમની મંજુરિયત માંગી.

ટોમ, ગુંચવાયો; તેણે લોર્ડ હર્ટફર્ડ તરફ નજર કરી, જેણે તેના કાનમાંજ કહ્યું—"તમો નામવરે એ મંજુરિયત આપવાની હરકત નથી; તમો નામદારના પિતાનાં મરણથી જે મોટો શોક આવી પડ્યો છે તે માટે, તમારા શોકમાં ભાગ લેવા અને દિલાસો દેવાને, પોતપોતાના રાજ્યો તરફથી તેઓ હાજર થશે."

લોર્ડ હર્ટફર્ડની સલાહને અનુસરી, ટોમે સેક્રેટરી આફ સ્ટેટને મંજુરિ આપી. એટલે બીજા એક સેક્રેટરીએ આવીને રાજાના ઘરખરચને લગતો હેવાલ રજુ કર્યો, જે છેલ્લા ૭ માસમાં ૨૮ હજાર પૌંડનો થયો હતો. આ મોટી રકમ, ટોમે કોઇ દિવસે સાંભળેલી નહિ તો જોયેલી તો ક્યાંથીજ હોય; એટલે તે તો આવી મોટી રકમનો ખરચ સાંભળી દંગજ થઇ ગયો. પણ તેમાંના ૨૦ હજાર પૌંડ હજુ દેવા છે, એમ જ્યારે આ સેક્રેટરીએ જાહેર કર્યુ ત્યારે તો હેબતાઇજ ગયો, અને તેથી પણ વધારે હેબક તો તેને લાગી કે, જ્યારે સેક્રેટરીએ જાહેર કર્યુ કે, રાજાની તીજોરી તદ્દન ખાલી થઇ ગઇ છે, અને તેના ૧૨૦૦ નોકરો વખતસર પગાર નહિ મળવાથી કકળાટ કરે છે. એ બીના સાંભળીને ટોમ લગાર ગુસ્સાથીજ બોલ્યો.

"આપણે ભીખારી થઇ જઇશું એમ સ્પષ્ટ દેખાય છે. આપણે એક નાનું મકાન લઈ તેમાં રહેવું જોઇયે છે, તેમજ નોકરોની મોટી સંખ્યાને રજા આપવી જોઈયે. નોકર નફરોની આવી મોટી સંખ્યા કશા કામની તો નહિજ, પણ સામું અકેકું કામ જે ઝટ થઇ જાય તે કલાકના કલાકે થાય છે, અને તેમની પાસે કરાવવામાં આવતી કંટાળા ભરેલી ક્રિયા બેશક ત્રાસ અને શરમ ઉપજાવે છે. તેઓ બીજા કશા કામના તો નહિજ પણ શોભાનાં ઢીંગલાંઓની જગા સાચવે છે. મેં એક નાનું મકાન જોયલું છે કે જે બીલીંગસગેટ તરફ ફીશ મારકીટની સામે—

આવું મૂર્ખાઇ ભરેલું બોલવું સાંભળીને લોર્ડ હર્ટફર્ડે તરત તેને છુપી રીતે હાથ દાબી મુંગો રાખ્યો; એટલે પોતાથી કાચું કપાયું છે એમ માની તેના ચહેરાએ તુરત રતાશ પકડયો; પણ સારે નસીબે કોઇ પણ દરબારીએ તેનું આવું બોલવું સાંભળીને પોતાના ચહેરા ઉપર આશ્ચર્યનું ચિહ્ન બતાવ્યું નહિ.

એક સેક્રેટરીએ, તખત હજુર હાજર થઇ, મરનાર રાજાનાં વીલની કેટલીક સરતો વાંચી જણાવ્યું કે, "અર્લ આફ હર્ટફર્ડને ડયુકની પદ્વી, તેના ભાઇ સર થોમસ સીમોરને ઉમરાવપદ, હર્ટફર્ડના દીકરાને અર્લની પદ્વી તથા તાજના એવાજ બીજા કેટલાક મોટા અધિકારીઓને તેવીજ પદ્વીઓ આપવા ઠરાવી છે, અને તે પ્રમાણે રાજ કાઉન્સીલે, આ પદ્વીઓ બક્ષવા માટે તા૦ ૧૬ મી ફેબ્રુઆરીને દિવસે એક દરબાર ભરવાની ગોઠવણ કીધી છે, અને તે સમયે મરનાર રાજાએ એ પદ્વીઓ સાથે તેમના ભોભા સાચવવા માટે યોગ્ય જાગીરો એલાહેદી કાઢેલી ન હોવાથી, અને કાઉન્સીલ તે માટે તે મરહુમની ઇચ્છાથી જાણીતી હોવાથી, ઠરાવે છે કે, સર થોમસ સીમોરને ૫૦૦ પૌંડની કીમતની જાગીર, હર્ટફર્ડના દીકરાને ૮૦૦ પૌંડની કીમતની જાગીર, ઇનામમાં આપવી, અને તે ઉપર આપ ખુદાવિંદે આપની મંજુરિયત આપવી."

મરનાર રાજાનું કરજ પહેલાં અદા કરવું જોઇએ એવી મતલબનું, ટોમ કાંઇક બોલવા જતો હતો, પણ તેનો હેતુ પામી જઇને હર્ટફર્ડે તેને હાથ દાબી ચેતાવ્યાથી તે આ બેઅદબ વાકય બોલતાં અટકી ગયો, અને સેક્રેટરીને માંગેલી પરવાનગી આપી; પણ તેમ કરતાં તેણે ક્ષણીક આનાકાની કીધી, પણ તે જાહેર કરી શકયો નહિ. જ્યારે ટોમ આ જાદુઈ ચમત્કારિક પ્રયોગો, ઇંગ્લંડનો રાજા ગણાઇ ચલાવતો હતો ત્યારે તેને કાંઇક શાંતિથી વિચાર કરતાં એમ લાગ્યું કે, હું મારી માને કાં નહિ "ડચેસ આફ ઓફલ કોર્ટ" બનાવું? અને તેને પણ એક જા-

ગીર આપી દઉં ? આવો વિચાર કરતાં તેને ખરો ખ્યાલ આવી ગયો. તેને લાગ્યું કે હું આ રાજનો ખરો ધણી નથી, રાજનો હકદાર રાજા નથી, માત્ર કોઇક વિચિત્ર સંજોગથી તે સ્થિતિમાં મુકાઇ ગયો છું, અને નામનોજ રાજા છું; આ સઘળા મોટા અમીરો અને ઉમરાવો મારા પોતાનો નોકર તો શું, પણ હું પોતે તેમનો કમીનામાં કમીનો સેવક થવાને પણ લાયક નથી; તેમના મનથી મારી આ તો, એક ભીખારડી છે; હું તેમના હઝૂર મારી સૂચના રજુ કરીશ તો તે તેઓ કદી માનનાર નથી અને સામો મારા ભેજાંની તપાસ કરવા માટે ડાકટર બોલાવશે. આવો ખરો ખ્યાલ તેના મનમાં આવી જતાં પોતાની માને ઓફલ કોર્ટની ડચેસ બનાવવાની સૂચનાને પોતાના મનમાંજ સમાવી દીધી.

રાજ ખટખટનું કામ ચાલુજ રહ્યું. અરજીઓ વાંચી તેના ફડચા કરવામાં આવ્યા, ઢંઢેરાઓ, પેટંટો કે દરબારી કામકાજને લગતા મોટા નાહના ખરીતાઓ વાંચી તેના ફડચા કરવામાં આવ્યા. અને તે પછી વળી એકવાર ફરીથી ટોમે નિઃશ્વાસ નાંખ્યો. તેના મનમાં ફરીથી લાગી આવ્યું અને તે બબડયો કે, “હે પરમેશ્વર ! ! મને મારાં ખેતરાં પાદરાંઓથી શામાટે વિખુટો પાડયો હશે ? ખુલ્લી હવા અને ખુલ્લા તડકામાં ફરવા હરવા અને રમવા ખેલવાનો મારો હક છિનવી લઇ મને અહીં રાજા ઠોકી બેસાડી, સોનાના પીંજરામાં કેદ કરેલા પોપટની સ્થિતિમાં શા માટે લાવી મુકયો છે? રે રામ ! મેં તારો એવો શું અપરાધ કર્યો છે ?” આવા તરંગોમાં તેણે પોતાનું માથુ નમાવ્યું, અને તેમ જોઇને જે થોડું ઘણું દરબારી કામ બાકી રહેલું હતું, તે મુલતવી રાખવામાં આવ્યું.

બપોર થતાં પહેલાં, હર્ટફર્ડ અને સેંટ જોનની ઇચ્છાથી ટોમને કલાકેક લેડી એલિઝાબેથ અને લેડી જેન ગ્રે જોડે મુલાકાત કરાવી રીઝવવાનો યત્ન કરવામાં આવ્યો હતો, અને તે મુલાકાત ચાલતી હતી તેટલામાં બાર વરસની વયના એક નાના છોકરાને તેની હજુરમાં ઉભો કરવામાં આવ્યો. આવતાંજ તે નમન કરી ટોમને ગુંઠણીએ પડયો. ટોમ આશ્ચર્ય સાથે આ દેખાવ જોઈ રહ્યો. પણ અંતે ન થોભાયું સારે બોલ્યો—

“ઉઠ છોકરા, ઉઠ, ઉભો થા; કહે મને તુ કોણ છે ? તને શું જોઇયે છે ?”

છોકરો ટોમના આ શબ્દો સાંભળીને ઉભો થયો અને હાથ જોડી નમ્રતાથી ઉત્તર આપતો બોલ્યો—

“બેશક, તુ નામવર મને પીછાણુતો હોવો જોઇયે, હું તારો (૮) “વીહીપીંગ બોય” છું.

(૮) પુસ્તકને છેડે નં૦ ૮ વાળી નોટ જુઓ.

"મારો વીહીપીંગ બોય ?" ટામે આશ્ચર્યથી પુછ્યું.

"હા, નામવર; હું પેલો હંફ્રી, હંફ્રી માર્લો છું. છોકરાએ ઉત્તર આપ્યું. ટામે જોયું કે આ વળી એક નવી પીડા, લોર્ડ હર્ટફર્ડ મારા હજુર રજુ કરે છે. પ્રસંગ બહુ બારીક લાગ્યો અને કેમ કામ લેવું તેનો તેણે વિચાર કરવા માંડ્યો. તેણે જોયું કે, આ ભલા માણસનું મેં કોઇ દિવસે મોઢું નથી જોયું, તો પછી એ મારો વીહીપીંગ બોય ક્યાંથી થશે ? અને એ બાપડો જ્યારે મારી આગળ, મારા વીહીપીંગ બોય તરીકે હાજર થયો છે તો તેને હું કેમ સંમતિ આપીશ. લગાર ગંભીર વિચાર કરી એક યુક્તિ તેણે રચી અને તેમાં કેમ ફતેહ પામે છે તેની તપાસ લેવા માંડી. ભવા ચઢાવી તે બોલ્યો—

"હા, હવે મને જરા લગાર તારૂં સ્મરણ થાય છે ખરૂં, પણ મારી સ્મરણશક્તિ લગાર બગડી ગઇ છે માટે—"

ટામ પોતાનું વાક્ય પુરૂં કરી રહે તેટલામાં પેલો છોકરો નિઃશ્વાસ અને દિલગીરી સાથે બોલ્યો, "હા, હા, લોકો એમ બોલે છે ખરા, કે એ બાપડાનું માથું ચસકી ગયું છે તે ખરૂંજ લાગે છે."

"હમણાં હમણાં મારી સ્મરણશક્તિ નબલી થઇ ગઈ છે," ટામે ચલાવ્યું, પણ તેની ફીકર નહિ; તું લગાર મને વધુ નીશાની આપશે તો તુરત મને ભાન આવશે; માટે હવે તને શું કામ છે તે કહે, મારા મિત્ર."

"તે બહુ નિર્જીવ બાબત છે, ખુદાવિંદ, છતાં જો તું નામવરની ઇચ્છા છે તો હું તે તું નામવરને કહીશ. બે દિવસ ઉપર, તું નામવરે ભણતાં ભણતાં ગ્રીકમાં કેટલીક ભુલો કરી હતી તે તને યાદ હશે," છોકરો બોલ્યો.

"હા, હા, મને કાંઇક યાદ આવે છે ખરૂં," ટામે ખોટી તાપસી પૂરવા માંડી, "તું બોલ, બોલ."

"આપણા શિક્ષકે ગુસ્સે થઇ, તારી તે ભૂલો માટે નિયમ પ્રમાણે મારી વળે કરવાની મને ધમકી આપી હતી તે પણ તને યાદ હશે," છોકરો યાદ કરાવવાના હેતુથી બોલ્યો.

"તને શિક્ષા કરવા ? કાં વાર, મારી ભૂલ માટે શિક્ષક તને કેમ મારે વારૂ ?"

"અહા ! ત્યારે તમો નામવરની યાદદાસ્ત પાછી આડે માર્ગે પડી છે; નિયમજ એવો છે કે, તારા પાઠમાં તને ભૂલભાલ પડે ત્યારે તેની શિક્ષા મારે ભોગવવી," છોકરાએ સ્મરણ કરાવ્યું.

"હા, હા, સમજ્યો, હું તે તો ભૂલીજ ગયો હતો," ટામ બોલ્યો અને તેમ જોઇ છોકરો પોતાની મુળ બાબત ઉપર આવતાં બોલ્યો કે,

"તે તારી શિક્ષા મારા બરડા ઉપર લેવી અને તેનો બદલો મને મળે એવી આપણી ગોઠવણુ હતી, અને તે ઉપર મારૂં ગુજરાન ચાલતું હતું."

ટોમ, આ આશ્ચર્યકારક ધંધાની વાત સાંભળીને ચમકયો અને પુછવા લાગ્યો કે, "પણ મારા નાહના ગોઠીયા, તે મારી ભૂલ માટે તને શિક્ષા કરવામાં આવી કે નહિ?"

"નહિ સાહેબ, મને આજે સજા કરવામાં આવનાર હતી તે હજુ થઇ નથી અને કદાચ તે રદ પણું કરવામાં આવે, કારણ હાલ તારા નામવર પિતાનો મરણનો શોક પાળવામાં આવે છે; અને તેથીજ હું નામવરને મારા માટે અરજ ગુજારવા અહીં આવ્યો છું. તમો નામવર પ્રિન્સ આફ વેલ્સ નહિ, પણ ઇંગ્લિંડના રાજા થયા છો, અને હવે તું કાંઇ તારો અભ્યાસ કરનાર નથી પણ તું તારાં પુસ્તકનાં થોથાંઓને ભઠ્ઠીમાં નાંખશે એટલે હવે મારો નાશ થશે અને માંબાપ વનાની મારી બેહનો પણ મારી સાથે ભુખે મરશે."

"નાશ થશે? તે કેમ? મારા નાહના મિત્ર, તે કેમ?"

"મારી પીઠ, મારૂં ગુજરાન કરે છે, પણ મારી પીઠ હવે આળસુ થઇ પડશે એટલે હું ભુખે મરીશ; તું નામવર હવે કાંઇ શિક્ષણ શાળામાં આવનાર નથી એટલે હવે હું તારો વીહીપીંગ બોય ઝાઝો વખત રહેનાર નથી; પણ નામવર સાહેબ, તું મને હાંકી કાઢીશ નહિ." છોકરાએ બહુ દીનસ્વરે પ્રાર્થના કરી.

ટોમને બહુ લાગી આવ્યું, અને જાતે ભીખારી છતાં ખરી બાદશાહી ઉદારતાથી તે બોલ્યો—

"મિત્ર, તું ઝાઝો મુંઝાઇશ નહિ, તારો ઓધ્ધો તારી પાસે અને તારા પછી તારા વંશમાં સદા કાયમ રહેશે," એટલું બોલી ટોમે પોતાની તરવારની મ્યાનથી તેનાં ખભાં ઉપર નાનો ફટકો મારી, તેને ઉઠાડયો, "ઉઠ, હંફ્રી માર્લો ઉઠ, ઇંગ્લિંડના રાજકુટંબના વંશપરંપરા ઉતરતા આવેલા વીહીપીંગ બોય, ઉઠ; તારી દિલગીરી કાઢી નાંખ; હું ફરીથી મારો અભ્યાસ શરૂ કરીશ અને એવો થંડેપણે અભ્યાસ ચલાવીશ કે તેના બદલામાં તને જે માર પડશે તે માટે તારો લવાજમ બેવડો, ત્રેવડો વધારી આપવામાં આવશે," ટોમે તેને હિંમત આપી.

આ હીમત અને ધીરજના શબ્દો સાંભળીને, હંફ્રી પોતાના બાદશાહી મિત્રનો અંતઃકરણથી ઉપકાર માની, હર્ષથી ઊભરાઇ ગયો.

ટોમે જોયું કે, આ છોકરો કોઇક દિવસે ઉપયોગી થઇ પડશે, અને તેમ માની તેણે હંફ્રી પાસે ઘણીક વાતો કઢાવી, જેમાંથી તેને કોર્ટ દરબાર વગેરેની ઘણીક જાણવા જોગ અને પોતાની ગુંચવાડા ભરેલી

સ્થિતિમાં ઉપયોગી થઇ પડે એવી ખબરો મેળવી લીધી, અને તેમ જોઇને એવી વાતો થોડી થોડી દરરોજ મેળવતા જવાનો રસ્તો ઉઘાડયો અને તેથીજ તેણે ઠરાવ કર્યો કે, હંફ્રી જ્યારે પણ આવે ત્યારે તેને દરબારમાં દાખલ કરવાનો હુકમ આપીશ. હજુ હંફ્રી, ટોમ સાથે વાત કરતો હતો તેટલામાં લોર્ડ હર્ટફર્ડ ટોમ હજુર આવ્યો.

તે બોલ્યો કે, "નામવર શાહ, રાજ કાઉન્સીલના ઉમરાવો બિહે છે કે, તમો નામવરની માંદગીની ખબર કેથે પણ બહાર ફેલાવો પામશે તો નુકશાન થશે, માટે તેઓએ ડાહપણ ભરેલો એક રસ્તો એ શોધી કાઢયો છે કે, તમો નામવરે એકાદ બે દિવસ પછી જાહેરમાં ભોજન લેવા માંડવું, જેથી લોકોને કાંઇ પણ તમારા માટે શંકા થઇ હોય તે નિકળી જાય." આ ખબર આપી, આ બાદશાહી પ્રસંગે કેવી રીતે કામ લેવું, કેવા પ્રકારે વિવેક વાપરવો, દબદબો અને કડપ કેમ રાખવો તે સમજાવ્યું. આ સમજુતીના સંબંધમાં હર્ટફર્ડને, આ વેળા ઝાઝી મેહેનત પડી નહિ, કારણ ઘણીક માહીતી અને વિગતો તેણે હંફ્રી પાસેથી મેળવી હતી. અર્લ તેને ખબર આપી તે આગમજ હંફ્રીજ તેને ખબર આપી ગયો હતો કે, જાહેર દરબારી ખાનાંઓ એકાદ બે દિવસમાં ચાલુ થનાર છે. પણ એ બાતમી પોતાને ક્યાંથી મળી તે તેણે છુપીજ રાખી.

અર્લ હર્ટફર્ડને આ પ્રસંગે એમ લાગ્યું કે, ટોમનું મગજ કાંઇક ઠેકાણે આવતું જાય છે, એટલે તેણે તેને વધારે કસવા માંડયો અને તેનું પરિણામ બહુ સંતોષકારક નિવડયું, અને તેથી અર્લ હર્ટફર્ડ એટલો બધો ખુશી થઇ ગયો કે આશા ભરેલે ચેહેરે તે ટોમને કહેવા લાગ્યો કે-

"હવે મારી ખાત્રી થાય છે કે, જો તું ખુદાવિંદ તારી યાદશક્તિ ઉપર લગાર વધુ મજબૂત કાબુ રાખશે તો ગઇ કાલે મોટી રાજ મહોરને લગતી જે ગુંચવણ ઉભી થઇ હતી તેનો પણ અંત આવી જશે."

"રાજમહોર? તે કેવી હોય છે?" ટોમે લગાર આશ્ચર્યથી પ્રશ્ન કર્યો.

આ સવાલથી, ફરીથી અર્લનું હૃદય ધ્રુજવા લાગ્યું કે વળી પાછું તેનું માથું ખસ્યું અને એ જોઇ તેણે તે વાત પડતી મુકી બીજીજ વાત ચલાવી, અને તેમાં વળી અર્લને કેટલોક સંતોષ ઉપજ્યો, કારણ કેટલીક એવી વાતો નિકળી કે જે ટોમ, હંફ્રીથી જાણી ગયેલો હોવાથી તેના તેણે સારા જવાબ આપ્યા.

---

## પ્રકરણ ૧૫ મું.

### ઇંગ્લંડના રાજા–ભીખારી ટોમ.

ગોઠવણ પ્રમાણે બીજે દિવસે પરદેશી રાજ્યોના એલચીઓ પોતાના મોટા રસાલાઓ સાથે રાજા ટોમની મુલાકાતે આવ્યા. ટોમને–કહો કે ઇંગ્લંડના રાજાને–તેમની મુલાકાત લેવા માટે ભપકા ભરેલા પોશાકમાં તખત પર બેસાડવામાં આવ્યો હતો. આ દેખાવના દબદબા અને ભપકાસપકા તથા દરબારી વિવેકથી ટોમની આંખો તો ચકળવકળ થઇ રહી અને તેનું અંતઃકરણ અંદરથી જાણે ખુશાલીના ઉછાળા મારવા લાગ્યું. પણ આ મુલાકાતની ક્રિયા એટલી લંબાણ હતી કે, અંતે તેને કંટાળો ઉપજવા લાગ્યો અને કંટાળાથી તે લગભગ અધમુઓ જેવો થઇ પડયો. હર્ટફર્ડે, એલચીઓ પ્રત્યે શું સંભાષણ કરવું તે ટોમને શીખવ્યું હતું અને તે ખૂબ ગોખી રાખીને તે બાપડો ચાવીથી ચાલતાં યાંત્રિક પુતળાંની પેઠે બોલી જતો હતો, અને બેશક સંતોષકારક દેખાવ કરવાની બની શકે તેટલી તજવીજ કરતો હતો, છતાં આ સઘળું તેને મનથી નવું હતું, એટલે ઘણા પ્રયત્ન છતાં કોઇ કોઇવાર લથડયાં ખાતો હતો. પોષાકથી ને દેખાવમાં તો રાજા સરખો લાગતો હતો, પણ પોતાના મનમાં તે તેમ માનતો નહતો, કારણ તેમ માનવાને તેનું અંતઃકરણ તેને ડંખતું હતું. એટલે જ્યારે ક્રિયા ખલાસ થઇ એમ જાહેર કરવામાં આવ્યું ત્યારેજ તે પોતાનો છુટકો થયલો સમજી પોતાનાં અંતરમાં આનંદ પામ્યો.

એ દિવસનો મોટો ભાગ, વળી તેને બાદશાહી કામકાજ કરવા માટે બેસાડી પસાર કરવામાં આવ્યો; એટલે તેના મનથી તો વખત તદન વ્યર્થજ ગયો હતો. શાહનશાહી રમતગમત અને આસાએસમાં બે કલાક ગાળવામાં આવ્યા તે પણ તેને મનથી એક પીડારૂપ હતા; કારણ ગમે તેવી તે રમતગમત છતાં અંકુશિત વિવેક અને નિયમિત શિષ્ટાચાર ધ્યાનમાં રાખીનેજ તે રમત રમવાની હતી. એજ દિવસે એક કલાક તેણે પોતાના મિત્ર વ્હીપીંગ બોય સાથે વાતચીતમાં ગુજાર્યો તેજ તેણે ગમતમાં ગુજારેલો માન્યો, કારણ તેની સાથની વાતચીતમાં તે જેમ ગમત મેળવતો તેમ ઘણીક ખબર અંતરો પણ જાણી લેતો.

ટોમની રાજ સત્તાનો ત્રીજો દિવસ પણ પૂર્વના દિવસોની પેઠે પસાર થયો, પણ એ દીવસે તેના ઉપરનું ઘેરાઇ રહેલું વાદલ કાંઇક ખુલ્લું થવા પામ્યું અને આગલા દિવસો કરતાં તે પોતાને લગાર નચિંત સમજવા લાગ્યો. તેનું મુખ્ય કારણ એજ કે વ્હીપીંગ બોય પાસેથી મેળવેલી ખબર અંતરને આધારે તેને પોતાની આજૂબાજૂ શું શું થાય છે, તે

કેમ થાય છે અને તે કરનારાઓ કોણ કોણ છે તે વગેરેની ઘણીક માહિતી મેળવી શક્યો હતો. આગલા દિવસોમાં અમીર ઉમરાવો કે અધિકારી વર્ગ જ્યારે તેની પાસે કામેકાજે કે માત્ર નમન કરવા માટે હાજર થતો ત્યારે તેને મહા સંકટ લાગતું, પણ હવે તેને કાંઇક ધીરજ સરખું લાગ્યું. તેઓ આવીને કાંઇ કાંઇ આજ્ઞા માંગે કે કાંઈ કાંઇ હુકમ માંગે ત્યારે શું કહેવું અને શું બોલવું તેનો તેને ગુંચવાડો અને મુંઝવણ લાગતી, પણ હવે બોલવાનું અને કહેવાનું તે જાણી ગયાથી સઘળું ભય ભાગી ગયું અને તેમની હાજરીથી ઓર એક જાતની રમત ગમત મેળવવા લાગ્યો.

ત્રણ દિવસ તો આમ પસાર થયા, પણ ચોથા દિવસે તે બાપડાનું મ્હોં વળી કરમાયું. તે દિવસે જાહેર જ્યાફતમાં બીરાજવાનું હતું એમ ખબર થતાં તેનાં પેટમાં ધ્રાસ્કો પડ્યો, કે હાય ! હાય ! આ વળી શી મ્હોકાણ? જે પ્રોગ્રામ ઘડી કાઢવામાં આવ્યું હતું તેમાં મોટી મોટી ક્રિયાઓ પણ સામેલ કરવામાં આવી હતી. તેજ દિવસે, પરદેશી રાજ્યો જોડે ઈંગ્લંડે કેવી રાજનીતિ ચલાવવી તે નક્કી કરવા માટે મળનારી કાઉન્સીલમાં પ્રમુખસ્થાને બિરાજમાન થઇ ઘટતા હુકમો કાઢવાનું પણ ઠરાવ્યામાં આવ્યું હતું; તેજ દિવસે હર્ટફર્ડને "લોર્ડ પ્રોટેક્ટર"નો મોટો હોદ્દો આપવાની ક્રિયા કરવામાં આવનાર હતી, અને એવીજ બીજી અનેક ક્રિયાઓ એ ચોથા દિવસ માટે મુલતવી રાખવામાં આવી હતી, જેમાં રાજાજીએ ભાગ લેવાનો હતો. આ ક્રિયાઓ તો તેને મનથી કાંઇક સેહેલ લાગી, પણ તે બધામાં જ્યાફતમાં હાજરી આપવાનું તેને બહુ કઠિણ લાગ્યું. કઠિણ એટલા માટે લાગ્યું કે, વળી હજારો લોકોની નજર હું કેમ ભોજન લઉં છું, કેમ હું હુકમ કરૂં છું, કેમ બોલું છું કે મારી હીલચાલ હું કેમ કરૂં છું તે જોવા ઉપર દોડશે; તેમાં દેખાતી ખામીઓ ઉપર ગુપચુપ ટીકા કરશે; કોઇ મૂછોમાં હસશે અને કોઇ તો ભરમમાં ટીકા કરશે અને કોઇ તો વળી મારૂં માથું ખસી ગયલું જણાવી મારા તરફ દયા અને દિલસોજીની લાગણી પણ જાહેર કરશે.

અંતે ચોથો દિવસ આવ્યો. સૂર્ય ઉગતાંની સાથેજ ટોમ-લગાર ઉદાસ દેખાયો, અને મગજમાં ભમતા વિચારો અને તર્કોથી તેનું માથું પણ જાણે ખરેખરજ ખસવા લાગ્યું, પણ ગમે તે હોય છતાં ઠરાવેલી ક્રિયાઓ કાંઇ અટકાવવામાં આવનાર હતી? સવારનાં કામકાજના નિયમીત કાર્યો તેણે પૂર્ણ કીધા, તેટલાથીજ તે કંટાળ્યો, અને એક વાર ફરીથી તેને સુવર્ણના પીંજરામાં પુરેલા પોપટના સરખી પોતા લાગવા માંડી. બપોર થતાં તે વાત કરવાના ઓરડામાં

જોડે વાતચીતમાં રોકાયો, અને મોટા અમલદારો તથા દરબારીઓ તરફની મુલાકાત માટે ઠરાવેલા વખતની રાહ જોતો બેઠો. તેજ સમયે ટોમ રાજમેહલની એક બારીમાંથી બહારનો દેખાવ જોઇ તેના ઉપર કાંઇક વિચાર કરતો હતો. તેટલાંમાં હલકા લોકોનાં એક મોટા તોફાની ટોળાંને હુરિયો હુરિયોના પોકાર કરતું અને ગમે તેમ દોડતું જોયું. તેમાં પુરૂષો ઉપરાંત, સ્ત્રીઓ અને છોકરાંઓ પણ હતાં.

આ જોઇને તેને તેની સ્થિતિનું સ્મરણ થઇ આવ્યું અને એકવાર પોતે પણ કેવો આવાં રમતિયાલ ટોળાંઓમાં ભટકતો અને તેમની સરદારી લેતો તે યાદ આવ્યું, યાદ આવ્યું એટલુંજ નહિ પણ એ શાની ગડબડ થાય છે તે જાણવા માટે બહાર નિકળવાની તેને ઇચ્છા થઇ; પણ પાસે ઉભેલા અર્લ હર્ટફર્ડે તેને તેમ કરતો વારી તેને યાદ આપી કે "તું તો રાજા છે; અને તારાથી એ કામ થાય નહિ; પણ જો તે જાણવાનીજ તારી ઇચ્છા હોય તો હું પોતે તે ખબર કાઢી આપું."

"મોટી ખુશીથી, બહુ મોટી ખુશીથી," બહુજ ખુશાલીથી ઉભરાઇ જતાં હૃદયથી ટોમે તેને રજા આપી; અને તેમ કરતાં તે બોલ્યો કે, "બેશક રાજા થવું એ કાંઇ છેક નાખી દેવા જેવું તો નથીજ, તેમાં કાંઇક લાભો પણ છે ખરા."

અર્લે તુરત એક નોકરને બોલાવ્યો અને દરવાજા ઉપરના પહેરેગીરોના કેપટનને હુકમ મોકલ્યો કે આ ટોળાંમાં જઇને તેઓની આટલી બધી ગરબડ સરબડનું કારણ શું છે તે જાણી આવવું.

ઘણો વખત ગયો નહિ તેટલામાં તો ખબર આવી કે 'આ લોકો, એક સ્ત્રી, એક પુરૂષ અને એક જુવાન છોકરીને રાજની સુલેહનો ભંગ થાય તેવા આરોપ કરવાના વાંક માટે ફાંસીને લાકડે ચઢાવવા સારૂ દોડાદોડી કરે છે; અને તેમ જોઇને તે ત્રણે જણ નાસ ભાગ કરે છે, અને લોકોનું ટોળું તેમનો હુરિયો કરતું કરતું તેમની પૂઠે દોડે છે.'

"શું? ફાંસી? આ બાપડા ગરીબ કમબખ્તોને?" ટોમનું અંતઃકરણ આ ખુલાસો સાંભળીને ફાટી ગયું અને તેના દીલમાં દયાનો ઝરો વેહેવા લાગ્યો. રાજના કાયદાનો શું ભંગ કર્યો છે અને શું નહિ તે જાણવાની કંઇ પણ પરવાહ કીધા વગરજ આ ત્રણ માણસોને શા કારણસર ફાંસીએ લટકાવવામાં આવે તેનોજ વિચાર તેને થયો. વળી આ વખતે તે પોતે ખરો રાજા નહિ, પણ રાજાની જગા ઉપર માત્ર એક ઓળા સરખો છે, તેનું પણ તેને ભાન નહિ રહ્યું, અને એકદમ તેમને પોતાની હજુરમાં બોલાવવાનો કડક હુકમ કીધો.

આ હુકમ કરતાંની સાથેજ તેના મોંઢા ઉપર રતાશનો છાંયો

છવાઇ રહ્યો, અને પોતાના હુકમથી કાંઇ કાચું તો નથી કપાયું તે માટે તે અર્લના મોઢાં તરફ જોવા લાગ્યો, પણ તેના મોઢાં ઉપર કશો ફેરફાર નહિ જોયાથી, તેણે મૌન ગ્રહણ કીધું. આ ગડબડ ચાલતી હતી તેટલામાં ઓરડાનું બારણું ઉઘડયું અને બોલતાં જડબું તુટી જાય એવા મોટા ખેતાબોનાં પુછડાંવાલા અમલદારોનાં નામની નેકી એક પછી એક પોકારવામાં આવી, અને જોતજોતાંમાં દીવાનખાનું અમીર ઉમરાવોથી ભરાઇ ગયું. ટોમે તેમની હાજરી ઉપર કશું ધ્યાન આપ્યું નહિ, કારણ કે તે ઉપલા બનાવના વમલમાં હદ બાહેર ગુંચવાઈ ગયો હતો. તે પોતાની શાહનશાહી ખુરશી ઉપર બેઠેલીને વિચારમાં ને વિચારમાં તલ્લીન થઇને ચુપચુપ બેઠો, અને તે ત્રણે કમનસીબ સ્ત્રી પુરૂષને પોતાની હજુરમાં ક્યારે લાવવામાં આવે, તેની આતુરતાથી જોતો દરવાજા તરફ નજર નાખી રહ્યો. તેને એવી સ્થિતિમાં જોઇને હાજર થયલા દરબારી વગેરેએ તેને બોલાવવાની જરૂર વિચારી નહિ, અને એક બીજા જોડે અનેક વિષયો ઉપર માંહોમાંહે તડાકા મારવા લાગ્યા.

થોડાજ વખતમાં ટોમની આતુરતાનો અંત આવ્યો. લશ્કરી પહેરેગીરોની એક ટુકડી ઠાઠ સાથે પેલા, સ્ત્રી પુરૂષ અને છોકરીને લેઇ તેની હજુરમાં ખડી થઇ ગઇ. ટોમે તે ત્રણે જણને માથાથી તે પગ સુધી ટીકી ટીકીને નિહાળ્યાં, અને પુરૂષના દેખાવ તથા પોશાક ઉપરથી તે તેને કાંઇક ઓલખાણમાં આવ્યો; અને ખૂબ ધારી ધારી જોઇ રહીને તે બોલ્યો, "હું ધારૂં છું કે, મેં આ માણસને આગળ કોઇ ઠેકાણે જોયલો છે, પણ તે કયારે અને કયી અમુક જગાએ તે હું કહી શકતો નથી." તે પુરૂષે પણ પોતાની તેજસ્વી આંખો ટોમ ઉપર ફેરવી, પણ તુરત તેણે પોતાનું માથું નમાવી દીધું. ટોમ, કાંઇક યાદ આવ્યું હોય તેમ પોતાના મન સાથે બોલ્યો, "હા હવે ભેદ મારી નજર આગલ ખુલ્લો થાય છે; આ તેજ અજાણ્યો માણસ છે કે જેણે ગાઇલ્સ વીટને ટેમ્સમાં ડુબી મરતો બહાર કાઢી તેનો પ્રાણ ઉગાર્યો હતો, અને નવાં વરસના પહેલાંજ દિવસે આવું બહાદુરી ભરેલું કામ બજાવ્યું હતું; પણ અફસોસ! હાલ તે કોઇ નિચ કર્મ કરીને ફસાયલો લાગે છે.

ટોમે, પેલી બાઇ અને છોકરીને થોડો વખત દૂર લઇ જવાનો હુકમ કર્યો અને તેમ થતાંજ તેણે નાયબ—કોટવાલને પુછ્યું કે, "આ માણસે શો અપરાધ કર્યો છે?"

"નામવર સાહેબ," કોટવાલ ગુંટણીએ પડીને ઉત્તર આપતાં બોલ્યો કે, "આપણી પ્રજાના એક માણસને ઝેર આપી તેનો પ્રાણ તેણે લીધો છે."

બંધવા માટે ટોમના દીલમાં એક તરફથી દયા અને બીજી તરફથી એક ડૂબી જતા છોકરાને પોતાના જીવના જોખમે બહાર કાઢી દેખાડેલી હીમત માટે આશ્ચર્ય, ઉપજ્યું.

"શું તે અપરાધ એના ઉપર પુરવાર કરવામાં આવ્યો છે ?" ટોમે પુછ્યું.

"બહુજ સારી રીતે," કોટવાલે ઉત્તર આપ્યું.

ટોમે નિઃશ્વાસ નાખ્યો અને તે કમબખ્તને પોતાની હજુરમાંથી લઇ જવાનો હુકમ કરી બોલ્યો કે, "ત્યારે તો તે પોતાનું મોત મેલવી ચુકયો છે."

આ હુકમ સાંભળીને બંધવાએ બંને હાથ જોડી અને બહુજ ઉદાસ ચહેરે તે લાંબા કરી, ધ્રુજતે અવાજે અરજ કરવા લાગ્યો:—

"ઓ મારા ખાવિંદ રાજા સાહેબ, મારા ઉપર દયા કરો; હું નિર્દોષ છું; જે અપરાધ મારા ઉપર મુકવામાં આવ્યો છે તે મારા સામા પુરવાર થયોજ નથી; છતાં હું તે માટે કશું બોલતો નથી; મારો ન્યાય મારા વિરૂધ થઇ ચુકયો છે અને હું જાણું છું ત્યાં સુધી તે ફરનાર નથી, પણ તમો નામવર પાસે એક મહેરબાની માંગું છું, કારણ ખમી શકું તે કરતાં બહુ ભારે સજા મને થઇ છે. માટે એક મહેરબાની—એકજ દયા—અને માત્ર એકજ કૃપા ચાહું છું—અને તે હું નામવર ફરમાવ કે મને ફાંસીએ ચઢાવ્યામાં આવે.

ટોમ આ સાંભળીને આશ્ચર્યચકિત થયો, કારણ કે ધારેલું પરિણામ આવ્યું નહિ.

"કેવી દયા તું માંગે છે ? શું તને મોતની સજા કરવામાં આવી નથી ?" ટોમે પુછ્યું.

"ખાવિંદ પનાહ !" બંધવો ગદગદિત કંઠે બોલ્યો, "મને જીવતો ઉકળતાં પાણીમાં ઉકાળી મારી નાખવાની સજા કરવામાં આવી છે !"

આ સાંભળતાં ટોમનો જુસ્સો ઉશ્કેરાઇ ગયો, જે તેનાથી થોભાવી શકાયો નહિ, અને તેના આવેશમાંજ તે જોસબંધ ખુરશી ઉપરથી ઉતરી પડયો અને જોરથી બૂમ મારી બોલ્યો:—

"તારી ઇચ્છા અમલમાં આવશે; તેં કદાચ સો માણસોનો પણ જાન લીધો હોય તોપણ તને આવી કંગાલ સજા થવી જોઇતી નથી." ટોમે બંધવાની માંગણી બહાલ રાખતાં કહ્યું અને તે સાંભળીને બંધવો નમીને છેક ભોંયે પડયો અને બહુ બહુ ઉપકાર માનવા લાગ્યો.

ટોમ, અર્લ તરફ ફરીને પુછવા લાગ્યો, "આ માણસને સજા કરવા માટેનું વારંટ કાઢવામાં આવ્યું છે ખરૂં ?"

"ઝેર દેનારાઓને માટે એવોજ કાયદો છે સાહેબ," અર્લે ઉત્તર આપ્યું અને વિશેષમાં જણાવ્યું કે, "જર્મનીમાં ખોટા સીક્કા પાડ નારાઓને તેલમાં ઉકાળીને મારી નાખવામાં આવે છે, અને તે પણ કેવા પ્રકારે કે એકદમ તેને તેલમાં હોમી દેવામાં આવતો નથી, પણ ઉકળતી કડાની ઉપર એક દોરડું બાંધી તેના ઉપર તેને લટકાવવામાં આવે છે અને તે પછી તેને ધીમે ધીમે નીચે કડામાં ઓસવામાં આવે છે, એટલે પહેલાં પગ, ને પછી ટંગડી અને તે પછી બીજું શરીર, તેમાં હોમવામાં આવે છે.—"

આ સાંભળતાં ટોમનું લોહી ઉકળી આવ્યું; તેણે તો કાન ઉપર હાથ ઢાંકી દઇ, અર્લને વધારે બોલતો અટકાવ્યો, અને હુકમ કર્યો કે, "હવે પછીથી એ રીવાજમાં ફેરફાર કરવો અને કોઈ પણ કંગાળમાં કંગાળ અપરાધીને પણ એવી રીબાવી મારવાની સજા કરવી નહિ."

અર્લનો ચહેરો તો ટોમના આ હુકમથી હર્ષમય થઇ ગયો; કારણ તે પોતે પણ દયાળુ અને ઉદારચિત્ત અંતઃકરણ ધરાવતો હતો અને તેથીજ ટોમનો હુકમ માથે ચઢાવતાં બોલ્યો કેઃ-

"તમો નામવરના આ ઉમદા શબ્દો મહોર છાપ સાથે નોંધાઇ ચુકયા છે, અને ઈંગ્લંડના ઇતિહાસમાં તમારાં બાદશાહી કુટુંબની પ્રતિષ્ઠા જોડે તે સદા યાદગાર રહી જશે."

નાયબ-કોટવાલ પેલા બંધવાને ટોમની હાજરીમાંથી ખસેડી જતો હતો તેને થોભાવી ટોમે સવાલ કર્યો—

"કોટવાલ, હું આ બાબતમાં કાંઇક વધુ તપાસ કરવા ચાહું છું. એ માણસ કહે છે કે તેનો અપરાધ બરાબર પુરવાર થયો નથી, માટે તું એ બાબતમાં શું જાણે છે તે મને જણાવ."

"તમો નામવરની ઇચ્છા છે તો હું તમને જણાવું છું કે," કોટ-વાલ લગાર ખંચાતો ખંચાતો બોલ્યો, "તપાસપરથી એમ માલમ પડયું છે કે, એ માણસ આઇલીંગટનનાં ગામમાં એક ઘરમાં પેઠો જ્યાં એક માણુસ આજારી હતો; ત્રણ સાક્ષીઓ કહે છે કે તે વખતે સવારના દશ વાગ્યા હતા અને બે સાક્ષીઓ કહે છે કે દશ વાગ્યાથી કાંઇક મોડું થયું હતું. પેલો આજારી માણુસ તે વેળા ઉંઘતો હતો અને ઘરમાં એક-લોજ હતો; ઘરમાં પેઠા પછી બંધવો બહાર આવ્યો અને ચાલ્યો ગયો. તે પછી આજારી માણુસ એક કલાકના સુમારમાં મરણ પામ્યો જે વેળા તેના અંગમાં આંકડી આવતી હતી.

"પણ તેણે તેને ઝેર ખવાડયું તે કોઇએ જોયું હતું ખરું ? અથવા ત્યાંથી ઝેર હાથ લાગ્યું હતું ખરું ?" ટોમે પ્રશ્ન કીધો.

અને તે જોતાં તેના દીલમાં દયાનો ઝરો ખૂબ જોરમાં સ્ફુરી આવ્યો. તેણે કોટવાલને બીજા સવાલો પુછવા માંડયા.

"એ તોફાન એઓએ કેવા પ્રકારે ઉત્પન્ન કીધું ?"

"પોતાનાં મોજાં કાઢી નાંખીને, ખુદાવિંદ."

આ જવાબથી ટોમને તો બહુજ આશ્ચર્ય લાગ્યું અને પોતાની તે અજાયબી તેણે ખુલ્લા શબ્દોમાં જાહેર કરી અને કોટવાલ સાહેબને પુછ્યું કે, "શું આ પ્રમાણે મોજાં કાઢી નાંખે એટલે હમેશ તોફાન થાય કે?"

"બેશક, હમેશાંજ થાય, ખુદાવિંદ, જો એ ગુન્હેગાર રાંડની ઇચ્છા થાય તો ચોકસ મંત્રોપચાર કરીને તે હમેશજ તોફાન ઉત્પન્ન કરી શકે, ને આવી ખરાબી પણ નિપજાવી શકે."

ટોમે હસ્તે મોઢે તે સ્ત્રી તરફ જોયું અને તેને હુકમ કીધો કે, "ચલાવ તારૂ જાદુ, કેવું તોફાન થાય છે તે હું જોવા માંગું છું."

તે વખતમાં ગમે તેવા વિદ્વાન અમીર ઉમરાવો કે ભણેલાઓ પણ વહેમની વાતોને માનતા હોવાથી, ટોમના આ હુકમથી મિલાવડામાં ભારે ખળભલાટ ચાલી રહ્યો, તેની કશી પણ દરકાર કર્યા વગર તેણે તે સ્ત્રીને ફરીથી હીમત આપી અને તોફાન ઉભું કરવાનો હુકમ કીધો. તેને ખાતરી આપી કે તેનાં એ કામ માટે તેને કશી પણ સજા કરવામાં આવશે નહિ.

બાપડી સ્ત્રી, આ સાંભળી દડદડ આંસુ પાડવા મંડી અને બહુજ કરગરીને ટોમને કહેવા લાગી કે, "ખુદાવિંદ, ઓ શાહોના શાહ, મારી પાસે એવી કશી શક્તિ નથી, મારા ઉપર તદ્દનજ ખોટું તોહમત મુકવામાં આવ્યું છે."

ટોમે તેની કાકલુદી ઉપર ધ્યાન નહિ આપતાં તેને ખૂબ દમ બીડાવીને અને સાથે સાથે વળી લગાર હીમત આપીને પણ, તોફાન ઉભું કરવાનો હુકમ કીધો; મોટું નહિ તો નાનકડું પણ કરવાની તેણીને તાકીદ ઉપર તાકીદ કીધી.

બાપડી સ્ત્રી તો લાંબી પાટ થઇને ભોંય ઉપર પડી, તેની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી, તે પ્રતિજ્ઞા ઉપર પ્રતિજ્ઞા લઇને ખુલાસો કરવા લાગી કે "તેની પાસે એવી કોઇ જાદુઇ શક્તિજ નથી; તેણી કરગરી કરગરીને કહેવા લાગી કે, કદાચ તેવી નાહની પણ શક્તિ હોત તો હું મારા બાળકનો જાન માંગી લઇને મારા જાતની દરકાર કર્યા વગર તોફાન ઉભું કરતે."

ટોમની ખાતરી થઇ કે આ બાપડી સ્ત્રી નિર્દોષ તો છેજ, તોપણ

એકવાર ફરીથી તેને દાબી જોવા ખાતર તેણે તેનાપર તકાદો દીધો; પણ જ્યારે તેણે નાજ પાડી ત્યારે અંતે તે બોલ્યો:—

"હું માનું છું કે આ સ્ત્રી સત્ય બોલે છે. કદાચ એની જગા ઉપર મારી મા હતે અને તે કોઇ જાદુઇ શકિત ધરાવતી હતે તો ઘડીના છઠ્ઠા ભાગમાં તે પોતાની શક્તિનો દુરૂપયોગ કરી તોફાન નિપજાવતે અને ખાનાખરાબી કરતે. બીજી માતાઓ પણ એક સરખીજ હોય છે. માટે જા બાઇ, જા, તું તથા તારી દીકરી બંનેને હું છોડી દઉં છું; કારણ તમો બંને નિર્દોષ છો એમ મારી ખાતરી થાય છે. હવે તારે બ્હીવાંની જરૂર નથી; જોઇયે તેટલાં તારાં મોજાં ખેંચી કાઢ, પણ તું કોઇ તોફાન નિપજાવી શકનાર નથી."

છુટકારો મલ્યાથી બંને મા દીકરીની ખુશાલીનો પાર રહ્યો નહિ અને અનેક પ્રકારે તે ટોમનો ઉપકાર માનવા લાગી. તેણે પોતાનાં તેમજ પોતાની દીકરીના પગમાંના મોજાં ત્યાંને ત્યાં ખેંચી કાઢયાં કે તેજ પળે વહેમી દરબારીઓનાં કલેજાં ધડક ધડક થવા લાગ્યાં કે રખેને કંઇ તોફાન થાય. પણ નહિ તોફાન થયું, કે નહી કોઇ ભૂકંપ થયો; જેવું સઘળું ઠરીઠામ અને સરંજામ હતું તેવું ને તેવું કાયમ અને યથાસ્થિત રહ્યું. ત્યારે ટોમે તે બાપડીને કહ્યું કે,

"જા, ભલી બાઇ જા, તારૂં જાદુ કોતલ તારામાંથી ઉડી ગયું છે અને હવે તું સુખેથી તારે ઘેરે જા, પણ જો એ શક્તિ તારામાં પાછી આવે તો મને ભુલતી ના અને એક તોફાન લાવજે."(૯)

---

## પ્રકરણ ૧૬ મું.

## દરબારી જ્યાફત.

જ્યાફતનો વખત નજદીક આવી પહોંચ્યો; છતાં ટોમને તે વાતની કોઇ જાતની બેચેની કે ચિંતા લાગી નહિ, અથવા જેમ તે આગળ જાહેરમાં ભાગ લેવાની ગોઠવણ સાંભળીને ધ્રુજતો હતો તેમ ધ્રુજ્યો પણ નહિ. સવારે જે શક્તિ તેણે દર્શાવી હતી તેથી તેની છાતી લગાર થોડી થઇ ગઇ હતી. પુખ્ત વયનો એક મનુષ્ય જેટલું એક મહીનામાં નહિ મેળવી શકે તેટલું બાપડા ટોમે માત્ર ચાર દિવસના અરસામાં બજાવી દેખાડયું હતું. ટોમને આ દબદબા ભરેલી જ્યાફતમાં ઘટતા દબદબા સાથે બીરાજમાન કરવાની દોડાદોડી થવા લાગી છે, તેને પડતી મુકીને લગાર જ્યાફતની ધમાચકડીનો આપણે વિચાર કરીશું. આ કા-

(૯) પુસ્તકને છેડેની નં૦ ૯ વાળી નોટ જુઓ.

માં નેક નામદાર ખુદાવિંદ રાજા સાહેબ હતા, અને તેમના દાખલ થં-તાંની સાથેજ બાર તુરાહીઓ અને અનેક પડઘમોના, ધમધમાવી નાખે તેવા આગમનસૂચક અવાજ થઇ રહ્યા. તેની જોડે, "ક્ષત્રે પધાર્યા ખુદાવિંદ અમારા રાજા સાહેબ" એવો પોકાર પડ્યો અને ગેલરીમાં જમાવ થયલાઓએ એક સામટા ઉભા થઇને "સુખમાં રહો કૃપાળુ કે-શર"નો પોકાર કરી, દીવાનખાનું ગજાવી મુક્યું. તેની પાછળ રાજાના અંગત ઉમરાવો અને તેના જમણા તથા ડાબા હાથ ઉપર તેની ગાર્ડ ઓફ ઓનરની ટુકડીઓ હતી. તેની પાછળ ૫૦ ગૃહસ્થ પેનશનરો હા-થમાં સુવર્ણની મૂઠના સૌનિક ખડગો લેઇ દાખલ થયા. આ સઘળો દેખાવ આંખને ચકીત કરનારો, તેમજ ઈંગ્લંડનો બાદશાહી દોર દેખાડ નારો હતો. ટોમની નાડ ખુશાલીના ઉમળકાથી ખૂબ જોરમાં ઠેકતી લઇને ચાલતી હતી અને હર્ષના ઉમળકાથી તેનું અંતઃકરણ ઢળકાઇ જતું હતું. તેણે પોતે પોતાનો દોર પણ બાદશાહી રૂવાબમાં જાળવી રાખ્યો હતો. ખુશાલીનો વધારે ઉભરો તો તેની ધાસ્તી મટી ગયાથી થયો હતો. દરબાર તેની હીલચાલ પસંદ કરશે કે નહિ, હું દરબારી વિવેકને અનુ-સરીનેજ ચાલતો હોઇશ કે નહિ, એવા એવા તર્કોથી જ્યારેને ત્યારે તેનું મન ખેદ પામતું હતું ત્યારે આજે તો જાણે તે કેવોએક જુનો અને ટેવાઇ ગયલો હોય તેમ નિડર અને નિર્ભયપણે પોતાનું વર્તન દર્શા-વતો હતો. વળી થોડીક માહીતગારી તેને પેલા વ્હીપીંગ બોય તરફથી મળી હતી, અને વર્તન કેવું રાખવું, રૂવાબ કેમ જાળવવો, ટેક કેવી રીતે રાખવી, એ વિગેરેની પુરતી કેળવણી, અર્લ હર્ટફર્ડ તરફથી તેને મળી હતી, અને આ વેળા તે પોતાની કેલવણીને સાર્થક કરી હતી. પ્રજાસમાજ તરફથી તેને જે આવકાર મલ્યો તેનો વળતો ઉપકાર પણ તેણે પોતાનો દરજ્જો સાચવીને માન્યો હતો. દીવાનખાનામાં પગ મેલ્યો ત્યારથી તે જ્યાં સુધી પોતાની બેઠક ઉપર જઇ બેઠો ત્યાં સુધી, લોકોએ તેને વધાવી લીધો અને તેનું ઉત્તર તે પોતાને માટેની કેળવણી પ્રમાણે પોતાની ફુમટાંદાર ટોપીના ફુમટાં કાંઇક નમે એવી રીતે હલા-વીને, અને "મારી ભલી પ્રજા, હું તમારો ઉપકાર માનું છું" એવા

તે રીવાજ ચાલુ હતો અને એ રીવાજમાં બંને કુટુંબો એક સરખાં ઉત થયાથી તેના મનને ઝાઝી ગુંચવણુ અને મુઝવણુ થઇ નહિ. ટોમ, ટેબલ-પર બીરાજ્યો એટલે તુરત સરઘસનો ક્રમ તુટી ગયો અને સઘળાઓ જોડે માથેજ, પણુ જુદા પ્રકારના દબદબાથી ગોઠવાયા.

મધુરા ગાયનના મધુરાં સ્વરો સાંભળતો સાંભળતો, રાજ ગાર્ડોના સરદારો દીવાનખાનામાં દાખલ થયા. ઈંગ્લંડમાં સર્વથી ઊંચામાં ઊંચા અને મજબૂત માણસોનેજ આ જગા માટે પસંદ કરવામાં આવે છે, અને બહુ સૂક્ષ્મ રીતે ગંભીરતાથી તેમની પસંદગી કરવામાં આવે છે. તેઓ પણુ જોડે માથે, ગુલાબી રંગના પોશાકમાં, ખભા ઉપર સુવર્ણમય બુટાના ગુલાબો જડેલા ઝુમતાં સાથે, દીવાનખાનામાં દાખલ થયા. દરેક જણુ અકેક પછી પકવાનની રકાબીઓ લાવ્યા, અને જે ક્રમમાં તે લાવવામાં આવી તેજ ક્રમમાં તેમના હાથમાંથી બીજાજ એક ગૃહસ્થે તે પોતાના હાથમાં લઇ, ટેબલ ઉપર ગોઠવી અને દરબારી ભોજન ચાખનારે, તે પકવાનમાં કશું ઝેર ભેળેલું ન હોય તેની ખાતરી કરવા માટે, તે દરેક રકાબીમાંથી અકેક કોળીઓ દરેક ગાર્ડને ખવરાવી જોયો.

ટોમ જાણુતો હતો કે, ભોજન વેળા તેની દરેકે દરેક હીલચાલ ઉપર હાજર રહેલાઓની ટીકાનો પ્રવાહ ચાલશેજ, તે છતાં તેણે તેની દરકાર વગર નિડરપણાથી ભોજનમાં સારો દેખાવ દીધો. ખાવામાં ઉતાવળ નહિ કરવી, અથવા કોઇપણ ચીજ પોતાને હાથે ભાંગવી કે કાપવી નહિ, પણુ તે માટે ઠરાવી રાખેલા જૂદા જૂદા અધિકારીઓ, યોગ્ય નમન કરીને તે કામ કરી આપે ત્યાં સુધી થોભવું એ તેણે બરાબર લક્ષમાં રાખ્યું હતું, એટલે આ મીજબાનીમાં તે જરાએ ભુલચુક વગરજ માન સાથે પસાર થયો.

ભોજન પૂર્ણ થયા પછી જ્યારે ચકચકીત પોષાકવાળા અમીર ઊમરાવો અને દરબારીઓ તથા ગૃહસ્થોના મોટા ટોળા વચ્ચેથી, બ્યુગલોના કાનના પડદા ફાડી નાંખે તેવા અવાજો, પડઘમના ધણુધણાટ અને જનસમાજના આદરયુક્ત વચનોની વચ્ચેથી જ્યારે તે પસાર થયો ત્યારે તેને લાગ્યું કે, ખાનાની ક્રિયામાં ભાગ લેવાનું કામ, જે તે સર્વથી મુંઝવણ ભરેલું માનતો હતો તે સેહેલું થઇ ગયું છે અને હવે દિવસમાં સાતવાર તેવાં ખાના થાય તોએ શું થયું? તેમાં નિર્ભયપણે ભાગ લઇશ એમ તેના મનમાં લાગ્યું.

---

## પ્રકરણ ૧૭ મું.

### ફસેલો શાહજાદો.

માઇલ્સ હેન્ડન સાઉથપાર્કના પુલ તરફ બહુ ઉતાવળે પગલે દોડ્યો. તે દોડતો જતો અને આણીગમ પેલીગમ, બારીક નજરેથી તપાસતો જતો કે જેમને માટે તે દોડે છે તેઓ હાથ લાગી જાય છે કે નહિ. તે એટલો ઝડપમાં દોડતો કે દર ઘડીએ તે પોતાના શિકારને પકડી પાડવાની વકી રાખતો, છતાં છેક સાઉથપાર્કનો પુલ આવ્યો ત્યાં સુધી તો તેની સર્વ મહેનત વ્યર્થ ગઇ. રસ્તે મળતા જતા માણસોને નિશાની આપી તે પુછતો હતો, અને જે નિશાની પાછી મળતી તે પ્રમાણે તે તરફ તે ઘુમ્યો જતો. પણ પુલ આગલ આવ્યા સુધી જ્યારે તેને કશો પત્તો લાગ્યો નહિ, ત્યારે હવે ક્યાં અને કઇ તરફ જવું તેનો તેને ગુંચવાડો થયો. હજુ દિવસ આથમવાનો કેટલોક વખત હતો, અને સાંજ પડે ત્યાં સુધી જ્યાં રખડાય ત્યાં રખડવું એમ તેણે નિશ્ચય કર્યો, અને તે પ્રમાણે રાત પડતાં સુધી ભટક્યો. પણ સર્વ વ્યર્થ. તેનો ઉડી ગયલો પોપટ તેને હાથ લાગ્યો નહિ. રાત ક્યાં કાઢવી તેનો તેને વિચાર આવ્યો, એટલે તે તરફ આવેલી ટેબાર્ડ હાટેલમાં ગયો, ત્યાં મળ્યું તે ભોજન લીધું અને રાત ત્યાંજ ગાળી કાઢી. સવાર પડતાંજ તેણે પાછી શોધ ચાલુ કરી. રાત્રે જ્યારે તે હોટલમાં એક તુટેલી ભાંગેલી ખાટલી ઉપર સુતો હતો ત્યારે તેને અનેક વિચારો આવવા લાગ્યા. તેણે માન્યું કે, આ છોકરો પોતાના કહેવાતા બાપના હાથમાં ઝલાયો છે ખરો, પણ તે તેના હાથમાં રહેનાર નથી એ તો મારી ખાત્રી છે; પણ તે બદમાશના હાથમાંથી છૂટીને લંડન ખાતે પોતાનાં આગલાં ખોપટાં તરફ જશે કે ક્યાં તે કળી શકાતું નથી; પણ મને લાગે છે કે તે લંડન પાછો જવાની હીમત કરશે નહિ, કારણ કે તેમ કરે તો તેને પાછા પકડાઈ જવાની ધાસ્તી રહે. ત્યારે તે ક્યાં જશે ? આ દુનીયામાં પોતાનો કોઇ આશ્રિત કે મિત્ર ન હોવાથી, માઇલ્સ હેન્ડન સરખા રક્ષકને શોધી કાઢવાનાજ તે ઉપાય લેશે એમાં મને શક નથી. કદાચ તે હેન્ડન હોલ તરફ પણ જાય; કારણ તેને એવી ખબર આપવામાં આવેલી હતી કે હેન્ડન, ઘેર જનાર હતો, એટલે મને તે ત્યાંજ શોધી કાઢવાની આશામાં ત્યાંજ જવો જોઇયે. હા, હા બસ એમજ, હેન્ડન બચ્ચા, એમજ થવું જોઇયે. માટે હવે ઉઠ, બચ્ચા માઇલ્સ હેન્ડન, સાઉથપાર્કમાં ઝાઝો વખત ગાળવામાં માલ નથી, પણ અરે એકદમ કેન્ટ તરફ, પેલા સાધુના મઠ તરફ પગલાં ઉઠાવવાં જોઇયે, પણ, હા, ઝાડીઓમાં તેની શોધ કરતાં રહેવું પડશે ખરૂં.

શાહજાદાને શોધી કાઢવાને હેન્ડન આવા આવા રસ્તાઓ શોધતો હતો તે વેળા બાપડો શાહજાદો પોતે શું કરતો હતો તે હવે જોઇયે.

જે બદમાસ પેલા હાટેલમાંથી શાહજાદાને ઠગીને ઘસડી ગયો તે કશી પણ હીલચાલ કીધા વગરજ પાછળ પાછળ ચાલતો હતો. તેનો એક હાથ ઝોલીમાં ઘાલેલો હતો, અને ડાબી આંખ ઉપર લીલા રંગની આંખપટી પહેરી હતી. તે લગાર ઠોકરાતો ઠોકરાતો ચાલતો અને ઓકનાં લાકડાંની એક મોટી લાકડીને ટેકવતો હતો. બીજો જે જુવાન શાહજાદાની જોડે હતો તે શાહજાદાને ભોમિયા તરીકે સાઉથપાર્કમાંથી આડે અવળે રસ્તે લઇ જતો અને એ પ્રમાણે ગલીકુચીઓમાં થઇને તેઓ એક ધોરી રસ્તાપર આવી ચઢ્યા. કેટલુંક ચાલ્યા પછી શાહજાદાને શક ઉપજ્યો, શક ઉપજવાની સાથે તે લગાર આકળો બન્યો, અને સાંજ ઉભો થઇ રહ્યો. શાહજાદાને આ પ્રમાણે ગુસ્સામાં આવેલો જોઈ પેલો જુવાન તેને ઠગવાની મતલબથી બોલ્યો—

"ભાઇ, તું આડો થઇને અહીં અડીયેલ તટુની પેઠે ઉભો થઇ રહેશે તો તારો મિત્ર જખમી થયલો, પેલી સામેની ઝાડીમાં કળાપિટ કરતો પડયો છે તેનું શું થશે? તારે જોઇયે તો અહીં ઉભો થઇ રહે, મારે શું?"

"જખમી થયલો," એવો શબ્દ સાંભળી, શાહજાદો પોકારી ઉઠયો "શું મારો મિત્ર જખમી થયો છે; કોણુ કમબખ્તે તેને જખમી કરવાની હિમત કરી છે? ઠીક, ચાલ, ચાલ, ઉતાવળો થા, શું તેને કોઇએ ગોળી મારી છે? કે કોઇ બીજા પ્રકારનો ઘા થયો છે? તે મને કહે, અને તું સત્ય જાણ કે, એ કામ કરનાર ગમે તેવા ડયુકનો દીકરો હશે તોપણ તે તેની યોગ્ય સજા ભોગવ્યા વગર રહેશે નહિ." બાપડા શાહજાદાએ, પેલા બદમાસની ઠગાઈ સમજ્યા વગર ભોળાઇથીજ બકબકારો કરી, તેની સાથે ઝડપમાં ચાલવા માંડયું. જે જંગલમાં આ બદમાસ તેને લઇ જવા માંગતો હતો તે હજુ કેટલેક છેટે હતું, એટલે બંને ખૂબ ઝડપમાં પગ ઉપાડવા લાગ્યા. ચાલતાં ચાલતાં શાહજાદાના ચહેરા ઉપર કેવો ફેરફાર થાય છે તે બદમાસ બાડી આંખે જોતો હતો. બંને ચાલ્યા જતા હતા તેટલામાં તેમની નજરે એક ચોકસ જગામાં ઝાડની ડાંખલી જમીનમાં ખોસી, તેના ઉપર કપડાંનું ચીથરૂં બાંધેલું તેમના જેવામાં આવ્યું. તે જોયા પછી તે બદમાસ શાહજાદાને એક જંગલમાં લઇ ગયો અને ઉપલા સરખીજ બીજી છુપી નિશાની શોધતો હતો. તે આખે રસ્તે ગાળે ખાંચે દીઠામાં આવતી, અને જાણે તેમને માટેનો માર્ગ નક્કી કરવાને આ ચિહ્ન કરવામાં આવ્યાં હોયની શું તેમ હતું;

એમ કરતે કરતે તેઓ એક ખુલ્લાં ચોગાનમાં આવ્યા, જ્યાં એક ખેડુતના ઘરના બળીને ઉભા રહેલા હુઠાઓ નજરે પડયાં અને તેની પાસે તેવાંજ ખંડિયેર સરખી સ્થિતિમાં ઉભેલાં એક કોઠાર ઉપર તેમની નજર પડી. ખંડિયેર સરખાં મકાનો છતાં તેની આજુબાજુમાં જીવતાં માણસોની કશી નિશાની નહતી અને સ્મશાન સરખી ચુપકીદી પથરાઇ રહેલી હતી. પેલો જુવાન બદમાસ, તે કોઠારમાં દાખલ થયો અને બાપડો શાહજાદો તેની પાછળ પાછળ ચાલ્યો પણ કોઠારમાં કોઇ માણસ નજરે નહિ પડયાથી શાહજાદાને શક ગયો કે રે "અહીં કોઇ માણસ તો દેખાતું નથી ?"

શક ભરેલા આ સવાલનું ધીરજ ભરેલું ઉત્તર સાંભળવાને બદલે શાહજાદાએ તો સામી પોતાની મશ્કરી થતી જોઇ. તેનો પ્રશ્ન સાંભળીને કશો પણ ઉત્તર દીધા વગર પેલા બદમાસે હસવા માંડયું અને તે જોઇને શાહજાદાના ગુસ્સાનો પાર રહ્યો નહિ. ગુસ્સામાં ને ગુસ્સામાં ત્યાં પડેલાં એક લાકડાંનો કકડો ઉંચકી તે, બદમાસ ઉપર ઉગામવા જતો હતો તેટલામાં બીજા કોઇ માણસનો મશ્કરી ઠઠ્ઠાનો હસવાનો સાદ તેને સંભળાયો. આ હસનાર બીજો કોઇ નહિ પણ પેલો લંગડો, જે ધીમે ધીમે તેની પાછળ આવતો હતો તે હતો, અને તેને જોઇને શાહજાદો વધારે ચીડવાઇને બોલ્યોઃ-

"એ વળી તું કોણ છે રે ? અહીં તારૂં શું કામ છે ?"

"ડાહપણ ડોહળવાનું છોડી દે મીયાં સાહેબ અને મુંગો મુંગો બેસી રહે: તું મારા આ ઠગારાવેડા હજુ સુધી પીછાણી શકયો નહી. તેમાં તારો કશુર નથી, પણ જાણજે મારા લાડકા, કે હું બીજો કોઇજ નહિ પણ તારો બાપ છું, બાપ," પેલા લંગડાએ ખૂબ મજાકમાં ઉત્તર આપ્યું.

"બસ, બસ, તારૂં મોહું બંધ કર, તું મારો બાપ છેજ નહિ, હું કદી પણ તારો દિકરો હોઇ શકું નહિ; હું તને જાણતો પણ નથી અને પીછાણતોએ નથી; હું આ દેશનો રાજા છું; તેં જો મારા નોકરને છુપાવી રાખ્યો હોય તો ઝટ તેને બહાર કાહાડ, નહિ તો તે માટે તારે પશ્ચાત્તાપ કરવો પડશે.

જોન કેન્ટીએ, કઠોર ભાષામાં ઉત્તર આપ્યું—"બચ્ચાંજી, તારૂં માથુંજ ખસી ગયું છે, અને તે હમણાં હું ઠેકાણે આણું પણ શું કરૂં, અને ઘણો લાંબો વિચાર કરીને હાથ ખાંચવો પડે છે; પણ હું તને સાફ કહું છું, છોકરીઆ, કે જો તું મને ચીડવશે તો હું તારાં હાડકાંનો ભુકો કરી નાંખીશ. માંડવો તારો બકબકારો અહીં તો કંઈ અડચણ કરતો નથી, કારણ

અહીં તારી મૂર્ખાઇ કોઇ સાંભળતું નથી. પણ હવે આપણે ઘેર જઇશું ત્યાં તારો એવો લવલવાટ ચલાવીશ નહિ. મેં એક ખૂન કીધું છે, અને તે બાબતમાં તારી મને ઘણી જરૂર પડશે, પણ તે ક્યારે કે, મુજી તું તારી જીભડીને લગામમાં રાખે ત્યારે. જો સાંભળી લે. મેં મારૂં નામ બદલી નાંખ્યું છે, અને તેના અનેક કારણો છે. મારૂં નામ મેં હોબ્સ, જોન હોબ્સ રાખ્યું છે; તારૂં નામ મેં જેક રાખ્યું છે, માટે હવે તે તું ધ્યાન રાખજે. હવે જોઊં બોલની, જોઊં તો ખરો; કે તારૂં ભેજું ઠેકાણે છે કે ઘાસ ખાવા ગયું છે? બોલની, જોઊં, મને કહેની, તારી મા ક્યાં છે અને તારી બહેનો ક્યાં છે? તેઓ ઠરાવેલી જગાએ આવી નથી, તો તેઓ ક્યાં ગઇ છે તે તું જાણે છે ખરો કે? ચાલ બોલ, જોઊં, હવે તારી હોશીઆરી?"

શાહજાદાએ બહુ ગંભીરપણે ઉત્તર આપ્યું—"આવા આવા સવાલો કરીને મને કંટાળો ન આપ; મારી મા તો ક્યારની કબરવાસી થઇ છે અને મારી બહેનો મહેલમાં ચમન કરે છે."

સાથેવાળો બદમાસ શાહજાદાના આ બોલ સાંભળીને ખડખડ હસી પડયો, અને તેથી ચીરડાઇને શાહજાદો તેને ફટકાવવા જતો હતો પણ કેન્ટી, અથવા હોબ્સ તેને અટકાવી બોલ્યો કે—

"મુગો મર, તું ચૂપ રહે, એને છેડ ના, એનું માથું ખસી ગયું છે અને તું કંઇ કંઈ બોલે છે તો તે ખૂબ ચીરડાય છે." એટલું બોલી તે બદમાસને ચૂપ કરી; પછી શાહજાદા તરફ ફરીને બોલ્યો કે, "જેક તું બેસ, બેસ, બેસી જા, તારા જીવને શાંત કર, તને ભુખ લાગી હશે માટે તારે સારૂ કાંઇ ખાવાનું લાવું કે?"

હોબ્સ અને હુગો (જે પેલા બીજા બદમાસનું નામ હતું) ઘુસ ઘુસ વાતો કરવા લાગ્યા અને શાહજાદો તેમનાથી કંટાળીને જેટલું છેટે જવાયું તેટલો છેટે જઇ ચુપચુપ બેઠો. કોઠારામાંથી આવતી ઝાંખી રોશનીના પ્રકાશમાં તે જઇ બેઠો, જ્યાં આગળ જમીન ઉપર એક ફુટ જેટલું ઘાસ પાથરી રાખેલું હતું. શાહજાદો તે ઘાસના બીછાના ઉપ સુઇ ગયો અને કામળીની જગાએ થોડુંક ઘાસ લઇને દીલ ઉ નાખ્યું. આ પ્રમાણે સુતા પછી તેના મનમાં અનેક તર્ક વિતર્કો લાગ્યા. અનેક સંકટોમાં તે સપડાયો હતો, અનેક વિટંબણાઓ વચ્ચે તે પસાર થતો હતો, પણ તે સઘળાં સંકટો અને વિટંબણાઓ તે મનથી; તેના બાપનાં મરણ આગળ કશાં વિસાતમાં ન હતાં. આ દુનિયાને, જેમા હેન્રીનું નામ સાંભળીને કંપારી છુટતી, પણ આ છોક રાને મનથી આનંદી અને મધુર નામ હતું. બાપ દીકરા વચ્ચે જે પ્રી

ભરી લાંબી વાતો થયલી તે યાદ કરીને તે મનમાં મલકાતો, અને ઘડી કમાં આંખોમાં આંસુ લાવીને રડી પડતો. સાંજ પડવા માંડતાંજ શાહુજાદો કંટાળા અને થાકથી મીઠી ઉંઘમાં પડયો.

પુષ્કળ ઉંઘ કાઢયા પછી તે જ્યારે જાગૃત થયો ત્યારે વરસાદ વરસતો જણાયો. આંખ બંધ રાખીનેજ તે પોતાની આ નવી સ્થિતીનો વિચાર કરતો, અને તેમાંથી ક્યારે છૂટકારો થશે તેની અનેક ગણત્રીઓ ચલાવતો. આવી અડધ દગ્ધ સ્થિતિમાં ઝોકાં ખાતો પડયો, તેટલાં તેને બીજી તરફ કેટલાક લોકો કંઇક મોજની વાતો કરતા અને ખડખડ હસ્તા હતા તે સંભળાયા. તે સાંભળીને તે કાંઇક નાખુશ થયો અને તે હસવાનો ખખડાટ કયી બાજુએથી આવે છે તે જોવાને તેણે પોતાનું માથું ઉચક્યું તો, એક કંગાલ અને ભયંકર દેખાવ તેની નજરે પડયો. સોયતલિયાની વચોવચ્ચ ભડભડ બળતું થતું હતુ અને તેની બંને બાજુએ કુંડાળામાં બદમાસ સ્ત્રી પુરૂષોનું કદી નહિ જોવામાં આવેલું એક મોટું ટોલું બેસીને તાપણું કરતું હતું. ચીંઠરેહાલ પોષાકમાં સજ થયલા મજબુત બદમાસોનો દેખાવ જોઇને તે ચમકયો; તેમનાં માથા ઉપરના બાળો, ઝીથરાંપીથરાં માફક ઉડતા હતા, આંખો મોટી અને લાલ દેખાતી હતી; બાજુઓમાં માંસના લોચા બાઝેલા હતા, પગ ખડબચડા અને ચીરા પડેલા હતા, ચીંઠડીયાં કપડાં ઉપર ખાંડીબંધ ધુળ ભરાયલી હતી; ઝીથરાપીથરા બાળોમાં ધુળોના થપેડા બાઝેલા હતાં, કોઇના મ્હોમાં ચીરૂટ, ને કોઇના મ્હોમાં પાઇપ હતી અને દમ ખેંચીને ધુઓ કાઢતા ત્યારે ચેહમાંથી નિકળતા ધુંમાડા જેવો દેખાવ થઇ રહેતો હતો. કોઇએ આંખે પાટા બાંધ્યા હતા તો કોઇએ પગે ચીંથરાં વિંટાળેલાં હતાં, કોઇએ કેડપર મલમની મોટી આગળીઓ મારી હતી, કોઇનું મોહ સુજીને બે મોઢાં સરખું થઇ રહેલું હતુ, કોઇનાં પોપચાં ફુલીને નાહના વાટકા સરખાં જણાતા હતાં; કોઇ લંગડો, તો કોઇ ઠુંઠો હતો; કોઇએ બગલમાં લાકડીઓની ઝોલીઓ ઘાલી હતી. એમાં કોઇ ભીક્ષુક હતો, કોઇ ફેરિયો હતો, કોઇ ઘંટી ટંકારો હતો, કોઇ બગલમાં ધોબસીવાળો હજામ હતો. જે સ્ત્રીઓ હતી તેમાં કેટલીક તો જુવાન બાળાઓ હતી; કેટલીક તદન યુવાવસ્થાના બહારમાં હતીઓ, પણ કેટલીકો ૫૦-૬૦ ખ્રીસ્તમસ પસાર કરી ગયલી હતી. વળી કેટલીકો તો ચરડીઠચરીઓ પણ હતી. તે સઘળીઓના દેખાવ, ડાકણીઓના જેવો લાગતો હતો. સઘળીઓના ચહેરા ખરબચડા અને ભયથી ખવાઈ ગયલા હતા. મોઢાં ઉપર અને કપડાં ઉપર ભુણભુણ મેલના ઓઘરાળા હતા. બાળો તો એવા વિખરાયલા અને ઝીખરાયલા કે જાણે જીવતી

ડાકણો ! બંને હાથો અંદર ઘાલીને ખસર ખસર ખંવડતીઓ હતી, એટલે માથામાં સેંકડોબંધ લીખોનો જન્મ આવેલો લાગતો હતો. આ સઘળાઓ જોડે, સોરાયલાં સુકાયલાં પણ કઠોર કદરૂપા દેખાવનાં ત્રણ બાળકો હતાં; એ ત્રણ તેવાંજ તવાઇને હાડપીંજર સરખાં કુરકુરિયાં હતાં, જેમના ગળામાં હાલહવાલ પટા બાંધેલા હતા. તેઓનું કામ આંધળાઓને દોરવી લઇ જવાનું હતું.

રાત પડવા આવી. સઘળાઓ હેમણાંજ ખાઇ પીને ધરાયાં હતાં અને ખેવડા જલદના કટોરા એકથી બીજે હાથે ફરતા હતા. સઘળા ખાઇ પીને ઠેં થઇ રહ્યા, એટલે કોઇએ ગાયન લલકારવા માંડયું, કોઇએ લાવણી, તો કોઇએ ઠુમરી, જેને જે આવિડયું તે લલકારવા માંડયું. તે જોઇને એક સુરદાસને ખૂબ તાણ થઇ આવ્યું. પોતાની આંખ આડે બાંધેલો પાટો તેણે છોડી નાખ્યો. સુરદાસ વળી પગે લંગડો પણ હતો, એટલે લાકડાંનો પગ મુકેલો હતો. તેણે આ મોટા ભીલાવડામાં ઉઠીને એક ગાયન લલકાર્યું, અને લંગડે પગે ખૂબ નાચવા માંડયું, જેથી તાણમાં આવીને આખું મંડળ ખૂબ નાચવા અને પોકારવા લાગ્યું. ગાયન પુરૂં થતાં જે છેલ્લી ટુક બાકી રહી તે તો સઘળાઓએ થબ થબ પગ ઠોકતા ગજાવી મુકી:—

"Bien Darkman's then, Bouse Mort and Ken,
The bien Coves bings awast,
On Chates to trine by Rome Coves dine
For his long lib at last.
Bing'd out bien Morts and toure, and toure,
Bing out of the Rome vile bine,
And toure the cove that cloy'd your duds,
Upon the Chates to trine."

ખાના પીના ખલાસ થયા. સઘળાઓ વાતે વળગ્યા. આ વાતચીત તેઓએ ચોરોની ફારસીમાં નહિ, પણ ખુલ્લી ભાષામાં ચલાવી. વાતચીતમાં માલમ પડયું કે, જોન હોબ્સ કાંઇ નવો સીપેહસાલાર નહતો, પણ આ ટોળાંમાં આગળ ખૂબ કેળવાયલો જરીપુરાણો પહેલવાન હતો. તેનો છેલ્લો ઇતિહાસ જાણવાની સર્વેએ માંગણી કરી અને તે તૃપ્ત કરતાં જ્યારે તે બોલ્યો કે, મારા હાથે અજાણપણામાં એક માણસનું ખુન થયું છે ત્યારે આખા ટોળામાં પુષ્કળ સંતોષ ફેલાયો, અને જ્યારે તેણે જણાવ્યું કે, તે ખુન થયલો માણસ એક ધર્મગુરૂ હતો, ત્યારે તો આખાં ટોળાંએ તેને વધાવી લીધો અને તેની ખુશાલીમાં બધાઓએ એકેક જામ બીજી ચઢાવી. જુનાપુરાણા સોબતીઓએ તેને શાબાશી આપી અને નવા સાથીસંગાથીઓએ પોતાના ટોળાંમાં આવાં એક રત્નને સામેલ થયલો

જોઇ હરખ ઘેલે દીલે તેનો વાંસો થાપડયો. આટલા બધા મહીના તે ક્યાં ભરાઇ રહેલો હતો એવો જ્યારે તેને સવાલ કરવામાં આવ્યો ત્યારે તે બોલ્યો કેઃ—

"ગામમાં રહેવા કરતાં લંડન વધારે સારૂં અને સલામતી ભરેલું છે, જો કે દેશના કાયદાઓનો તો બહુ સખતાઇ અને કઠણાઇથી અમલ થાય છે. મને જો પેલો અકસ્માત થયો નહતે તો હું સાંજ રહ્યો હોત. મેં ત્યાંજ રહેવાનો ઠરાવ કર્યો હતો અને કદી પણ ગામની હવા ખાવાની લલુતા કરી નહતી, પણ છેલ્લા અકસ્માતે મારા તે ઠરાવનો ભંગ કર્યો છે."

ટોળાંમાં કેટલાં માણસો છે એવો સવાલ હૌપ્સે કર્યો ત્યારે તેના જવાબમાં તેને જણાવ્યામાં આવ્યું કે, આપણી ટોળીમાં લુટારા, ફાંસીઆ, વાટપાડા, ધાડપાડુ, ખુની, બદમાસો વગેરે સઘળા મળીને પચીસ માણસો છે. તેમાંના ઘણાંખરા અહીં હાજર છે, કેટલાકો પૂર્વ તરફ ભટકે છે અને આપણે સઘળા પણ સવારમાં અહીંથી ચાલી જઇશું.

"ઠીક, પણ આપણા આ ગીલાવડામાં પેલી આપણી ભવિષ્યવાણી ભાખનારી બાઇ તો દેખાતી નથી?"

"તેનાં આ જ્ઞાનને લીધેજ તેણીએ પોતાનો છવ ગુમાવ્યો છે. સામુદ્રિક વિદ્યાનું તેનું જ્ઞાન એટલું ઊમદા હતું કે તેને લીધે તેણી એક ડાકણ ગણાવા લાગી; અને કાયદા પ્રમાણે તેને ધીમા અંગારા ઉપર બાળીને મારી નાખવામાં આવી છે. પોતાની સર્જતને તે બાપડી એવી હિંમતથી શરણ થઇ હતી કે તે દેખાવ જોઇને કોઇને પણ કમકમાટ અને ત્રાસ ઉપજ્યા વગર રહે નહિ. તેને બળી મરતી જોવાને જે હજારો લોકોનું ટોળું તેની આસપાસ ભેગું થયું હતું તે સર્વને તેણે શાપ આપી દીધો હતો, તે વેળા કોઇની પણ સામો જવાબ આપવાની હીંમત ચાલી નહિ. પણ અફસોસ કે તેનો હુન્નર પણ તેની જોડેજ મસાણવાસી થયો છે. કોઇ કોઇ તરફ તેની વિદ્યાની લુલી લંગડી નકલ કરવામાં આવે છે ખરી, પણ તેમાં કશો દમ કે માલ નથી."

આ સાંભળીને સઘળાઓએ દુઃખથી નિસાસો નાખ્યો. ઘડીભર સર્વનાં મન ઉપર ઉદાસિનતા વ્યાપી રહી; ગમે તેવા આ કઠીણ હૈયાના પાપીઓ પણ અંતઃકરણ તો ધરાવતા હતા, અને પોતાનામાંના એક અગત્યના સાથીનું આવું કમકમાટ ઉપજાવતું મોત સાંભળીને તેમને કંપારી છૂટી પણ તે ઝાઝો વખત રહી નહિ. જલદમાં જલદ બેવડાનું એકેક જામ પાછું ફરી વળ્યું કે સઘળાના દીલમાંનો અફસોસ ઉડી ગયો અને સર્વનાં મન પાછાં હતાં તેવાં થઇ ગયાં.

"આપણા કોઈ બીજા સોબતીઓ ઉપર પણ આવો ગજબ ગુજર્યો છે ખરો કે?" હોબ્સે સવાલ કર્યો.

"હા, ઘણાકો ઉપર, તેમાં ખસુસ કરીને નવા દાખલ થયલાઓ ઉપર ગુજર્યો છે, તેઓમાંના કેટલાકો તો ખેડુતો છે, અને તેમના ખેતરો, મેદાનોને માટે થોરાની જમીનો કરવાને તેમની પાસેથી લઇ લેવામાં આવ્યાથી તેઓ બાપડા નાચાર થઇને આપણા ટોળામાં જોડાયા છે. તેઓએ જ્યારે કાલાવાલા કર્યા ત્યારે તેમને ચાબખાવડે ફટકાવી કાઢવામાં આવ્યા હતા, તે એટલી હદ સુધી કે શરીરમાંથી રક્ત વહેતુ હતું. એ ઉપરાંત લાલચોળ તપાવેલાં લોખંડથી તેમના ગાલ ઉપર ડામ દેવામાં આવ્યા હતા અને તે પછી તે બાપડાઓને ગુલામ તરીકે વેચી નાખવામાં આવ્યા હતા. આ સ્થિતિમાંથી તેઓ ચોરી છુપીથી નાસી ગયા પણ તેમને પાછા પકડયા ને એમાંના કેટલાકોને ફાંસીએ લટકાવી દેવામાં આવ્યા. આ વાત તો ઘણી લાંબી છે, પણ હું ટુકમાંજ કહુ છું. વળી આપણા માંના બીજા કેટલાકો ઉપર એથી ઓછો કે વધારે જુલમ ગુજારવામાં આવ્યો છે. આમ આવો, ઓકલ, બર્નસ, હોડજ દેખાડો તમારા ગાલ, આ આપણા મિત્ર હોબ્સને. આ પ્રમાણેનો ખુલાસો આ વાટપાડાઓનાં ટોલાંના વડા સરદારે કહી સંભળાવ્યો. તેની આજ્ઞા પ્રમાણે ઓકલ, બર્નસ તથા હોડજ વગેરે બહાર નિકળ્યા, તેઓએ પોતાનાં કપડાં ઉચકી બરડા ઉપરના સોળ તથા ગાલ ઉપરના ડામ, હોબ્સને દેખાડીને ખાત્રી કીધી. એકે આવી હસતાં હસતાં કાન બતાવ્યો, કે જે થડમાંથી કાપી નાખવામાં આવ્યો હતો, બીજાએ પોતાના ખભાં ઉપર ક્રોસના સરખા ડામના ચિહનો બતાવ્યાં, એકે આવી બરડા ઉપર અંગ્રેજી V. અક્ષરને મળતી ડામની નિશાની બતાવી, જ્યારે બીજા એકે આવી સુંથાયલો ચગડાયલો કાન બતાવ્યો. ઓકલ પોતાના હાથ વગેરે બતાવી બોલ્યો કે, "મારૂં નામ ઓકલ છે, હું આગળ ખેડુત હતો, પાંચ પૈસે સુખી પણ હતો, ઘરમાં સ્ત્રી હસતી રમતી હતી અને બચ્ચાં કચ્ચાંથી ભરાઈ ગયલું ઘર હતું. હાલ મારી સ્થિતિ આવી કંગાળ થઇ ગઇ છે. સ્ત્રી છોકરાં જતાં રહ્યાં છે, કદાચ તેઓ સ્વર્ગમાં મહાલતાં હશે. મારી ઘરડી ભલી મા, માંદા માણસોની સારવાર કરવાનું કામ કરી, ગુજારો ચલાવતી હતી. આ પ્રમાણે તે એક માંદા માણસની સાર વાર કરવા રહેલી હતી. તે માંદો માણસ મરણ પામ્યો. પણ ડાકટરો કહી શક્યા નહિ કે બાપડો કેમ મરણ પામ્યો. એટલે તવાઇ આવી બાપડી મારી ડોશી ઉપર. તેણીને ડાકણી ઠોકી બેસાડી. તેણીએજ તે દરદીનો જીવ લીધો છે એમ ઠરાવીને તે બાપડી ડોશીને જીવતી બાળી

મુકવામાં આવી, જે વખતનો દેખાવ મારાં ભુળકાંઓ કકલાટથી જોઇ રહ્યાં હતાં. આહ કમબખ્ત અંગ્રેજી કાયદા, તારૂં સત્યાનાશ થઇ જાય, તારા કાયદાના બાંધનારનું. હું મારી સ્ત્રી અને બચ્ચાંને લઇને મહોલ્લે મહોલ્લે ભીખ માંગવા લાગ્યો, પણ ઇંગ્લંડમાં ભિક્ષા માંગવી એ પણ એક ગુન્હો! એટલે ભિક્ષા માંગવાના અપરાધ માટે અમને પકડીને ત્રણ ગામોમાં લઇ જઇ જૂદી જૂદી જગાએ સખ્ત બાંધી માર મારવામાં આવ્યો. મારી સ્ત્રી બાપડી મરણ પામી, જેને પેલાં દૂરનાં ખેતરમાં દાટી છે, અને મારાં બાળકાં બાપડાં ભુખે ને તરસે મરી ગયાં છે. ઓ, મારા મિત્રો, એ સઘળો પ્રતાપ ઇંગ્રેજી કાયદાનો, તેની યાદગીરીમાં ટીપું ટીપું છાંટો લો! મારા ઉપર ઘણો જુલમ પાડવામાં આવ્યો ત્યારે મેં ઘણી કાકલુદી કરી, તો જૂઓ સાહેબ, તેનો મને બદલો મળ્યો તે. તે રાક્ષસ બચ્ચાઓએ મારો કાનજ કાપી નાંખ્યો; ફરીથી મેં કાકલુદી કરી તો જૂઓ બંધુઓ, આ બીજો કાન, કેવો ચમલાવી નાખવામાં આવ્યો છે તે? હજુ પણ એક વાર ફરીથી મેં એક સુકાં પાકાં પાઉંના ટુકડા માટે આજુજી કરી, તો મને ગુલામ તરીકે વેચવામાં આવ્યો, અને તેટલું પણ જાણે પુરતું ન હોય તેમ જૂઓ મારા પ્યારા ભાઇઓ! આ મારો ગાળ, એના ઉપર અંગ્રેજી S. શબ્દને મળતો ડામ દેવામાં આવ્યો. હું એક ગુલામ! તમે તેનો અર્થ સમજ્યા કે? એક ઇંગ્રેજી ગુલામ, જે તમારી હજુરમાં હાલ ખડો છે. મારા ધણીને ત્યાંથી હું નાસી છૂટો છું, અને જો હવે સેતાનના જણેલાઓના હાથમાં પકડાયો તો મને શું સજા થાય તે તમે જાણો છો કે? ફાંસી (૧૦) વાહ! વાહ રે ઇંગ્રેજી કાયદા, શી તારી બલિહારી!"

"નહિ, નહિ હવે તુ પકડાય તો તને તે ભારી સજા થનાર નથી, કારણ તે કાયદાનો આજથી અંત આવ્યો છે," ટોળાંમાંથી એક જણે વધાઇ આપી.

આ ગડબડ ચાલતી હતી તેટલામાં સર્વ કોઇની નજર, શાહજાદા ઉપર પડી, જે ઉતાવળે પગલે તેમના તરફ આવતો હતો.

"આ વળી કોણ? આ ભાઇ સાહેબ કોણ છે? આ પ્રશ્નો એક બીજાને કરવા લાગ્યા.

આવા આવા અનેક સવાલો થયા છતાં શાહજાદો કશા પણ ગભરાટ વગર, સત્રુળાઓની વચ્ચે આવી ઉભો રહ્યો અને તેમના સવાલના જવાબમાં બોલ્યો કેઃ—

---

(૧૦) પુસ્તને છેડેની ના૦ ૧૦ વાળી નોટ જુઓ.

"હું ઈંગ્લંડનો રાજા એડવર્ડ છું"

આ સાંભળીને સઘળાઓ ખડખડ હસી પડયા, કેટલાંકો મશ્કરી કરવા લાગ્યા, કેટલાકો ચાળા ચસકા કરવા માંડયાં, જે જોઇને શાહજાદાને તો ખૂબ ચટકો લાગ્યો; અને બહુજ કરડાકીથી તે બોલ્યો કે-

"ઓ, અવિવેકી ગધેડાઓ! જે બાદશાહી બક્ષેસ કરવાની મેં કબુલાત આપી છે તેનો આ તમે મને બદલો આપો છો કે?"

ગુસ્સા ભરેલા અને ઉશ્કેરાયલા ચહેરાથી તેણે બીજું કેટલુંક બોલવા માંડયું; પણ તે આ વાટપાડાઓનાં ટોળાંના મશ્કરી ઠઠ્ઠાના વંટોળિયા વચ્ચે કશું સંભળાયું નહિ. જોન હોબ્સે, સઘળાઓને મુંગા રાખી કહ્યું કે,

"બંધુઓ, એ મારો દીકરો છે, પણ હમણાં તે સ્વપ્નાઓથી પીડાયલો છે; અને દીવાનો થઇ ગયો છે, તે પોતાને રાજા જણાવી કાંઇ પણ કહે તેના ઉપર તમે ધ્યાન આપશો નહિ."

"અરે બેવકુફ! હું તો રાજા છું," શાહજાદાએ હોબ્સ (કેન્ટી) તરફ ફરીને જણાવ્યું. "ઘણાજ થોડા વખતમાં એ સઘળુ તને માલમ પડી જશે. તેં એક ખૂનનો એકરાર કરેલો છે, તો તેને માટે ફાંસીનું લાકડું તારી રાહ જોતું ઉભું છે."

"બેવકુફ! ગધા! તુ મને ફસાવશે," હોબ્સે બળાપો કર્યો.

"ના, ના, હોબ્સ; આમ તુ બકવા નહિ કર," બદમાસ ટોળાના વડા સરદાર સાહેબે વચ્ચે પડીને બોલવા માંડયું અને મુક્કા લગાવી હોબ્સને ત્યાંથી ખસેડી નાંખી, તે બોલ્યો કે, શું તને મારે માટે કે રાજાને માટે પણ માન નથી, હવે પછી જો તે આવું અપમાન કરશે તો હું પોતેજ તને ફાંસી ચઢાવીશ."

તે પછી તેણે શાહજાદા તરફ ફરીને કહ્યું કે, "છોકરા, તારે તારા આ સોબતીઓને કોઇ પ્રકારનો દમસમ કરવો નહિ, અથવા તેમનું ભુંડું બોલવું નહિ, તને રાજા થવા ગમતુ હોય તો બેલાશક તુ રાજા થા, પણ તેમ કરીને તું કોઇનું દીલ દુખવતો નહિ. અલબત, અમે કેટલીક પ્રકારે ભુંડા છીયે ખરા, પણ અમારામાં એવો તો કોઇ નથી કે જે પોતાના રાજા પ્રત્યે રાજદ્રોહી હોય, અમે તે બાબતમાં તો ઘણું ઉત્તમ અને રાજ તરફ પ્રીતિભાવ ધરાવનારૂં અંતઃકરણ રાખીએ છીએ. જો ધ્યાન આપ, હું સાચું બોલું છું કે નહિ. બોલો સઘળાઓ, "ઘણું જીવો એડવર્ડ, ઈંગ્લંડનો રાજા." આ આજ્ઞા થતાંજ આખું ટોળું મોટી ગર્જના કરી રહ્યું:—

"ઘણું જીવો એડવર્ડ ઇંગ્લંડનો રાજા." આ અવાજથી આખી

ઇમારત ગુંજી રહી, અને તે સાંભળીને શાહજાદાનું અંતઃકરણ તો ખુશાલીથી પ્રફુલ્લિત થઈ રહ્યું અને પોતાને આપવામાં આવેલા આવકાર માટે તેણે સઘળાઓનો નમીને ઉપકાર માન્યો.

આ ઓચિંતા બનાવે સઘળાઓને ભારી હસાહસમાં ગરકાવ કીધા; અને જ્યારે લિગાર શાંતિ થઇ ત્યારે સરદારે, શાહજાદાની પીઠ ઉપર હેતથી હાથ મુકી તેને સમજાવતો હોય તે રીતે કહ્યું કે

"બેટા, આવા ગાંડા ઘેલા શબ્દો તું ઓચરીશ નહિ, એમાં ડાહાપણ નથી. તું જ વિચાર કર અને એને બદલે હજુ કોઇ બીજો ખિતાબ લઇ લે."

આ વાતચીત સાંભળીને એક મસ્કરાએ ઠઠ્ઠારમાંજ પોકાર કીધો—

"આ ઘોડફોડાઓના પહેલા રાજા ઘણું જીવો."

આ પોકાર સર્વ કોઇએ ઉપાડી લીધો અને એક એક જણે તે ઉપાડીને ઇમારતને ગજાવી મુકી. પાછળથી કોઇએ ફું કોઇએ પાં ને કોઇએ ઉં ઉં, કોઇએ પેં પેં એવા હસવાના ઢોંગ કરવા માંડયા.

"અરે એ રાજાજીને અહીં લાવો, આપણે તાજ પહેરાવિયે" એક જણે મશ્કરી કીધી.

"એમને ઘાઘરો પેહરાવો" બીજાએ ટહુકો પુર્યો.

"એમને રાજદંડ આપો," ત્રીજાએ તાપસી પુરી.

"એમને તખ્ત ઉપર બેસાડો" ચોથાએ વધાર્યું.

આવી અનેક પ્રકારની ચેષ્ટા આ બદમાસ ભીલાંત્રડામાં થઇ રહી હતી.—ઝાઝો વખત ગયો નહિ તેટલામાં એક જણે પતરાનો ખાલી દાબડો આણી બાપડા શાહજાદાને માથે મુકી, તેને તાજ પેહેરાવ્યું; બીજાએ એક ગાબાચુંથાની ધાબળી લાવી તેના શરીરે વીંટાળી, તે જાણે ઘાઘરો (રોબ) પેહેરાવ્યો; એક જણું એક પીપ ગબડાવતો ગબડાવતો લઇ આવ્યો અને તેને જાણે તખ્ત ઉપર બેસાડે તેમ પીપ ઉપર બેસાડયો; જ્યારે એક જણે દોડતો દોડતો જઇને લોખંડનો એક સળિયો લાવી ઉભો કે "લ્યો રહ્યો રાજદંડ." આવી રીતે શાહજાદાની ખૂબ ઠેકડી કરી, સઘળાઓ તેના હજુર ગુંઠણીએ પડી નમસ્કાર કરવા લાગ્યા, અને ભેગા થઈને અનેક જાતનાં રમુજનાં ગાયનો લલકારવા લાગ્યા. આટલું જાણે પુરતું નહોય તેમ તેઓએ વળી જૂદા જૂદા પ્રકારે તેની ઠઠોલી બનાવી. એક બોલ્યો "ખુદાવિંદ અમારા ઉપર દયા રાખજો." બીજો બોલ્યો, "તારા હજુર ગુંઠણે પડેલા આ ગુલામો ઉપર મહેરબાની રાખજો, ખુદાવિંદ."

ત્રીજો એક બોલ્યો—"ખુદાવિંદ આ ગુલામો ઉપર કૃપાદ્રષ્ટિ રાખજો અને એક બાદશાહી લાતનો સરપાવ આપવાની મહેરબાની કરજો."

કેન્ટીના હુકમથી હ્યુગોના કબજામાં આ ટોળીમાં સામેલ હતો. કેટલોક વખત સુધી તો તેઓ ગામમાં આમ તેમ ભટકયા, જે વખતમાં હ્યુગો કાંઈક મજબૂત લાગ શોધતો હતો, પણ તેવો કોઈ હાથ નહિ આવ્યાથી તેણે શાહજાદાને સાથે રાખી ભીખ માંગવાનો ઠરાવ કર્યો અને તે સાંભળીને શાહજાદો તો ચોંકયો. પોતાના મોભાને છાજતીજ રીતે તેણે એ નીચ કામ કરવાની સાફ ના પાડી, અને હ્યુગોને કહ્યું કે "તારે જોઈયે તો તું ભીખ માંગ, હું તે કામ કરનાર નથી."

અજાયબી ભરેલી આંખથી શાહજાદા સામું જોઈને હ્યુગોએ પોકાર કીધો "શું તું ભીખ નહિ માંગશે ? વાહ વાહ, મારા લાડીલા લાલજી, તમે વળી આવા સુધરી કયે દહાડેથી ગયાજી ?"

"એ તું શું બકી મરે છે ?" શાહજાદાએ સવાલ કર્યો.

"બકી મરે છે ? અરે બચ્ચાજી, બકી મરે બકી મરે શું કરે છે ? તારી આટલી જીંદગી તેં લંડનના મહોલ્લાઓમાં "કોઈ કાંઈ ખાવાનું આપો" એવી બૂમો પાડી કાઢી અને આજે તને કાંઈ સુધરી ગયાનો પવન લાગી ગયો છે !" હ્યુગોએ ટકોરમાંજ કહ્યું.

"બેવકુફ ! મેં ભીખ માંગી હતી કે ?" શાહજાદાએ તણકો કીધો.

"બેવકુફ ને ત્રણકુફ છોડી દે પોરીયા,-તારો બાપજ કહે છે કે, મારો પોરીઓ આખો દીવસ ભીખ માંગે છે, તે શું જૂઠો છે કે ? કહોની મારા લાલાજી, તે જૂઠો કે તમો જૂઠા" હ્યુગોએ ટોણો માર્યો.

"અફસોસ ! તે બદમાસને તું મારો બાપ ઠોકી બેસાડે છે કે ? બેશક, બેશક તે જૂઠો, સાત પાણીએ ધોયલો જૂઠો, એક નહિ પણ હજાર વાર જૂઠો" શાહજાદાએ ખૂબ ઠણકામાંજ હ્યુગોને ઉતર આપ્યું.

"અરે, મારા કોડીલા લાલ ! બસ કર ! તારાં દીવાના મગજનાં અડપલાં વધારે ન કાઢ ! એ તારી પોતાની ગમતને માટે રાખ, નહિ તો માર ખાશે, માર, સમજ્યો કે બચ્ચા ; હમણાં એ તારી શીલસુફી તેને કહીશ તો અબઘડી તને સારૂં મિષ્ટાન્ન જમાડશે, માટે હવે ઝાઝી બકવા ના કર, અને ચાલ મારી સાથે, વ્હેલો થા," હ્યુગોએ શાહજાદાના ઠણકાની સેહજ પણ દરકાર વગર મરહાટમાંજ કહ્યું.

"અરે લેની તું શું કહેશે, લે હુંજ તેને કહીશ કે હું તારો દીકરો નથી, અને હું ભીખ માંગનારો નથી, લે તે વળી મુર્ખો શું કરી લેનાર છે ?" શાહજાદાએ હઠ કરી.

"બચ્ચાજી, પોરીયાજી, ટીણકડાજી, તું હીમત તો સારી દેખાડે છે, પણ તારા વિચાર મને પસંદ પડતા નથી. આ જીંદગીમાં હાડકાં ભાંગવાનો અને હાડકાં ઉપર લાકડીઓના કકડા કરવાના બનાવ ઘણા બને છે, પણ હવે બસ, ઘણું થયું, હું ખરૂં કહું છું કે, હું તારા બાપનું

કહેલું માનું છું, તે જૂઠું બોલતો હોય એવો મને જરા પણ શક નથી, પ્રસંગોપાત જૂઠું બોલવું એ તો અમારો ધર્મ છે, પણ આ તારી બાબતમાં તે જૂઠું બોલતો હોય એમ હું માનતો નથી. ખરો ડાહ્યો તેજ કે જે લાગ ફાવે ત્યારે જૂઠું બોલીને કોઈ કામ કાઢી લેવાને ડરે નહિ. પણ આમ હવે મારી સાથે તને ભીખ માંગવાનું ગમતું નથી તો ચાલ આપણે કોઈના રસોડાંમાં દરોડો પાડીશું," હ્યુગોએ શાહજાદાને સમજાવવાના આકારમાં કહ્યું.

"છોડી દે, છોડી દે તારી બધી મૂર્ખાઇ, તું મને ફેંટનો કઢાળો આપે છે," શાહજાદાએ હ્યુગોની માંગણીનો અનાદર કર્યો.

આમ જોઇને હ્યુગોએ બીજીજ બોહીને બોલવા માંડયું,—"હવે ત્યારે સાંભળી લે; પોરીયા, નથી તું ભીખ માંગતો, નથી તું ચોરી કરવા આવતો, તો પછી હું તને બીજું કામ સોંપું છું તે કરશે કે તે પણ નહિ? હું જ્યારે ભીખ માંગું ત્યારે તું કાંઇક દાવ પેચ ખેલ; આ કામ કરવાની જો ના પાડી તો પછી જોઇ લે બચ્ચા તારી વલે!"

શાહજાદો તો ધીક્કારથી હ્યુગોની આ માંગણી ના પાડવા જતો હતો, તેટલો હ્યુગોએ તેને બોલતો અટકાવીને કહ્યું:—"ચૂપ ચૂપ; પેલો કોઇ સારા દેખાવનો માણસ આ તરફ આવે છે. હું જાણે બેભાન થઇ ગયો હઊં તેમ પડી જાઊં છું; અને તે જ્યારે નજદીક આવી લાગે ત્યારે તું આંખમાં ખૂબ આંસુ લાવી ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા માંડજે, તે પછી તે અજાણ્યા સખશને પગે પડી વિનતિ કરીને કહેજે કે, "અરે સાહેબ, આ મારો દુઃખી ભાઇ છે, આ દુનિયામાં અમારૂં સગું સંબંધી કોઇ નથી, ઓ ભલા માણસ તમે જરા એ માણસ ઊપર તમારી દયા દ્રષ્ટિ તો કરો, કે અમે કેવા તજાયલા, હીણાયલા અને દુઃખીયા છીએ તો ઇશ્વરને માટે એક પેનીની સખાવત કરો. એમ બોલતો જજે, અને ખૂબ રડજે. અને તો એકાદ પેની ફેંકે નહિ ત્યાં સુધી રડવું બંધ કરતો નહિ."

આટલું બોલીને હ્યુગો તો જાણે માંદો હોય તેમ ડચકાં ખાવા લાગ્યો, આંખો ચઢાવી દીધી, અને આમ તેમ તરફડીયાં મારવા લાગ્યો અને પેલો અજાણ્યો પુરૂષ છેક નજદીક આવ્યો તેટલામાં તો એક ચીચીયારી પાડીને ભોંય ઉપર પડી ગયો અને ધૂળમાં ખુબ તરફડીયા મારી જાણે કેવું એક દુઃખ થતું હોય તેમ બરાડા પાડવા લાગ્યો.

"અરે ઇશ્વર, આ બાપડા ગરીબને કેવું દુઃખ!" પેલો અજાણ્યો સખસ તેની તરફ દયા બતાવતો બોલી ઉઠયો.

આ પ્રમાણે દયા બતાવતો સાંભળીને હ્યુગોએ જાણે કેવું એક દુઃખ થતું હોય અને તે ખમી શકાતું ન હોય તે પ્રમાણે કરગરી કરગરીને

રહેવા છતાં પણ તેણે ચાલવાનું તો ચાલુંજ રાખ્યું હતું અને એમ શુસુક શુસુક ચાલતે ચાલતે પણ તે જાણે વસ્તીની નજીકમાં આવી જતો લાગ્યો. કેટલેક છેટેથી ફાણસમાં બળતા ઝાંખા દીવાનો ઉજાસ અંતે તેને દ્રષ્ટિગોચર થયો. ખુશી થતો તે ઝાડીઓમાં પેઠો અને જે તરફ તે ફાનસ દેખાતું હતું ત્યાં ગયો. ઘણીકવારે તે ત્યાં આવી પોહોંચ્યો. ખેતરમાં દાણો ભરી રાખવા માટે ઉભાં કરેલાં એક છાપરાં આગળ આ ફાણસ લટકાવેલું હતું. ત્યાં આગલ શાહજાદો થોડો વખત થોભ્યો, આમ તેમ જોયું પણ કોઈ જીવતાં માણસનો સંચારો તેને માલમ પડયો નહિ. ઉભો રહેતાં તેને એટલી થંડી લાગવા માંડી કે, ગમે તે જોખમે પણ તેણે તે ઝુપડાંમાં દાખલ થવાનો ઠરાવ કીધો. ઉતાવળે પગલે અને થંડીને લીધે ઉહુહુ કરી શરીર હલાવતો તે ઝુપડાની છેક નજીક ગયો અને જેવો તે ઉમરો ઓળંગવા જાય છે કે પાછળથી તેને ગરબડ થતી સંભળાઇ. પાછળ ફરીને જોયું અને ઝુપડાંમાં પડેલાં એક પીપ આગલ તે ઉભો થઈ ગયો. બે ખેતીના મજુરો હાથમાં ફાણસ લઇ ત્યાં આગળ આવી લાગ્યા અને આવતાં વાર એક મિત્ર સાથે વાતચીત કરતા કામે વળગ્યા. તે મજુરો, ફાણસ લઇ આમ તેમ હર ફર કરતા તે તકનો લાભ લઇ શાહજાદાએ ઝુપડાંની અંદર શું શું છે અને કદાચ રાતવાસો ત્યાંજ કરવો પડે તો કયાં થશે, અને કાંઈ ઓઢયા પાંથરવાનું મળશે કે નહિ તે તપાસી લીધું. ઝુપડાની એક બાજુએ લાકડાનો એક મોટો માચડો ઉભો કરેલો તેના જોવામાં આવ્યો, જે ખાટલા તરીકે ઠીક કામ લાગે એવો હતો. બીજી તરફ ઘોડાઓ ઉપર નાખવાના કામળા અને ધાબળા પડેલા હતા તે ઓઢવા પાથરવાને ઠીક હતા. સારે નસીબે પેલા બંને મજુરોની નજર શાહજાદા ઉપર પડી નહિ અને તેઓ ખેતરમાં પોતાનું કામ કરીને ચાલ્યા ગયા, પણ ઝુપડાંનું બારણું બહારથી બંધ કર્યું તથા ફાણસ પણ સાથે લેતા ગયા. ધીરજ પકડી ઠંડીથી ધ્રુજતા શાહજાદાએ પેલા કામળાનો ઢગલો ખોલ્યો અને કામ લાગે તેટલા કાઢી લઇ, ઝડપથી પેલા માંચડા ઉપર ચઢયો. બે કામળાને તેણે માંચડા ઉપર પાથરી તેનું બીછાનું બનાવ્યું અને બીજા બે ઓઢીને સુતો. કામળા જો કે ઘોડા ઉપર નાખવાના હતા, તોપણ પાતળા અને જરીપુરાણા હતા; અને જોઇયે તેટલા હુંફાળા પણ હતા, તેમાંથી ઘોડાના પરસેવા વગેરેની વાસ તો એટલી નિકળતી હતી કે, જીવ પણ ગુંગળાઇ જાય.

શાહજાદો બહુ ભુખ્યો હતો; થંડીથી બહુ બેજાર થયો હતો, થાકી પણ પુષ્કળ ગયો હતો, તેમ ઉંઘ પણ એટલી બધી આવતી હતી કે તેને

વાસ કે દુર્ગંધની અસર કશી માલમ પડી નહિ અને સુતાંનેવારા ઘોરવા માંડ્યું. હજુ તો ઝાઝો વખત ગયો નથી તેટલામાં તે જાગી ઉઠ્યો. કોઇનો હાથ તેને લાગ્યો હોય તેમ થયું. બાપડો ગભરાયો, ઉઠીને બેઠો, અંધારામાં કશું દેખાતું નહતું; પણ કાંઇ અવાજ થતો હોય તો તે સાંભળીને નક્કી કરવું કે એ શું લાગ્યું છે એમ વિચારી કાન ખૂબ તિવ્ર રાખીને બેઠો; પણ કશું સંભલાયુંએ નહિ અને લાગ્યુંએ નહિ. અંતે હિમત કરી પાછો સુતો અને સુતાં સાથેજ ફરીથી તેને કાંઇ અડક્યું. પાછો ભયભીત થઇ ઉઠી બેઠો, ડોળા ફાડી ફાડી આમ તેમ જોવાનાં ફાંફાં મારે પણ કશું દેખાય નહિ, કાન તિવ્ર કરી સાંભળવા માંડે તો સંભળાય નહિ એટલે તેને ભયનાં લખલખાં ચઢી આવ્યા. શું કરવું તે સુઝે નહિ. મહા મહેનતે લગાર રક્ષણ આપી શકે તેવી આ જગા રાતોરાત છોડી જવી કે કેમ ? પણ છોડીને કયાં જવું ? ઝુપડાંમાંથી બહાર નિકળાય તેમ નહોતું અને અંધારામાં આમ તેમ ઝુપડાંની અંદરને અંદર ભટકવાનું પણ યોગ્ય લાગ્યું નહિ. ત્યારે શું જ્યાં પડયો છું ત્યાં પડી રહીને આખી રાત આ બ્હીક વચ્ચે પસાર કરવી ? નહિ, નહિ; જીવતાં મોતે મરવાનું તેને યોગ્ય લાગ્યું નહિ, પણ ત્યારે કરવું શું ? માથું નીચું રાખી ઘણાએ વિચાર કરે, પણ કાંઇ સુઝે નહિ. પણ એકજ રસ્તો છે ખરો, જે બાજુએથી આ અજાણી ચીજ કે જાનેવરનો સ્પર્ષ થાય છે તે બાજુએ હાથ નાખીને તપાસતો કરૂં કે એ શું છે ? બોલવાનું તો સેહેલું લાગ્યું, પણ તે કરી જોવાનું તેને મનથી બહુ ભયંકર લાગ્યું. અંધારામાં એક પછી એક ત્રણ વાર તેણે પોતાનો હાથ તે તપાસ કરવા માટે લંબાવ્યો, પણ હજુ તો તે ઝાઝો લંબાવે નહિ, તેટલાંમાં તો ઓ ! એવી બૂમ પાડીને તે પાછો ખેંચી લે. ચોથી વખતે લગાર હિમત રાખીને હાથ વધુ લાંબો કીધો તો કાંઇક નરમ અને હુંફાળી ચીજ સાથે તેને સ્પર્ષ થયો. શાહજાદો ચમકયો. તે ધ્રુજ્યો. તેને લાગ્યું તે એજ કે આ કોઇ તુરત મરણ પામેલાં માણસનું સબ છે. ફરી તેને હાથ લગાડવા કરતાં મરવું એ વધારે પસંદ કર્યું. પણ ઘડીકમાં આ અનુમાન તેને ખોટું લાગતું. એક વાર ફરીથી પોતાની મરજી વિરૂદ્ધ તેણે પોતાનો હાથ લંબાવ્યો, અને ઓત્ તારીની, જેનું તેજ લાગ્યું ! આ વેળા તેના હાથમાં લાંબા લાંબા વાળનાં ગુંછળા આવ્યાં. તે ખૂબ કંપ્યો; પણ હજૂ હિમત રાખી વાળનાં ગુચ્છાં કેટલાં લાંબા છે તે તપાસવા માંડયાં તો બાળ પછી જાણે ગરમ ગરમ દોરડું હાથમાં આવ્યું, દોરડાનો છેડો કયાં છે તે હાથે હાથે તપાસતાં તે એક નિર્દોષ વાછરડું માલમ પડયું; કારણ તે ગુચ્છાં અને દોરડું તે કાંઇ ખરાં ગુચ્છાં કે દોરડું નહોતાં, પણ તે

વાછરડાની પુછડી હાથમાં આવી હતી. શાહજાદાને આવી ખોટી બ્હીકને માટે ખૂબ શરમ લાગી; પણ સારે નસીએ તે શરમ જોનાર તે વેળા ત્યાં કોઈ હાજર ન હતું. શરમની વાત કોરણે મુકતાં તેની બ્હીક નિકળી ગયાથી તેને ધીરજ આવી. ધીરજ આવી એટલુંજ નહિ પણ આખી રાત પોતાની સાથે એક સોબતી છે એમ જાણીને તેને હિમ્મત પણ આવી, કારણ તે અહીં પોતાને એકલી અટુલી અને હલકી સ્થિતિમાં આવી પડેલો માનતો હતો કે, માણસ જાતને બદલે નિર્દોષ મુગાં પ્રાણીની સંગત પણ તેને આવકારદાયક થઇ પડી; એમ માની લઇ પોતાનો રાજવંશી દરજ્જો તુરત દુર મુકીને તેણે વાછરડાં જોડે મિત્રાચારી બાંધવા માંડી.

વાછરડાની હુંફાળી પીઠ ઉપર હાથ ફેરવતાં શાહજાદાને વિચાર આવ્યો કે, આ વાછરડું આપણને અનેક ઉપયોગમાં આવશે. એમ માની તેણે પોતાનું ખીછાનું પાછું ગોઠવ્યું અને તે એવા પ્રકારે ગોઠવ્યું કે જેથી વાછરડાની છેક અડોઅડ આવ્યું, અને પછી પોતે તેની બાજુમાં ભરાઇને સૂતો અને ધાભળાંઓ એવા પ્રકારે ઓઢયા કે તેથી પોતાનું તેમજ પોતાના આ નવા મિત્રનું અંગ પણ ઢંકાય. મીનીટ બે મીનીટમાં તો તેના અંગમાં, વેસ્ટમિનિસ્ટરના બાદશાહી મહેલના કોચો ઉપર હુંફાળી ઉમદા શ્યાલો ઓઢીને સુતો હોય તેવી ગરમી આવી ગઇ. ઊંઘમાં પડયા એટલે તેને આનંદી સ્વપ્નાંઓ આવવા માંડયા. આ સંકટ અને કષ્ટમાંથી પોતે છૂટો થયો છે, નીચ વાટપાડાઓની સોબતમાંથી મોકળો થયો છે; પોતાના રાજમહેલમાં નિરાંતે બેઠો છે, એવા એવા સ્વપ્નાં તેને આવવા લાગ્યાં. રાત્રે પવન ખૂબ જોરમાં નિકળ્યો હતો તેથી ઝુપડું જાણે હમણાં ઉડી જતું હોય તેમ ખડખડ અવાજ થતો હતો, અને પવનના સુસવાટા જ્યારે ઘડીમાં ઓછા થતા ત્યારે દુરથી તરેહવાર જાતના અવાજો કાને પડતા હતા. એ સર્વ આજે આપણા આ શાહજાદાને મનથી રાજમહેલમાં થતું મધુર ગાયન હતું. પોતે આરામમાં પડયો છે એટલુંજ તે સમજતો હતો, પછી ગમે તો પવન ફુંકતો હોય કે ન હોય તો મારે શું? તે તો અને તેટલો પોતાના વાછરડા મિત્રના પાસામાં અડોઅડ જઇ ભરાયો અને તેની હુંફ પણ પામ્યો. થોડી વારે પવનના સુસવાટા નરમ પડયા કે વરસાદ તુટી પડયો, જેની સાથે ગુફાઓમાં પડેલાં પ્રાણીઓએ કે ઝાડો ઉપર માળા બાંધી રહેલાં પશુ પક્ષીઓએ કકળાણ કરી મુકયું; બહાર ગમે તેટલું થયું પણ થાકેલો, ભુખ્યો અને અનેક સંકટોથી પીડાયેલો શાહજાદો જે મીઠી ઊંઘમાં પડયો તે કશું જાણી શકયો નહિ. અને તેજ પ્રમાણે તેના મિત્ર વાછરડાએ પણ કામળાઓની હુંફમાં ખૂબ ઊંઘ ખેંચી કાઢી.

# પ્રકરણ ૧૯ મું.

## શાહજાદો ખેડુતોમાં.

પરોઢીયું થતાંજ શાહજાદો જ્યારે જાગ્યો ત્યારે તેને માલમ પડ્યું કે રાતને સમયે વરસાદના પાણીથી ભીંજાઇને હાડમાર થયલા એક ઉંદરમામાએ તેનાજ પડખામાં ખાસું હુંફાળું બીછાનું પોતાને માટે બનાવ્યું હતું, પણ શાહજાદો જાગ્યાથી થયલો ખખડાટ સાંભળીને તે આપડો દપકદેતોકે નાસી ગયો. તેને નાસતો જોઈ શાહજાદો મશ્કરીમાંજ હસ્યો: "મૂર્ખા! શા માટે આટલો બધો ડરે છે? જેવો તું એકલવાયો છે તેવોજ હું પણ છું; તારા સરખા લાચારને કાંઇ ઇજા કરવી એ મને શરમભરેલું છે, કારણ, હું પોતે પોતાને આ જગાએ તદ્દન લાચાર સ્થિતિમાંજ જોઉં છું. છતાં તારાં આ પગલાં મારે માટે શુભસુચક છે. મેં સાંભળ્યું છે કે એક કમનસીબ માણસની સંગત ઉંદર કરે તો તે કમબખ્ત માણસની કમબખ્તી અને બદબખ્તીના દિવસ પુરા થઇ સારા દિવસ આવ્યા વગર રહે નહિ, અને તેજ પ્રમાણે આ ઉંદરમામાએ આજની રાતે મારી સોડ સાંધી છે તો હું અવશ્ય માનું છું કે, મારી બદબખ્તીના દિવસ પૂરા થવાનું એ શુભ ચિહ્ન છે." આવો વિચાર કરીને શાહજાદો મનમાં મળકાતો મળકાતો ઉભો થયો, માચડા ઉપરથી હેઠળ ઉતર્યો અને આમતેમ ફાંફાં મારે છે તેટલામાં છોકરાંઓનો અવાજ તેને કાને પડ્યો. કોઠારાનો દરવાજો તત્કાળ ચરરચૂં કરતો ઉઘડ્યો કે તે વાટે બે બાળકીઓ નાચતી કુદતી અંદર આવી. અહા! પણ શું થઇ ગયું? એકાએક તેમનું હસવાનું અને નાચવાનું બંધ પડી ગયું. એક ત્રાહિત માણસને પોતાની સામા ઓચિંતો ઉભો જોઇ તેઓ આશ્ચર્યચકિત થઇ ગઈ, અને તેવાજ આશ્ચર્ય સાથે તેઓ તેની તરફ ટગર ટગર જોઈ રહી. તેમના મનમાં આવ્યું કે આ તે શી બલા? આ માણસ તે ક્યાંથી? અને તે પણ આ કોઈ અજાણ્યો? કોઇ દિવસે તેમના દીઠામાં આવેલો નહિ તેવો માણસ અહિયા ક્યાંથી? બંને બાળાઓ એકબીજાના કાનમાં ઘુસપુસ વાતો કરવા મંડી પડી. તેમની છાતી પણ ધડકવા લાગી, અને ફરીથી બંને જરા હીમતથી નજીક જઇ શાહજાદાને ટગર ટગર જોઇ રહી. બંનેમાંથી કોઇની એટલી હીમત ચાલી નહિ કે તું કોણ છે અથવા ક્યાંથી આવ્યો છે અથવા આ અજાણી જગ્યામાં કેમ અને શા માટે આવી ભરાયો છે? એવો સવાલ પુછી શકે. શાહજાદો તેમની આ આશ્ચર્યચકિતતાનું કારણ સારી પેઠે સમજી ગયો, પણ તેમના મોંહમાંથી કાંઈ શબ્દો નિકળવાની પહેલ થાય છે કે કેમ, તેઓ પોતાને માટે શું વિચાર બાંધી રહી છે તે જાણવાને તે અટક્યો. તે

બાળકીઓ ઘડીકમાં હિંમત કરીને તેની નજીકમાં આવવાને એકેક ડગલું બીહી બીહીને ભરતી હતી તેમ શાહજાદો પોતે પણ એકેક ડગલું તેમની નજીકમાં આવતો. આ પ્રમાણે શાહજાદો તથા બાલકીઓ એક બીજાની છેક અડોઅડ આવી પહોચ્યાં ત્યારે બંનેએ હિંમત પકડી અને શાહજાદા જોડે વાત કરવા આગમજ બંને પોત પોતા વચ્ચે કેટલીક વાતો કરવા લાગી.

એક બોલી, "જોની બહેન, એનો ચહેરો કેવો નાજુક છે ?

બીજી બોલી—"નાજુક સાથે તે ગુલાબી પણ દીસે છે, હો."

પેહેલી—"પણ બાપડાનાં કપડાં બહુ ચીંદરેહાલ દેખાય છે, એ શું હશે ?"

બીજી—"હા, તે પણ ખરૂં, અને બાપડાના પેટમાં ભુખના ખાડા પડી ગયા છે તે જોયા કે ?"

આ પ્રમાણે પરસ્પર વાતો કરતી તેઓ શાહજાદાની છેક અડોઅડ આવી લાગી. શાહજાદાએ વળી પોતાની વાત સાંભળી છે એમ તેઓને લાગતાં તેમને વિશેષ હિંમત આવી; છતાં જ્યારે તેમની નજર શાહજાદાની નજર જોડે એક થઇ ગઇ ત્યારે તેઓ બંને શરમાળ બનીને નિચું જોઇ રહી ને નજર ઝડપથી ફેરવી નાખી. નજીકમાં આવ્યા પછી તેઓએ જે કર્યું તે એજ કે બંનેએ તેને પગથી માથા સુધી દરેક બાબતમાં નિહાળી નિહાળીને જોયો, જાણે તે કોઇ તેમનાથી જૂદા અને નવીન પ્રકારનું પ્રાણી હોયની શું ? તેમ આમ તેમ ફરી ફરીને જોઇ રહી. અંતે તેઓ બંનેએ એક બીજાના હાથમાં હાથ લઇ; હિંમતને એકઠી કરી ફરીથી તિક્ષણ પણ નિર્દોષ આંખે શાહજાદાનું શરીર તપાસવા માંડ્યું. અને તેમ કરતાં હિંમત કરી કરીને એક બાપડીએ શાહજાદાને શરમાતા શરમાતા સવાલ પુછવાની પહેલ કરી—

"છોકરા, તું કોણ છે !"

"હું આ દેશનો રાજા છું"—શાહજાદાએ બહુ ગંભીરાઇથી ઉતર આપ્યું.

આ જવાબ સાંભળીને બંને છોડીઓ તો ચોંકીને તેના સામું જોઇજ રહી: બંનેને શું બોલવું તે સમજ પડે નહિ. બંને એક બીજીનું વારા ફરતી મ્હોં જોય અને બંને જણે એક બીજીથી, રાજા તે શું ? અને કોણ ? અને તે અહિં કયાં અને ક્યાંથી આવ્યો હશે તેનો ખુલાસો ચહેરાના ફેરફારથી જાણવા માંગતી હોય તેમ ટગર ટગર જોતી થંભ થઈ ઉભી રહી: અડધી મીનીટ સુધી તો તેઓ એ પ્રમાણે ચુપચુપ ઉભી રહી, પણ પોતાની અજાયબી છુપાવી શકી નહી, એટલે જે ખુલાસો બંને બહેનપણીઓ પોતપોતા વચ્ચે થયલો જોવા ઇચ્છતી હતી તે ખુલાસો તેઓએ ખૂદ પોતાની

સામા ઉભેલા આ પરાયા છોકરા પાસેથીજ મેલવવાની હીમત કીધી. તેણીએ પુછ્યું કેઃ—

"રાજા ! એ રાજા તે શું ?"

"ઈંગ્લિંડનો રાજા—"શાહજાદાએ ટુંકમાંજ ખુલાસો કર્યો.

છોકરીઓ પાછી શાહજાદા તરફ ટગર ટગર જોઈ રહી; તેને જોયા પછી એક બીજી સામું જોતી. બન્ને આ પ્રમાણે એક બીજા વચ્ચે જોતી હતી, તેવામાં એકે પોતાની બહેનપણીને સવાલ કર્યો,—"બહેન માર્ગરી, સાંભળ્યું કે, આ છોકરો બોલ્યો તે; તે કહે છે કે હું તો રાજા છું ? શું એ વાત સાચી હશે કે ? તને શું લાગેછ, બહેન બોલની !

બીજીએ તકરાર લેવા માંડી, હા પ્રીસી બહેન, મને તો લાગે છે; સાચું નહિ હોય તો બીજું શું ? શું એ જુઠું બોલે છે ? કારણ તુંજ જો, પ્રીસી; જો એ સાચું ન હોય તો પછી તે જૂઠું કહેવાય. માટે હવે તુંજ વિચાર કર; કારણ જે સઘળી વાત સાચી નહિ તે જૂઠીજ કહેવાય તો !"

પ્રીસી તો, માર્ગરીની આ તકરારથી દંગ થઈ ગઈ; શું બોલવું તે સુઝયું નહિ. ક્ષણભર તેણે વિચાર કર્યો અને તે પછી શાહજાદા તરફ ફરીને બોલીઃ—

"જો ખરેખર તું રાજા છે તો હું તારૂં બોલવું સત્ય માનું છું."

"બેશક, હું રાજા છું"—શાહજાદાએ તોરમાં અને સામા માણસને ભરોસો પડે એવા રૂપમાં જવાબ આપ્યો.

એટલે બન્નેને મનથી, આ છોકરો ઈંગ્લિંડનો રાજા છે એ વાત તો નક્કી ઠસી ગઈ. કશા પણ વધુ સવાલ કે તકરાર વગરજ તેને બન્ને બહેનપણીઓએ રાજા તરીકે કબૂલ કીધો; પણ ત્યારે બીજીજ પળે તેં બન્નેએ તેને સવાલ કર્યો કે, "જો તું રાજાજ છે તો તુ આ જગાએ કેમ આવી લાગ્યો, આવા ચીંઠરેહાલ કપડાં કીયાં કારણથી પહેર્યાં છે, અહીંથી હવે ક્યાં જવા માંગે છે ?" વગેરે.

શાહજાદાને મનથી, આ બંને બાળકીઓ તો ફરેસ્તા સમાન થઈ પડી. અત્યાર સુધી, તે બાપડો જ્યાં જ્યાં ભટક્યો અને જેના જેના સમાગમમાં આવ્યો ત્યાં ત્યાં પોતાને રાજા તરીકે ગણાવવા માંગતો તેથી લોકોની હાંસી અને મશ્કરી મજાકનું સાધન થઈ પડતો હતો અને તેથી તેના સંકટ અને વિટંબણામાં એવડો વધારો થતો હતો. પણ આ છોકરીઓએ ખુલ્લાં દિલથી તેને રાજા તરીકે સ્વીકાર્યો છે તો પછી તે-મની હજુર હું મારી વિટંબણા કહીશ તો તેઓ બીજાઓની પેઠે તેને હસી ન કાઢતાં સત્ય માની તેના ઉપર વિચાર કરશે. એમ લાગ્યાથી તેને આ જગાએ કાંઇક ધીરજ આવી. તેણે પોતાની સઘળી

અટકળો ખોટી પડતી ગઈ તેમ તેમ તેને વધારે ને વધારે ગુંચવણ થતી ગઈ ને એ હશે કોનો છોકરો ! એક અનુમાન બાકી હતું તે તેણે અજમાવ્યું અને ઘરગતુ નોકર ચાકરની વાત કરી, તો તેમાં પણ તેણીને નિષ્ફળતા મળી. કચરાપટ્ટીની વાતે બાપડાને કમકમાટ ઉપજાવ્યો; કડીયા સુતારની વાતે તેને ત્રાસ ઉપજાવ્યો. ઘણીક વાતથી તે કોણ છે તે જાણવા માંગ્યું પણ તેમાં ઉત્તર મળ્યું નહિ અને તેમાં આપણે જાણિયે છીયે કે ખોટું કશું નહતું. એક રાજવંશી શાહજાદાને એ સઘળાં સાથે શી નિસ્બત હોય ? ડોશી બાપડી વિમાસણમાં ગુંચવાઈ ગઈ. નિરનિરાળી રીતે તપાસ કીધી તો છોકરો કોઈ રીતે સપડાતો નથી, અરે હા ! પણ રસોઇયાની વાત તો કરી જોઉં, જોઉં તો ખરી; તેમાં કાંઇ ટીકી લાગે છે. તેણે રસોઇ અને રસોઇયાની વાત કાઢી. તે સાંભળતાં તેને પોતાના રાજમહેલમાં ભાતભાતની વાણીઓનું સ્મરણ થયું ને મ્હોમાં પાણી છુટયું. એટલે ડોશી ઉલટુંજ સમજી કે, હં, હવે સપડાયો છે ખરો; બાપડો જ્યાં છે ત્યાં કોઇના રસોડામાં પાકશાસ્ત્રની કેળવણી લીધેલો લાગે છે, ને કોઇ રસોઇયાનો છોકરો હોવો જોઇયે. પોતાના અનુમાનને વધારે પુષ્ટિ આપવાને તેણે જાતજાતના પકવાનોની વાત કરી, અને તેમ તેમ બાપડા શાહજાદાના મ્હોમાં પાણી છુટવા માંડયું; વળી એક તો ભુખ્યો ડાંસ થઇ રહેલો હતો અને ડોશી લજ્જાર વઘાર બઘાર નાખી છમકોરીને રસોઇ તયાર કરતી હતી તેના પમરાટથી તેનું મોહ વધારે ગલગલિયું થઇ ગયું હતું. શાહજાદો જ્યારે જૂદાજ કારણથી મોહ મલકાવતો ત્યારે ડોશી એમ સમજી કે હવે આ પોરીઓ કોણ છે તે મેં શોધી કાઢયું. જ્યાં સુધી કોઇ રસોડામાં અનુભવ મેલવ્યો ન હોય ત્યાંસુધી એ બાપડાને આવાં આવાં પકવાનોની ખબરજ ક્યાંથીજ હોય ! હં બચ્ચા વામનજી તુ હવે સપડાયો, તુ કોઇ રસોઇયાનો પોરીઓ છે, અને અલબત તેનો બાપ કોઇ મોટા અમીર ઉમરાવના રસોડામાં રસોઇયો હોવો જોઇયે કેમકે છોકરો બધી વાણીઓ બોલે છે, તે કોઇ રેંજીપેંજીના રસોડાંની હોય નહિ, પણ કોઇ રાજવંશી કે અમીર ઉમરાવને ત્યાંના પકવાનો છે. હં, અહીં સુધી તો મારી ગણત્રી ખરી પડી છે, બાપડાનું માથું લગાર ખસેલું જણાય છે એટલે હુંજ રાજા છું એમ બોલતો તે રખડપટ્ટીમાં પડયો છે, અને હાડમાર થાય છે. કદાચ જો હું ભુલતી ન હોઉ તો એ બાપડો પોતે કોઇ રાજાનાં રસોડામાં નોકરી કરનારો હોવો જોઇએ. હવે હું એની પરીક્ષા આગળ ચલાઊં. પોતે શું એ વાઘ માર્યો હોય તેમ ડોસી મા મનમાં મલકાવા લાગ્યાં. હવે એનો પત્તો મેળવતાં વારજ શી ? પછી ચુલ્હાપર એક સાક રાંધવા મુકયું હતું તેની

તપાસ રાખવાનું કહીને ડોસી ત્યાંથી ઉઠી, ત્યારેમારો જોવા પાસેના ઓરડામાં જઈ ભરાઈ. શાહજાદાએ આ જોઈને નિશ્વાસ નાંખ્યો, માથું નિચું નમાવ્યું અને બબડવા લાગ્યો કે, "ઈંગ્લંડના રાજા; ઓ આ મહાન્ દેશના શાહનશાહ, તારી પણ આ શું અવદશા બેઠી છે કે કોઈ તને ઠરવા દેતુ નથી; આ ઘરમાં કાંઈક વિશ્રાંતિ મળશે એમ મને લાગતું હતું તો ત્યાં મને આ ચુહલો સોંપવામાં આવે છે! નસિબની પણ એ બલિહારીજ છે! ફિકર નહિ, મહાન શેહેનશાહ આલફ્રેડે પોતાના દરજ્જાથી હલકું જે કામ બજાવવાનો હુકમ માથે ચઢાવ્યો હતો તે કામ બજાવવાનું હું મારા દરજ્જા વિરૂધનું સમજીશ નહિ; કદાચ હું તે મહાન્ નર કરતાં મારી ફરજ વધારે અચ્છી રીતે બજાવવાનો પ્રયત્ન કરીશ, કારણ કે તેણે તો રોટી બાળી નાંખી હતી."

શાહજાદાની ઇચ્છા તો ભલી હતી, પણ જે કામ તેણે બજાવવાનું માથે લીધું હતું તે બેશક તેને લાયકનું નહતું, કારણ કે બીજા સઘળા રાજકર્તાઓના સંબંધમાં બને છે તેમ તેના પોતાના સંબંધમાં પણ બન્યું. રસોડામાં જે અવકાશ અને નિરાંત મળી તે સમયમાં તેણે પોતાની વિસ્તિર્ણ શાહનશાહતના, પોતાની વિસ્તિર્ણ રાજસતા વગેરેના તરંગો દોડાવવા માંડયા અને પરિણામ શું આવ્યું? ચુહલા ઉપરનું શાક તમામ બળીને કોયલો થવા લાગ્યું. ખેડુત ડોશી આ સઘળું પાસેના ઓરડામાંથી છુપી રીતે જોતી હતી. તેણી તુરત દોડતી આવી અને ભોજનની રસોઇને બળીને રદ થઇ જતાં સેહજમાં બચાવી લીધી. શાહજાદાને નરમ શબ્દોમાં ઠપકો આપ્યો, પણ તે બાપડો કેવો વિટંબણામાં વિટલાઇ ગયલો છે તે જોઇને તુરત પોતાનો મીજાજ નરમ કરી તેને માયાના શબ્દોથી પાછો સમજાવી લીધો.

ભોજન તયાર થયા પછી શાહજાદાએ પોતાની લાંબી ભુખ ઘણાક સંતોષ સાથે તૃપ્ત કરી અને તે મોજીલો બન્યો. આ જમણમાં એક અદ્ભુતતા જોવામાં આવી હતી. બંને પક્ષે પોતાના દરજ્જાને એ વેળાએ બાજુએ મુકયો હતો. ખેડુત ડોશી એમ સમજતી હતી કે આ છોકરો પોતાનો પહરોણો છતાં કોઇ રખડેલ ભામટો છે તો તેને એકાદ ભાંગી તુટી રકાબીમાં ભોજન પીરસી, ઘરનાં એક ખુણામાં બેસાડ-વો; અને પોતે પોતાનાં કુટુંબ સાથે ચઢતી રીતે ટેબલપર બેસીને ભોજન લેવું. પણ આ વખતે તેણીને પોતાનો તે દરજ્જો સાચવવાનું વાજ-બી લાગ્યું નહિ. તેણે જે ઠપકાના કટુ શબ્દો તે બાપડાને સંભળા-વ્યા હતા તેથી તેને ઘણું લાગી આવ્યું હતું, અને તેનો બદલો વા
તેણીએ તેને પોતાની જોડેજ સમાનતા પણાથી ટેબલ ઉપર બેસ

આ તરફ શાહજાદાએ પણ પોતાના રાજવંશી દરજ્જાને ઊંચો મુકવાનું વાજબી જોયું હતું, અને પોતાના દરજ્જાને ખાતર તે ડોસી તથા તેની છોકરીઓને પોતાની હજુરમાં ખડી રાખવાને બદલે તેમને પોતાની સાથેજ બેસવા દઈ, તેણે જમી લીધું. બેશક, આ સમયે શાહજાદા એ કુદરતના કાયદાને માન આપવામાં ડહાપણ વાપર્યું હતું અને તોજ તે પોતાની કેટલા વખતની ભુખી આંતરડીને તૃપ્ત કરી શક્યો. ડોશી પોતાના મનમાં એવો સંતોષ લેતી કે, ગમે તેવો ભામટો છે, પણ તે બહુ સારા સ્વભાવનો છે અને તેવા એક સારા સ્વભાવના ભામટાની પહરોણા ચાકરી કરવામાં તેણે મનને બહુ મોકળું મુક્યું હતું, જ્યારે પેલી તરફ શાહજાદો પોતે રાજવંશી–કહો કે દેશનો રાજકર્તા છતાં–આવી પોતાનીજ પ્રજા–ખેડુત ડોશી આગળ પોતાના દરજ્જાને ટોલ્લાપર મુકવા છતાં, પોતાના મનમાં સંતોષ માન્યો હતો.

જમી રહ્યા પછી ડોશીએ રકાબીઓ સાફ કરવાનું કામ, શાહજાદાને સોંપ્યું. આ હુકમ સાંભળીને શાહજાદો તો જડ થઇ ગયો અને જુસ્સાના આવેશમાં આવી જઇ કાંઇક છબરડો ગબરડો વાળી દેવા જતો, તેટલામાં તેને વિચાર આવ્યો કે મહાન શેહનશાહ આલફ્રેડે રોટલી બનાવવાનું કામ બજાવ્યું હતું તો બેશક તેણે રકાબી સાફ કરવાનું કામ પણ બજાવેલું હોવુંજ જોઇયે, તો તેના આગળ મારી શી વિસાત! માટે ચાલ હું પણ આ ડોશીનો હુકમ માથે ચઢાવી લેઉં.

તે રકાબી સાફ કરવા બેઠો તો ખરો, પણ એના બાપદાદાએ કોઇ દિવસે એ કામ કરેલું હોય તો થાય કેની? લાકડાનાં ચમચા તથા કથરોટ વગેરે તો સાફ થઇ ગયા, પણ બીજાં વાસણો તેવી સહેલાઇથી સાફ થઇ શકયાં નહિ–બહુજ કંટાલો ખાઇ ખાઇને પણ અંતે તેણે તે સાફ કીધાં પણ તેમાં ઘણીક ખામી રહી ગયલી હતી. પોતાના પેટને તૃપ્ત કીધા પછી હવે ઝાઝો વખત ખેડુત ડોશીના ઘરમાં કાઢવાનું તેને યોગ્ય લાગ્યું નહિ, પણ હવે ત્યાંથી ચાલ્યા જવાનું તેને ઠીક લાગ્યું; છતાં આ ડોશીની કરકસર ભરેલી પણ અચ્છી પહરોણાગત સજવાને મન માન્યું નહિ. તેણીઓ તેને રીઝવવા અને ગમત આપવાને કેટલીક ચીજો રજુ કરી, જેથી તેણે અચ્છી ગમત મેળવીને કેટલોક વખત તેમાં ઠીક પસાર થઇ ગયો. તે પછી ડોશીએ તો તેને તેમજ પોતાની દીકરીઓને કેટલાંક શિંયાળુ સેપકળી છોલવા બેસાડયાં, પણ તે બાપડાથી તે બરાબર છોલી શકાયાં નહિ અને તે જોઇને ડોશીએ તેને માંસ કાપવાની મોટી છરી આણી આપી, કે તેનાથી તે કાટલાં કાઢે. આ કામ પુરૂં થતાં ડોશીએ તો તેમને ઊન સાફ કરવા બેસાડયાં. શાહજાદાની ધીરજ હવે જવા માંડી. તેને લાગ્યું કે શાહેન-

શાહ આલફ્રેડને પણ હવે મેં પાછળ હઠાવ્યો છે, કારણ કે આ ડોશી તો મારો જાણે અડદાળોજ કાઢવા બેઠી છે. સેફ છોલતાં છોલતાં મારા હાથનાં આંગળાં પણ વળી ગયાં છે અને તેનાં ઝીણાં છોતરાં નખમાં ભરાઇને દુઃખવા લાગ્યાં છે. છરીના વળી જ્યાં ત્યાં ચીરા પેઠી ગયા છે. માટે બચ્ચા, હવે બસ કર, અને અહીંથી પોબારાં ગણ. આવો ઠરાવ કીધા છતાં બપોરનાં ભોજન સુધી તે થોભ્યો. બપોરનું ભોજન લીધા પછી ડોશીએ તેને હુકમ કીધો કે આ બીલાડીનાં બચ્ચાંને નવાડી લાવ. તે બચ્ચાંને સાંજ મુકી ઘરમાંથી ચાલ્યો જવાનો વિચાર કરે છે તેટલામાં તેને લાગ્યું કે, નહિ, એટલું કામ કરવું. એમ ઠરાવ કરી તે બચ્ચાંને લઇને બહાર નિકળે છે એવામાં તે મોહલામાંથી જોન કેન્ટી ખાંધે ફેરિયાની પેઠે ગાંસડો મારીને ચાલી જતો જણાયો. તેની જોડે હુગો પણ હતો. શાહજાદાએ બંનેને દીઠા, પણ તેઓએ તેને દીઠો નહોતો. તેને જોતાંજ તેઓ ધસારાબંધ ઘરના આગલા દરવાજા તરફ આવતા જણાયા. એટલે કશું પણ બોલ્યા ચાલ્યા વગરજ શાહજાદો બચાંઓથી ભરેલી ટોપલી ઉઠાવીને ઘરને પાછલે રસ્તે ગુપચુપ બહાર નિકળી ગયો, અને પછવાડેની એક નાની ગલીમાંથી તે ઉતાવળે પગલે નાઠો.

---

## પ્રકરણ ૨૦ મું.

### શાહજાદો અને સાધુ.

ઘરમાંથી બીલાડીનાં બચ્ચાંની ટોપલી લઇ પાછલે રસ્તેથી શાહજાદો કેટલેક દુર ગયા પછી વચ્ચોવચ આવેલી એક ઊંચી કઢણને લીધે ઘર દીઠામાં આવતું ન હતું એટલે તે નિર્ભય થયો. પોતાના હાથમાં જે હદિયો છે તેનું કેમ કરવું તે વિષે તે કેટલોકવાર મુંઝાયો. ખેડુત ડોશીની પરોણાગતનો લાભ લીધા પછી અને તેના ઉપકારના બદલામાં તેણે સોંપેલું કામ પડતું મુક્યું એટલુંજ નહિ પણ તેના બીલાડીનાં બચ્ચાંને પણ ગમે ત્યાં રઝળતાં મુકી ચાલ્યા જવાનું તેને અપકાર સરખું લાગ્યું. ઘણોકવાર વિચાર કર્યો. અંતે કેમ કરવું તે ન સુઝયાથી સઘળાં બીલાડિલાંઓને જંગલમાં છૂટાં મુકી દીધાં અને પોતે પણ ઉતાવળે પગલે ચાલવા માંડયું. અને જંગલની ઝાડીઓનો આશ્રય પોતાને મળ્યો નહિ ત્યાં સુધી તેણે પાછું ફરીને જોવાની હિમત પણ કીધી નહિ, પણ સડસડાટ ચાલ્યા કીધું. ઝાડીઓનો છાંયો મલતાંજ તેના ઓથમાં ભરાઇ તેણે પીઠ ફેરવી જોયું તો કેટલેક છેટે બે માણસોને પોતાની તરફ આવતા દીઠા. તેઓ કોણ છે અને કોણ નહિ તે તપાસવાને તે ખોટી થયો નહિ:

તે ગમે તે હોય, મારે શું છે? એટલું બોલતોંજ તે ઝાડીઓમાંથી ચડપ ચડપ દોડયો; અને થોડાજ વારમાં ગીચ ઝાડીઓમાં ગુંચવાયો. ગુંચવાયા છતાં તે ડર્યો નહિ; જ્યાં રસ્તો મળતો ત્યાંથી તે ચાલ્યો જતો. એક મોટાં ઝાડની ઘટા હેઠળ આવી લાગતાં તે ત્યાં લગાર વિશ્રાંતિ લેવાને માટે અટક્યો. હવે તેને લાગ્યું કે હું સલામત છું. આશાયેસ લેવાની જોડે તેણે આમ તેમ નજર ફેંકવા માંડી પણ કશું દેખાયું નહિ. કાન તિક્ષ્ણ કરીને તેણે સાંભળવા યત્ન કર્યો, પણ ગીચ ઝાડીઓના ઘુંઘવારા વચ્ચે તેને કશો અવાજ સંભળાયો નહિ. ઝાડીઓની અંદર ઘડીભર એવો ઘુંઘવાટ થઇ રહેતો કે તે હામ હારી જતો. થોડા થોડા વખતને અંતરે તેને તે એક પ્રકારનો અવાજ કાને પડતો, પણ તે એટલે દૂરથી આવતો કે તેને સામો ભેદ ભરેલો લાગતો અને અનેક મુંઝવણ કરાવતો. કોઇ કોઇ વેળા તે અવાજ એવા ભયભિત લાગતા કે જાણે તે કોઇ જીવતાં માણસનો નહિ, પણ મરણ પામેલાં માણસોનાં ભૂત પ્રેતો સ્મશાનમાં કલાંપીત કરતાં હોય. આથી તે બાપડો એમ વિચારતો કે હજુ એવા કર્ણકઠોર પીશાચી અવાજ નહિ સંભળાય અને ગીચ ઝાડીઓ મુંગે મોઢેજ મને આવકાર દઇ, બહાર મુકી દે તો ઠીક.

ગમે તેટલાં ભય છતાં તેની ઇચ્છા એવી હતી કે આ ઘટાદાર ઝાડના ઘુમટ હેઠળ બાકીનો દિવસ પસાર કરવો; પણ જેમ જેમ દિવસ આથમવા લાગ્યો તેમ તેમ થંડીએ હાડકાં કકડાવવા માંડયાં, તેથી એક ઠેકાણે બેસી રહેવા કરતાં શરીરમાં ગરમી આણવાને ચાલવાનુંજ તેને યોગ્ય લાગ્યું. ઝડપમાં, ઇશ્વરનું સ્મરણ કરી તે ઘટા નીચેથી ઉભો થયો અને ભુલો પડવાની બ્હીકથી આડે વાટે જવાને બદલે સીધો ને સીધોજ ચાલ્યો. છાતી ધડક ધડક થઇ રહી હતી, જંગલમાંથી બહાર રસ્તા ઉપર નિકળવાની આશામાં ને આશામાં તે બાપડો ખૂબ ઘુમ્યો, પણ આશાને બદલે નિરાશા કોટે વળગી પડી. આગળ ને આગળ ઝાડીઓમાંથી તેણે રસ્તો કાપ્યો પણ છેડો આવ્યો નહિ. જેમ જેમ તે આગળ જતો તેમ તેમ ઝાડી તો એટલી ગીચ અને વિશાળ માલમ પડતી કે ધડક ધડક છાતીએ હવે હિંમત છોડવાની તયારી કરવા માંડી. સૂર્ય પણ ધીમે ધીમે દ્રષ્ટિ મર્યાદામાંથી અદ્રશ્ય થવા લાગ્યો અને આકાશ ઘમઘોર છવાવા લાગ્યું. સંધ્યાકાળ પાસે આવ્યો એટલે તે બાપડો ગભરાયો. આખી રાત આવી ગીચ અંધારી ઝાડીઓમાં કેમ પસાર થશે તેનો વિચાર કરતાં તેનું અંગ ધ્રુજ્યું. એકજ વિચાર તેણે કર્યો કે, ઝાંખી ઝાંખી રોશની છે તેટલાંમાં જેટલા જોરથી ચલાય તેટલા જોરથી ચાલવું અને જોવું કે પરમેશ્વર કાંઈ સહાય થાય છે કે કેમ. પણ અફસોસ જોરમાં ચાલવા

માંડયું તો ઝાડીઓમાં ઠુંઠાંજ તેના પગમાં ભોંકાવા અને નિકળવા લાગ્યાં; અંધારૂં થવા આવ્યું હતું, ઝાઝું દેખાતું નહતું, ભોંય ઉપર ઉગેલા વેળાઓ અને સુલીયાંઓ પકડીને તેનાથી જેમ ચલાયું તેમ ચાલ્યો, અને કોઇ ઝાડનાં ઠુંઠાં સાથે અથડાય કે પગમાં કાંટા ભોંકાય તેની તેણે પરવા કરી નહિ.

પ્રયત્ને પ્રભુની સહાયતા આવી હાડમારી અને વિટંબણા વચ્ચેથી માર્ગ કાપતાં કાપતાં કેટલેક દૂર ગયા પછી તેણે દૂર એક દીવાની રોષણી દેખાઇ. એ વેળા તેની ખુશાલીનો પાર રહ્યો નહિ; અને સઘળાં ભયને દૂર કરીને રસ્તાની અડચણોની લેશ પરવા કીધા વગર જલદીથી તે બ-તીવાળાં મકાને પહોંચી જવાની આશામાં ખૂબ ઉમંગથી પગ ઉંચકવા લાગ્યો. જેમ જેમ તે આગળ ચાલ્યો તેમ તેમ તેને ખુલ્લું દેખાયું કે જે બતી તેની નજરે પડી હતી તે, દૂરનાં એક ઝુંપડાંની નાની સરખી બારીમાંથી દેખાતી હતી. નજદીક જતાં તેને માણસનો અવાજ પણ સંભળાયો. તેણે વિચાર કીધો કે દેખીતી રીતે માણસના વસ્વાટની હું નજદીકમાં આવ્યો છું ખરો, તથાપિ વળી અહીં મારે માટે કોણ જાણે શી શી વિટંબણા ભોગવવાની બાકી રહેલી હશે; માટે લગાર છુ-પાઇને જોઉં તો ખરો કે એ શું છે; કોણ અહીં રહે છે અને આ અ-વાજ આવે છે તે કોનો અને શાનો છે? આવા વિચારમાં તે લગાર આગળ ચાલ્યો તો તેની ખાત્રી થઇ કે અવાજ તો કોઇની પ્રાર્થનાના સરખો છે. પછી હિંમત રાખી ઝુંપડાની નજદીકમાં ગયો અને અંદર દાખલ થવાને બદલે એક બારી આગળ જઇ ઉભો રહ્યો અને અંદર નજર કરી. ઓરડો તદ્દન નાનકડો હતો; જમીન ઉપર નહિ લાદીઓ જડેલી કે નહિ પાટિયાં જડેલાં, પણ સાધારણ જમીનને સરખી પુરી લીધેલી હતી. એક ખુણામાં નાજુક છોડવાઓનું એક બીછાનું પડેલું હતું અને તેના ઉપર ચીથરેહાલ સરખી એકાદ બે કામલીઓ પડેલી હતી. તેનીજ નજદીકમાં એક માટલું, એક પ્યાલો, એક કુંડી, અને બે ત્રણ વાસણો પડેલાં હતાં. એક બાજુએ એક નાનો બાંકડો અને તેની જોડમાં ત્રણ પાયાનો બા-જઠ પડેલો હતો; સગડીમાં સુકાં ડાંખળીઓ પઝળ્યા કરતાં હતાં અને તેનો ધુમાડો નિકળતો હતો; તેની સામા એક નાનકડી દેહરી હતી, જેના ઉપર એક ઝાંખી મીનબતીનો દીવો બળતો હતો, એ દેહરીની સામા એક ઘરડો માણસ ગુંડણે પડેલો હતો, તેની બાજુએ, લાકડાના એક પેટારા ઉપર એક ઉઘાડી ચોપડી અને ચોપડીની બાજુમાં માણસની માથાની ખોપરી પડેલી હતી. જે માણસ ગુંડણપર પડેલો હતો તે કદા-વર છતાં હાડપીંજર સરખો થઇ રહેલો હતો; તેના નીમાલા અને મૂછના

વાળની મોટી મોટી જટા ઝુંડ જેવી થઇ રહી હતી અને તેનો રંગ પણ બરફ સરખો સફેદ થઇ રહેલો હતો. મેંઢાંના ચામડાંઓનો બનાવેલો ઝભો તેણે અંગ ઉપર ઓઢયો હતો, તે છેક ગરદનથી પગની ઘૂટી સુધી લાંબો હતો. આ દેખાવ જોતાં શાહજાદાએ પારખ્યું કે "આ તો બીજું કોઇ નહિ, પણ પવિત્ર વાનપ્રસ્થ સાધુ છે; બેશક આવા પવિત્ર આત્માનો સંસર્ગ થવા માટે હું મને બહુજ ભાગ્યશાલી ગણીશ." સાધુ ગુંડણે પડેલો હતો તે ઉઠીને ઉભો થયો, એટલે તેને જોઇ શાહજાદાએ દરવાજો ઠોકયો અને તેનું તેને નિચે પ્રમાંણે ઉત્તર મળ્યું—

"ચાલ, ચાલ, પણ તારાં પાપને પાછળ મુકી આવ; કારણ જે જગા ઉપર તું દાખલ થશે તે પવિત્ર છે."

શાહજાદો ઝુપડાંમાં દાખલ થઇ ઉભો રહ્યો. સાધુબાવાએ પોતાની કરચલી વલી ગયલી, પણ ચકચકીત આંખો તેની તરફ ફેરવી અને શાહજાદાને સવાલ કર્યો—

"તું કોણ છે?"

"હું આ દેશનો રાજા છું" શાહજાદાએ સાદાઇથી ઉત્તર આપ્યું.

"ભલે પધાર્યા, રાજા સાહેબ" સાધુએ બૂમપાડી, અને ધ્રુજતા ધ્રુજતા પગે ચાલી બાંકડો સરખો કરી, શાહજાદાને તેના ઉપર બેસાડયો; સગડી તેના આગળ ધરી તેમાં થોડાંક ડાંખલાંઓ નાંખ્યાં, અને પછી ઝાઝોવાર ઉભું નહિ રહી શકાયાથી ભોંય ઉપર બેસી ગયો. આ સઘળું તે કરતો હતો તે વેળા "ભલે પધાર્યા, ભલે પધાર્યા," એવા આશિષવચનો ડોશાના મ્હોમાંથી નિકળતા હતા.

ભોંય ઉપર બેસી, થોડોક સમય દમ ખાઇ; સાધુએ પાછું બોલવા માંડયું—

"ભલે પધાર્યા, મહારાજ! આ એકાંતવાસની ઇચ્છા ઘણાઓ કરી ગયા છે. પણ તેઓ તેને યોગ્ય નહિ જણાયાથી તેમને હાંકી કાઢવામાં આવ્યા છે, પણ એક રાજકર્ત્તા, જે પોતાનું તાજો તખ્ત ફેંકી દઇ, પોતાના મિથ્યા માન મરતબા અને દોરદમામનો તીરસ્કાર કરી ચીથરેહાલ પોષાકમાં, પોતાની જીંદગી પવિત્રપણાને અર્પણ કરે છે, તે ખરેજ આ વાનપ્રસ્થાશ્રમને યોગ્ય છે; ભલે, ભલે પધારો મહારાજ."

સાધુનાં આ બોલો સાંભળી શાહજાદો તેને અટકાવી ખરો ખુલાસો કરવા જતો હતો, પણ સાધુબાવાએ તેના બોલવા ઉપર કશું ધ્યાન આપ્યું નહિ; ધ્યાન આપ્યું નહિ એટલુંજ નહિ, પણ તેનું બોલવું સાંભળ્યું પણ નહિ, પણ ઘરઘરા અવાજથી પોતાનું અને પોતાનુંજ પારાયણ ચલાવ્યું. જેમ કરતાં તે બોલ્યો કે,—

"અહો મહારાજ! આ વાનપ્રસ્થાશ્રમ ભોગવવા આપ યોગ્ય છો, મરણ પર્યંત આ આશ્રમ તમારો છે; અહીં તમને કોઇ છેડનાર નથી; શાંતિમાં તમારે અહીં રહેવું; જે મિથ્યા અને મૂર્ખાઈ ભરેલા દોર દમામ અને ભપકા સપકાની જીંદગી ઇશ્વરે તને આપી છે અને જેને ત્યજીને તું અહીં આવ્યો છે તો અહીં તને કોઇ પાછો બોલાવા આવનાર નથી; માટે તું અહીં સુખ ચેહેન અને નિશ્ચિંતપણે રહેજે; અહીં રહી પરમેશ્વરનું અહોનિશ ભજન કર; પેલી ચોપડી પડી છે તેનો તું અભ્યાસ કર; આ સંસારના મિથ્યા અને દોરદમામ ભરેલા ઠાઠમાઠ ઉપર વિચાર કર. હવે પછી મળનારી દુનિયાને તું મનન કર; કુમળા રોપાઓ અને ઝાડનાં પાંદડાંઓ ઉપર તું નિર્વાહ કર, અને તારા આત્માને પવિત્ર કરવાને દર રોજ કોરડાવડે તારાં શરીરને ઝાટકી કાઢ; તને વાળનું એક ગંજીફરાક પેહેરવાનું મળશે; પીવાને સ્વચ્છ પાણી મળશે; અને આ મારી આજ્ઞા પ્રમાણે ચાલશે તો તારો આત્મા શાંતિ પામશે; બેશક તમામ શાંતિને પામશે; કારણ જે કોઇ અહીં તને શોધવા અને લેવાને આવશે તે પરાજય પામી પાછો જવા વગર રહેશે નહિ; તે તને શોધી કાઢી શકશેજ નહિ, એટલે કોઇ તને હેરાન કરનાર નથી."

વૃદ્ધ સાધુ બાવા મોટે ધાંટે આટલી દીક્ષા આપ્યા પછી આમથી તેમ ફરીને કાંઇક બરબડવા લાગ્યા, એટલે તે તકનો લાભ લઈ શાહજાદાએ તેને પોતાની હકીકત કહી સંભળાવવાનો યત્ન કીધો; અને તદ્દન નિર્ભયપણે, બહુ છટાથી તેણે તે સઘળો હેવાલ ઇત્થંભૂત કહી સંભળાવ્યો, પણ સાધુ બાવા તો જે બરબડ બરબડ કરતા હતા ને ધ્યાન ધરી બેઠા હતા તે શાહજાદાનો બકબકારો સાંભળેજ શેનો? અને જાણે કશું સાંભળ્યુંજ ન હોય તેમ બરબડતા બરબડતા શાહજાદાની પીઠ ઉપર હાથ મુકી તેને કહેવા લાગ્યા—

"બેટા, હું તને એક છુપો ભેદ કહું છું તે સાંભળ." શાહજાદાએ તે સાંભળવાને કાન ધર્યા; તે વેળા ડોશો પોતાની જગા ઉપરથી ઉઠી ઉભો થયો, ઝુપડાંની બારી આગલ જઇ ડોકું કરી બહાર નજર કરી અને પાછો શાહજાદા આગલ આવી તે છુપો ભેદ કહેવા લાગ્યો.—

"સાંભળી લે, હું તો એક મહાદૂત છું."

"મહાદૂત" શબ્દ સાંભળતાંજ શાહજાદો ચમક્યો અને પોતાના મન સાથેજ બોલી ઉઠ્યો કે, "અહો પરમેશ્વર! ફરીથી તેં મને વાટપાડુઓના સમાગમમાં લાવી નાખ્યો છે કે શું? હવે હું એક દીવાના માણસનો કેદી થયો છું." તેની આ ધાસ્તી તેના અત્યાર સુધીના નિશ્ચિંત ચેહરા ઉપર પ્રગટી નિકળી. કેટલીકવાર મૌન ધર્યા પછી સાધુ બાવાએ પાછું પારાયણ ચલાવ્યું.

"બેટા, હું જોઉં છું કે, તું મારૂં વાતાવરણ પામી ગયો છે, તે મને તારા ચહેરા ઉપરથી ખુલ્લું દીસે છે. આ વાતાવરણમાં કોઇ આવી શકતું નથી અને કોઇને આટલી અસર થતી નથી, કારણ કે એ સ્વર્ગ તરફનું વાતાવરણ છે. હું ત્યાં જાઉં છું અને પાછો આવું છું અને તે વળી આંખના એક પળકારામાં મને ખુદ આ જગા ઉપરજ મહાદૂત બનાવવામાં આવ્યો છે, અને તેને પાંચ વરસની મુદત વહી ગઇ છે, અને તે ઓદ્દો મળવાને આકાશવાસી ફરેસ્તાઓ પોતે અહીં આવ્યા હતા. તેમની હાજરીથી આ જગા નહિ સહન થઇ શકે એવા ચળકાટથી ઝળાંહળાં થઇ રહી હતી. તે સઘળાઓ મારા હજુર ગુંઠણે પડયા હતા, મહારાજ, તેઓ મારા સામી ગુંઠણે પડયા હતા, કારણ તેમના કરતાં મારો દરજ્જો વધારે ચઢતો હતો. સ્વર્ગની દરબારોમાં હું જઇ આવ્યો છું અને કુલપતિઓ સાથે હું ભાષણો કરી આવ્યો છું. બેટા, મારા હાથને હાથ લગાડ, બ્હી ના, લગાડ લગાડ મારા હાથને હાથ, અડક્યો તે ઇબ્રાહામ, ઇસા તથા જેકબના હાથને હાથ લગાડયા બરાબર છે. કારણ હું તે સ્વર્ગભૂમિઓમાં જઈ આવ્યો છું અને તે મહાત્માઓને નજરો નજર જોઇ આવ્યો છું."

આટલું બોલી, તેની શી અસર શાહજાદા ઉપર થાય છે તે જોવાને સાધુબાવા લગાર મુંગા રહ્યા. શાહજાદાના ચહેરા ઉપર નજર કરી તેઓ વળી પાછા બોલવા લાગ્યા અને આ વેળા તો તેઓ જાણે કાંઇક તોરમાંજ બોલ્યા—

"બેશક, બેશક, હું એક મહાદૂત છું, કદાચ હું પોપ પણ થયો હોતે, એમાં કશો શક નથી. એક સ્વપ્નામાં મને એ પ્રમાણે સ્વર્ગમાંથી આકાશવાણી સંભળાઈ હતી જેને આજ વીસ વરસ થઇ ગયાં છે; બેશક હું પોપની ગાદીએ આવનાર હતો, અને સ્વર્ગમાંથી તેવી વાણી સંભલાઇ છે એટલે હું તે પદને પામીશ, પણ રાજાએ મારૂં ધર્મ મકાન ઉખેડી નાખ્યું અને હું એક ગરીબ નિરાધાર, વગર મિત્રનો અપ્રસિદ્ધ સાધુ તરીકે, તદન ઘરબાર વગરનો થઇ આ જંગલમાં આવી પડયો છું."

આ બોલતાં સાધુબાવાનું ઝનુન ખૂબ ઉશ્કેરાયું, હમણાંજ જાણે કોઇને એકાદ લગાવી કોઢવાની તયારીમાં હોય તેમ મુક્કો ઉગામીને ખૂબ જોરથી પગ ઠોકવા લાગ્યો, ઘડી ઘડીમાં શ્રાપ દેવા લાગ્યો. એક કલાક લગણ આ ભાષણ ચાલ્યું, જે અરસામાં ગરીબ બાપડો શાહજાદો ચુપચુપ બેસી રહ્યો, તે બહુ મુંઝાયો. શાહજાદાને મુંગો બેઠેલો જોઇ, સાધુબાવાએ વળી બીજીજ કોર મરડી. પોતાનો અવાજ નરમ કરી, ચહેરા ઉપર લગાર નમ્રતાનો દેખાવ કરી અને બહુજ નર-

માંશથી જૂદા જૂદા વિષયો ઉપર વાતચીત કરી તેણે શાહજાદાનું અંતઃકરણ જીતી લીધું. મુકજીએ, શાહજાદાને સગડીની નજીકમાં બેસાડી પીઠ ઉપર હાથ ફેરવ્યો, તેના શરીર ઉપર તથા પગ ઉપર ચાલતાં જે ચીરા પડયા હતા, તે તથા જંગલની ઝાડીઓમાં જે ખુપરા પેઠા હતા તે પોતાના હાથે સાફસુફ કર્યા અને તે પછી કાંઇક ખાવાનું તયાર કરવા માંડ્યું. એ સઘળો વખત તેણે વાતોના તડાકામાં કાઢયો. શાહજાદાનું અંતઃકરણ જીતવાને કોઇ કોઇ વેળા તેના માથા ઉપર તો કોઈ વેળા તેના ગાલ ઉપર હાથ ફેરવતો. પોતાની આ રીતભાતથી, સાધુબાવાએ શાહજાદાને એટલો વશ કરી લીધો કે તેની તમામ ફીકર ચિંતા દૂર થઇ ગઇ; અને જે ધિક્કાર તેને પહેલાં આ સાધુને માટે થયો હતો તે દૂર થઇ, સામું તેને માટે તેને માન ઉપજ્યું. ભોજન કર્યું ત્યાં સુધી આ આસલો ચાલુ રહ્યો. પણ ભોજન લીધા પછી સાધુબાવાએ પેલી દેહરી હજુર પ્રાર્થના કરી અને શાહજાદાને પડોસના એક નાના ઓરડામાં સુવાડયો અને એક માતા જેમ પોતાના બચ્ચાંને વહાલથી પોશડે તેમ તેની આગળ બેસી તેને વહાલથી સુવાડયો. શાહજાદો સુઇ ગયા પછી તે સગડી આગળ પાછો આવ્યો અને સળગેલાં લાકડાંઓને ખંખેરવા લાગ્યો. પછી તે માથું નિચું નાખી કાંઇક વિચાર કરવા લાગ્યો. પોતે કોઇ ચીજ ભુલી ગયો હતો તે તેણે યાદ કરવા માંડી, પણ તે યાદ આવી નહિ. તુરત તે ઉભો થયો અને શાહજાદો સુતો હતો તે ઓરડામાં પેઠો અને શાહજાદો જાગે છે કે નહિ તેની પરવા કીધા વગરજ તેણે સવાલ કર્યો—

"શું તું રાજા છે?"

"હા," શાહજાદાએ ઝુકણમાં ને ઝુકણમાં જવાબ આપ્યો.

"કયાંનો રાજા?" સાધુએ તુરત બીજો સવાલ કર્યો.

"ઇંગ્લંડનો," શાહજાદાએ જવાબ આપ્યો.

"ઇંગ્લંડનો? ત્યારે શું હેન્રી મરણ પામ્યો કે?" સાધુએ જીજ્ઞાસાથી ખુલાસો માંગ્યો.

"અફસોસ, રાજા હેન્રીનો સ્વર્ગવાસ થયો છે, અને હું તેનો દીકરો છું," શાહજાદાએ ઉત્તર આપ્યું.

આ સાંભળતાં સાધુને તો બહુ કોપ ચઢયો, તેનો ચહેરો કાળાશ મારી ગયો, અને હમણાંજ જાણે પોતાનું વેર લેવાની તૈયારી કરતો હોય તેમ બાંહે ચઢાવવા માંડી. થોડોકવાર ફીણ ફીણ થતો તે ઉભો અને પછી પાછો પોતાનો ગુસ્સો ખાલી કરતાં બોલ્યો—

"તું જાણે છે કે, એજ માણસે મને આ જંગલ બીયાબાનમાં ઘરબાર વગરનો કરીને હાંકી કાઢયો છે?" સાધુએ શાહજાદાને સવાલ કર્યો.

શાહજાદાએ તેનું કશું ઉત્તર આપ્યું નહિ, બુઢો તેના આગળ બેઠો અને શાહજાદાનો ઊંઘતો ચહેરો લક્ષપૂર્વક જોવા લાગ્યો અને તેને ઘરરર ઘરરર ઘોરતો સાંભળીને મનમાં મલકાયો–" એ ઊંઘે છે, હં! ઊંઘમાં પડયો છે હં." આમ પોતાના મન સાથે બબડે છે તેટલાંમાં શાહજાદાના મોઢાં ઉપર હસવાનો છાપ દેખાયો. તે જોઇ તે બબડયો–"હા, હા, બેશક એનું અંતઃકરણ સાફ દેખાય છે. આટલું બોલતોજ ઓરડામાંથી ચાલી ગયો. જાણે કે કાંઈ શોધતો હોય તેમ આમ તેમ જોતો તે ઝુંપડાંમાં ફરવા લાગ્યો; ઘડીકમાં તે જાણે કાંઇ અવાજ થતો હોય તેમ તે સાંભળવાને કાન ધરતો, ઘડીકમાં કાંઇક વિચાર કરતો હોય તેમ માથું નમાવતો, ઘડીકમાં શાહજાદાનાં બીછાના તરફ નજર ફેરવતો, અને તે સઘળો વખત તેનું મોઢું તો બરબડ બરબડ કરયાજ કરતું હતું. કેટલીક શોધ કીધા પછી તેના હાથમાં કાંઇક આવ્યું. તે શું? કટાઇ ગયેલી જુની માંશ કાપવાની એક છરી ને છરી ઘસવાની પથરી. તે લઇ મનમાં ખુશ થતો તે સગડી આગળ ગયો. ત્યાં નિરાંતથી બેઠો અને છરી પથરી ઉપર હલવે હલવે ઘસવા માંડી. પવનના સપાટાઓથી ઝુંપડું ખડખડતું અને આજૂબાજૂની ઝાડીઓમાંથી સૂસૂ થતા શબ્દ શિવાય બીજો કશો અવાજ સંભળાતો ન હતો. ઉંદર અને ઘેન પોતાનાં દરમાંથી આ બુઢા સાધુના ચમતકાર જોવાની જાણે દોડા દોડી કરી રહ્યાં હતાં, પણ તેની કશી દરકાર રાખ્યા વગર તેણે પોતાનું કામ ચાલુજ રાખ્યું.

તે છરી ઘસ્યો જતો હતો અને જેમ જેમ તેની ધાર નીકળતી તે અંગુઠા ઉપર તપાસીને ખૂબ રાજી થતો હતો. વખત કેમ પસાર થઇ જાય છે તેની કશી દરકાર તેણે કરી નહિ. પણ પોતાનું કામ તડામાર આગલ ચલાવ્યું. તેના મનમાં વેરનો જે ઉભરો ઉછળી આવ્યો તે તેણે નિરાશાના શબ્દોમાં બહાર પાડયોઃ—

"આહા, આ પોરિયાના બાપેજ મારૂં સત્યાનાશ વાળી નાખ્યું છે અને હવે તે પેલી જહાનમાં તેનો જવાબ દેવા ગયો છે. તે મારા હાથમાં આવી શકયો નથી, પણ તે માટે હવે બળાપો કરવાનું કારણ નથી, કારણ તેવીજ તે પ્રભુની ઇચ્છા હશે તો!. એ સઘળું કરનાર આ પોરિયાનો પિતા છે; હું એક મહાદૂત થયો છું; અને તેજ મુજને લીધે હું પોપનાં પદને પામતો છટકી ગયો છું."

શાહજાદાએ ઊંઘમાં પીઠ ફેરવી. સાધુ ચુપચુપ તેના બીછાના આગળ ગયો, જે વળા તેના હાથમાં પેલી છરી ઉઘાડી પકડેલી હતી. શાહજાદો ફરીથી જરા હાલ્યો, તેની આંખો સહેજ ઉઘડી ગઇ, પણ તે પોતાની આજુબાજુએ શું થાય છે તે જોઇ શકયો નહિ, અને ફરીથી તે નિરાંતે ઊંઘમાં પડયો.

સાધુબાવા થોડોક વખત તો શાહજાદાના ખીછાના આગળ ગુપચુપ ઉભા, તેની હીલચાલ બારીકીથી જોઈ લીધી; મનમાં બબડયો, "હા હવે મધરાત્રી થઇ ગઇ છે; એ પોરિયો બુમ પાડે તે ઠીક લાગતું નથી; પણ જોઉં તો ખરો કોઇ બહાર તો નથી?"

ધીમે ધીમે પગલે તે પોતાના ઝુપડાંમાં ફર્યો, આણીગમ પેલીગમ પડેલાં ચીથરાંઓ ઉપાડી લીધાં અને શાહજાદાવાળા ઓરડામાં પાછો ગયો. તે જાગી ઉઠે નહિ તે માટે ચીથરાથી તેના બંને પગ સાથે બાંધ્યાં; તે પછી તેણે તેના હાથ બાંધ્યા, જે કામ કરતાં બેશક બહુ મહેનત પડી; કારણ શાહજાદો કોઇ વેળા આ હાથ તો કોઇ વેળા પેલો હાથ ઉંચો નીચો કરતો. ઘણી મહેનતે તે સાધુએ તે બાપડાને મુસ્કેટાટ રીતે. આ પછી તેણે એક લુગડું લઇ તેની હડપચીની હેઠળથી માથા ઉપર લઇ તે બાંધી લીધી. આ સઘળું કામ તેણે એવી સફાઇથી કર્યું કે, શાહજાદાની ઊંઘમાં સહેજ પણ ખલલ થઈ નહિ અને તે વધુને વધુ નિરાંતે તેવી સ્થિતિમાં ઉંધી રહ્યો.

---

## પ્રકરણ ૨૧ મું.

### શાહજાદાનો છુટકો.

વૃધ સાધુ બહુજ ધીમે ધીમે, જરાએ અવાજો નહિ થાય તેની બહુ સંભાળ રાખીને, બીલાડીની પેઠે ચાલ્યો અને એક નાનો બાંકડો ત્યાં આગલ ઘસડી લાવ્યો. તે બાંકડા ઉપર પોતે બેઠો; તેના અરધા શરીર ઉપર ઝાંખી બત્તીનો ઉજાશ પડતો હતો અને અરધા શરીર ઉપર અંધારું હતું. બાંકડા ઉપર બરાબર બેસી, સુતેલા શાહજાદા તરફ તેણે ટગર ટગર જોવા માંડયું. વખત કેવી ઝડપથી પસાર થઇ જતો હતો તેની પરવા કર્યા વગર જાણે કોઈ સારી તકની રાહ જોતો હોય તેમ તે બાંકડા ઉપર ગુપચુપ બેસી રહ્યો. કરોળિયો જેમ પોતાનાં જાળાંમાં કોઇ નિર્દોષ જંતુને ફસાવાની ઈંતેરીથી રાહ જોતો દૂર ગુપચુપ બેસે છે તેનીજ પેઠે, આ ઘરડો બુવડ સાધુ પોતાનું વેર લેવાને બાંકડા ઉપર હાથમાં છરી પકડી કાંઇક બબડતો બેસી રહ્યો.

કેટલોક વખત એ પ્રમાણે બેસી રહ્યા પછી, તેને શાહજાદાની આંખો ઉઘડેલી દેખાઇ. આંખ ઉઘડતાંજ તેના દીઠામાં ઘરડા સાધુના હાથમાંની તીક્ષ્ણ ધારની છરી નજરે પડી. તે બાપડો મૂઢજ થઇને આ દેખાવ તાકી તાકીને જોઇ રહ્યો. શાહજાદાને આ પ્રમાણે જાગૃત થયેલો જોઇ, તે સાધુના મ્હોં ઉપર રતાશ ફરી વળી. જાણે વેર વાળવાની હવે તક હાથમાં આવી ચુકી

હોય તેમ આનંદથી પ્રફુલિત્ત થઇ શાહજાદાને જાગી ઉઠેલો અને પોતાનો નીચ હેતુ તેના જાણવામાં આવી ગયલો સમજી, જરાએક ઉગમગ્યા વગર કે આગળ પાછળનો વિચાર કીધા વગરજ શાહજાદાને પુછવા લાગ્યો—

"આકમા હેત્રીના દીકરા ! તેં તારી ઇશ્વરપ્રાર્થના કરી લીધી કે ?"

શાહજાદાથી કશી હીલચાલ થઇ શકી નહિ, કારણ કે, તે પાપી સાધુએ તે બાપડાને દોરીઓ યાને ચીથરાંઓના કોરડા વણીને સજડ બાંધીને જકડી લીધો હતો. હાથ અને બાંધી લીધા હતા, તે ઉપરાંત તેના મોઢાંને પણ સજડ બાંધી લીધું હતું, એટલે હીલચાલ પણ કેમ કરે અને બોલી પણ કયાંથી શકે? હીલચાલ કરવાનાં ગમે તેટલાં ફાંફાં માર્યાં, પણ તે બાપડાનું કશું વલ્યું નહિ; મોંઢે પાટો બાંધેલો છતાં ઘણું જોર કરીને બોલવાનો પ્રયત્ન કર્યો પણ તેનાથી બોલાયું નહી. માત્ર નહિ સમજણ પડે એવો કાંઇક ઘરેડો ગળાંમાંથી તે કાઢી શકયો. પોતાના પુછેલા સવાલનો જવાબ તેણે હકારમાં આપ્યો છે એમ તેણે તે બાપડાના ગળાંના નહિ સમજ પડે એવા સ્વરથી માની લીધું. આ સઘળો વખત આ પાપી સાધુ પોતાના હાથમાંની તેજદાર છરીને આમતેમ ફેરવ ફેરવ કરતો અને વારેઘડીએ ધાર ઉપર હાથ મુકી, ધાર બરાબર તિક્ષ્ણ અને ધારેલું કામ જલદીથી પાર પાડી નાખે એવી થઇ છે કે નહિ તે તપાસતો હતો. શાહજાદાના મનમાં આ વેળાએ શું તરંગો ઉઠી રહ્યા હશે તેનો સેહજ ખ્યાલ થઇ શકશે. બધી વિટંબણા અને વિપત્તિઓ કરતાં આ વિટંબણા તેને મનથી બહુ ઘાતકી લાગી. પેલી સઘળી વિટંબણા ગમે તેવી સખ્ત અને અનિવાર્ય છતાં તેને તેની જીંદગીની દોરી તુટવાનું તેમાં ભય ન હતુ અને વખત જતાં તે વિટંબણાને સુખમાં ફેરવાઇ જવાની દર પળે તે આશા રાખતો હતો અને તેવી આશાથીજ તે સઘળી જાણીજોઇને વ્હોરી લીધેલી વિટંબણાઓ મુંગે મોહડે સહન કર્યો જતો હતો; પણ આ સમય તો એવો હતો કે જીંદગીની સઘળી આશા ઉમેદનો અંત આવી રહેતો હતો; તેને પીછાણનારૂં કોઇ ન હતું. તેની દાદ લેનારૂં ત્યાં કોઈ ન હતુ, જે ધણી પાણી માંગે તો એકને બદલે એકસો નોકરો દુધશરબતના પ્યાલા હાજર કરે; તેવો ધણી આજે અજાણી જગ્યામાં અને કોઇ અજાણ્યા સાધુના લેબાસમાં છુપાયલા દૈત્યના આગલાં પાછલાં વેરનો ભોગ થઇ પડવાની અણી ઉપર હતો. શાહજાદો પોતાનાં ગળાંમાંથી ગમે તેટલો યત્ન કરીને કાંઇક બોલવા જતો, પણ જડબાં એકેકે જોડે એટલાં મજબુત જકડાઇ ગયલાં હતાં કે ખરર ખરર શિવાય કશો અવાજ કાઢી શકતો નહિ. તેનો ગણગણાટ સાંભળી, આ નિષ્ઠુર હૃદયના કાળરૂપ સાધુએ તેની ફરીથી મશ્કરી કરી—

"તેં તારી મૃત્યુ સમયની પ્રાર્થના નહિ કરી હોય તો કરી લે, હવે મને ઝાઝો વખત ખોટી નહિ કર."

આ સાંભળીને શાહજાદાનાં વાળે વાળ તીર પેરે ઉભાં થઇ ગયાં, બંધમાં પડેલાં તેનાં શરીરમાં કંપારી ચાલી, અને ચહેરા ઉપર થોડીજ વખત પહેલાં જે નચિંતાઇ અને પાસે આવેલી ઉમેદોની ખુંશાલી છવાઇ રહેલી હતી તે એકદમ બદલાઇ ગઇ. ચહેરો તદન ફીક્કો થઇ ગયો. એકવાર ફરીથી તેણે બંધમાંથી છુટા થવાને પોતાનાં શરીરને ખૂબ જોરથી આમતેમ હલાવ્યું, પણ તેમાં તે સામો વધારે મુસ્કેટાટ થયો. ઢીલી ગાંઠો વધારે સખ્ત થઇ અને છુટો થવાને બદલે તે સામો વધારે ને વધારે સપડાયો. તે બાપડો પોતાની આ સ્થિતિ સમજતો હતો અને તેમ તેને વધારે ને વધારે કંપ થતો હતો. આ પ્રયત્નમાં જ્યારે ત્યારે નિષ્ફળ થતો અને વધારે સપડાતો તે જોઇને પડોસમાં ઝગઝગતાં પાનાની છરી લઇને બેઠેલો કાળરૂપ સાધુ ખડખડ હસ્યો જતો અને વધું ને વધુ તેને બોલવાને ડોકું ધુણાવી, "હં બચ્ચા જોર, જોર છોડની એમ બોલી હાથમાંથી છરીને પથરી ઉપર ઘસતો હતો, અને ઘડી ઘડી તે મરતી વખતની પ્રાર્થના કરી લેવાની તાકીદ કરતો હતો.

બાપડા શાહજાદાએ જોયું કે બંધ એવા છે કે ગમે તેટલો પ્રયત્ન કરવો તેટલો મિથ્યાજ છે. ત્યારે તેણે હવે છુટવાની હીલચાલ કરવાનું માંડી વાળ્યું; ગળામાંથી જેટલા જોરથી નિકલી શકે એટલા જોરથી તેણે નિશ્વાસ નાખ્યો અને તદન ફીક્કો પડવા લાગ્યો. તેણે જ્યારે જોયું કે છટકવાનો કોઇ રસ્તો આ પાપીએ રાખેલો નથી ત્યારે તેની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી; પણ તેના આવા દયામણા દેખાવની કશી પણ અસર પેલા ઘાતકી અંતઃકરણના મનુષ્યરૂપી રાક્ષસપર થવા પામી નહિ.

પરોઢિયું થવા આવ્યું, અને બારીમાંથી વખત તપાસી તપાસીને તે નિર્દય સાધુ બાપડા શાહજાદાને છેલ્લી પ્રાર્થના કરી લેવાની તાકીદ કરતો અને જ્યારે તેણે જોયું કે હવે જે કામ કરવાનું છે તે કરી લેવું જોઇયે, એટલે બહુજ કઠોર કાલજાથી બોલ્યો—

"મારે આ સ્થિતિમાં હવે બેસી રહેવું જોઇતું નથી; પોહ ફાટવા આવ્યો છે, અને પલ જાય છે તે એક વરસનાં સરખી લાગે છે; દેવલ અને ધર્મનો નાશ કરનારનાં બીજ, તારી મરતી વખતની આંખો બંધ કર, અને મને લાગે છે કે તું તારા ઇશ્વરનું સ્મરણ કરી લેવાને બીહે છે."

પોતાના હાથમાંની છરી મજબુત પકડી તે ઘોંચી ઘાલવાની તયારીમાં આ નિર્દય સાધુ તે શાહજાદાનાં પડખામાં ગુંડણે બરાબર ગોઠવાઇને

હોય તેમ આનંદથી પ્રફુલિત્ત થઇ શાહજાદાને જાગી ઉઠેલો અને પોતાનો નીચ હેતુ તેના જાણવામાં આવી ગયલો સમજી, જરાએક ડગમગ્યા વગર કે આગળ પાછળનો વિચાર કીધા વગરજ શાહજાદાને પુછવા લાગ્યો—

"આદમા હિત્રીના દીકરા! તેં તારી ઇશ્વરપ્રાર્થના કરી લીધી કે?"

શાહજાદાથી કશી હીલચાલ થઇ શકી નહિ, કારણ કે, તે પાપી સાધુએ તે બાપડાને દોરીઓ યાને ચીથરાંઓના કોરડા વણીને સજડ બાંધીને જકડી લીધો હતો. હાથ બંને બાંધી લીધા હતા, તે ઉપરાંત તેના મોઢાને પણ સજડ બાંધી લીધું હતું, એટલે હીલચાલ પણ કેમ કરે અને બોલી પણ ક્યાંથી શકે? હીલચાલ કરવાનાં ગમે તેટલાં ફાંફાં માર્યાં, પણ તે બાપડાનું કશું વલ્યું નહિ; મોંઢે પાટો બાંધેલો છતાં ઘણું જોર કરીને બોલવાનો પ્રયત્ન કર્યો પણ તેનાથી બોલાયું નહી. માત્ર નહિ સમજણ પડે એવો કાંઇક ઘરેડો ગળાંમાંથી તે કાઢી શક્યો. પોતાના પુછેલા સવાલનો જવાબ તેણે હકારમાં આપ્યો છે એમ તેણે તે બાપડાના ગળાંના નહિ સમજ પડે એવા સ્વરથી માની લીધું. આ સઘળો વખત આ પાપી સાધુ પોતાના હાથમાંની તેજદાર છરીને આમતેમ ફેરવ ફેરવ કરતો અને વારેઘડીએ ધાર ઉપર હાથ મુકી, ધાર બરાબર તિક્ષ્ણ અને ધારેલું કામ જલદીથી પાર પાડી નાખે એવી થઇ છે કે નહિ તે તપાસતો હતો. શાહજાદાના મનમાં આ વેળાએ શું તરંગો ઉઠી રહ્યા હશે તેનો સેહજ ખ્યાલ થઇ શકશે. બધી વિટંબણા અને વિપત્તિઓ કરતાં આ વિટંબણા તેને મનથી બહુ ઘાતકી લાગી. પેલી સઘળી વિટંબણા ગમે તેવી સખ્ત અને અનિવાર્ય છતાં તેને તેની જીંદગીની દોરી તુટવાનું તેમાં ભય ન હતુ અને વખત જતાં તે વિટંબણાને સુખમાં ફેરવાઇ જવાની દર પળે તે આશા રાખતો હતો અને તેવી આશાથીજ તે સઘળી જાણીજોઇને વ્હોરી લીધેલી વિટંબણાઓ મુંગે મોહડે સહન કર્યો જતો હતો. પણ આ સમય તો એવો હતો કે જીંદગીની સઘળી આશા ઉમેદનો અંત આવી રહેતો હતો; તેને પીછાંણનારૂં કોઇ ન હતુ. તેની દાદ લેનારૂં સાં કોઈ ન હતુ, જે ધણી પાણી માંગે તો એકને બદલે એકસો નોકરો દુધ-શરબતના પ્યાલા હાજર કરે; તેવો ધણી આજે અજાણી જગ્યામાં અને કોઇ અજાણ્યા સાધુના લેબાસમાં છુપાયલા દૈત્યના આગલાં પાછલાં વેરનો ભોગ થઇ પડવાની અણી ઉપર હતો. શાહજાદો પોતાનાં ગળાંમાંથી ગમે તેટલો યત્ન કરીને કાંઇક બોલવા જતો, પણ જડબાં એકેક જોડે એટલાં મજબુત જકડાઇ ગયલાં હતાં કે ખરર ખરર શિવાય કશો અવાજ કાઢી શકતો નહિ. તેનો ગણગણાટ સાંભળી, આ નિષ્ઠુર હૃદયના કાળરૂપ સાધુએ તેની ફરીથી મસ્કરી કરી—

"તેં તારી મૃત્યુ સમયની પ્રાર્થના નહિ કરી હોય તો કરી લે, હવે મને ઝાઝો વખત ખોટી નહિ કર."

આ સાંભળીને શાહજાદાનાં વાળે વાળ તીર પેરે ઉભા થઇ ગયાં, બંધમાં પડેલાં તેનાં શરીરમાં કંપારી ચાલી, અને ચહેરા ઉપર થોડીજ વખત પહેલાં જે નચિંતાઇ અને પાસે આવેલી ઉમેદોની ખુશાલી છવાઇ રહેલી હતી તે એકદમ બદલાઇ ગઇ. ચહેરો તદન ફીક્કો થઇ ગયો. એકવાર ફરીથી તેણે બંધમાંથી છુટા થવાને પોતાનાં શરીરને ખૂબ જોરથી આમતેમ હલાવ્યું, પણ તેમાં તે સામો વધારે મુસ્કેટાટ થયો. ઢીલી ગાંઠો વધારે સખ્ત થઇ અને છુટો થવાને બદલે તે સામો વધારે ને વધારે સપડાયો. તે બાપડો પોતાની આ સ્થિતિ સમજતો હતો અને તેમ તેને વધારે ને વધારે કંપ થતો હતો. આ પ્રયત્નમાં જ્યારે સારે નિષ્ફળ થતો અને વધારે સપડાતો તે જોઇને પડોસમાં ઝગઝગતાં પાનાની છરી લઇને બેઠેલો કાળરૂપ સાધુ ખડખડ હસ્યો જતો અને વધુ ને વધુ તેને બોલવાને ડોકું ધુણાવી, "હં બચ્ચા જોઇ, જોઇ છોડની એમ બોલી હાથમાંથી છરીને પથરી ઉપર ઘસતો હતો, અને ઘડી ઘડી તે મરતી વખતની પ્રાર્થના કરી લેવાની તાકીદ કરતો હતો.

બાપડા શાહજાદાએ જોયું કે બંધ એવા છે કે ગમે તેટલો પ્રયત્ન કરવો તેટલો મિથ્યાજ છે. સારે તેણે હવે છુટવાની હીલચાલ કરવાનું માંડી વાળ્યું; ગળામાંથી જેટલા જોરથી નિકલી શકે એટલા જોરથી તેણે નિશ્વાસ નાખ્યો અને તદન ફીકો પડવા લાગ્યો. તેણે જ્યારે જોયું કે છટકવાનો કોઇ રસ્તો આ પાપીએ રાખેલો નથી સારે તેની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી; પણ તેના આવા દયામણા દેખાવની કશી પણ અસર પેલા ઘાતકી અંતઃકરણના મનુષ્યરૂપી રાક્ષસપર થવા પામી નહિ.

પરોઢિયું થવા આવ્યું, અને બારીમાંથી વખત તપાસી તપાસીને તે નિર્દય સાધુ બાપડા શાહજાદાને છેલ્લી પ્રાર્થના કરી લેવાની તાકીદ કરતો અને જ્યારે તેણે જોયું કે હવે જે કામ કરવાનું છે તે કરી લેવું જોઇયે, એટલે બહુજ કઠોર કાલજાથી બોલ્યો—

"મારે આ સ્થિતિમાં હવે બેસી રહેવું જોઈતું નથી; પોહ ફાટવા આવ્યો છે, અને પલ જાય છે તે એક વરસનાં સરખી લાગે છે; દેવલ અને ધર્મનો નાશ કરનારનાં બીજ, તારી મરતી વખતની આંખો બંધ કર, અને મને લાગે છે કે તું તારા ઇશ્વરનું સ્મરણ કરી લેવાને બીહે છે."

પોતાના હાથમાંની છરી મજબુત પકડી તે ઘોંચી ઘાલવાની તયારીમાં આ નિર્દય સાધુ તે શાહજાદાના પડખામાં ગુંડણે બરાબર ગોઠવાઇને

તેમ ચુકે નહિ એવી રીતે બેઠો, અને બાપડા ચોધાર આંસુએ રડતા શાહજાદાની છાતી ઉપર હાથ મુક્યો.

"ઓ ! આ શું ? આ ઘોંઘાટ શાનો ?" છાપરાંથી સહેજ છેટે કાંઇક ગડબડ સડબડ થવાનો અવાજ સંભળાતાં સાધુ બુમ પાડી ઉઠયો, તેના હાથમાંની છરી જમીનપર પડી ગઇ; અને તે શાહજાદાના દીલ ઉપર મેંઢાંનું એક ચામડું ઓરાઢી ધ્રુજતો ધ્રુજતો ઉઠીને ઉભો થયો. વખત જેમ ચાલ્યો તેમ ગડબડ તો વધારે સંભળાવા લાગી, અને તે પછી તો જાણે મુક્કાબાજી થતી હોય અને તેમાં માર ખાનારાઓ મદદને માટે બુમો પાડતા હોય તેવો અવાજ તેને કાને પડયો. અને તે પછી તુરતજ માણસનાં દોડધામ કરતાં પગલાંના અવાજ સંભળાવા લાગ્યા. અંતે એક લઠપઠ સરખો માણસ ઝુપડાં આગળ આવી ઉભો રહ્યો. તેણે બારણું ઉઘાડવા માટે બારણાં ઉપર ઠોકા માર્યા, અને "બારણું ઉઘાડો, બારણું ઉઘાડો, રે કોણ છે" એવા ધાડા અવાજે હુકમ કરયો. આ અવાજ શાહજાદાના કાને પડયો અને તેણે તુરત માઇલ્સ હેન્ડનનો શબ્દ પીછાણ્યો, એટલે તેના હર્ષનો પાર રહ્યો નહિ.

પોતાના હાથમાંથી અમુલ્ય તક જતી રહી તે માટે દાંત કચકચાવતો તે ધીમે પગળે તે દુષ્ટ સાધુ સુવાના ઓરડામાંથી બહાર આવ્યો, અને ઓરડાનું બારણું બંધ કરી, ઝુપડાંના દરવાજા આગળ ગયો. શાહજાદો સમજતો હતો કે, છેલ્લી ઘડીએ પરમેશ્વરે તેની પ્રાર્થના સાંભળી તેનો બચાવ કરવાને હેન્ડનને અહીં મોકલ્યો છે, અને તે કેવી રીતે તેનો છુટકારો કરે છે તેની ઈંતેજારીથી રાહ જોતો શું વાતચીત થાય છે તે સાંભળવા લાગ્યો.

સાધુ દરવાજા આગળ આવી ઉભો રહેતાંજ, હેન્ડને તેને નમન કર્યું, એટલે ચોધરા સાહેબ હેન્ડને "ક્યાં છે ? ક્યાં છે ? સાધુ બાવા, મારો છોકરો ક્યાં છે ?" એમ પુછ્યું.

"કયો છોકરો, ભાઇ, છોકરો શું ને વાત શું ? સાધુએ વાત ઉડાવા માંગી.

"કયો છોકરો ? મારા આગળ જરા પણ જુઠું ચાલશે નહી હો, સાધુ બાવાજી, હું તમારાથી ઠગાઇ જાઊં તેમ નથી. આ જગા આગળજ મેં કેટલાક બદમાશોને પકડયા, જેઓ તે છોકરાને ચોરી ગયા છે, અને તે, તેઓએ કબુલ વટીક કર્યું છે. તેઓ ખુલ્લું જણાવે છે કે તે છોકરો તેઓના હાથમાંથી પાછો છુટયો છે, અને તેમના જણાવ્યા પ્રમાણે, તે તમારા ઝુપડાંમાં ભરાયો છે. તેના પગળાં કેઓએ મને આબાદ અને અચુક બતાવ્યાં છે, માટે મારી ખાત્રી થઇ ચુકી છે કે તે

છોકરો આ ઝુપડામાં છે; ઝાઝાં ગલ્લાંતલ્લાં મારવાં નહિ; માટે જોરે એ લાંબી દાઢીવાળા સાધુડા, તેને જલદી અહીં રજુ કરી દે." હેન્ડને દમમાંજ વાત કરી; અને તેનો સાદ એટલો મોટો નિકળતો કે શાહજાદો તે પડયો પડયો હર્ષભેર સાંભળતો હતો.

સાધુબાવાએ જોયું કે, અહીં લાંબી ટુંકી ચાલે તેમ નથી, એટલે કંઇક ફેરવી ટોલવાના રૂપમાં બોલ્યા—

"અંહ, કદાચ તમે પેલો એક ચીંથરેહાલ છોકરો, જે અહીં આ-જની રાતે પડી રહ્યો હતો તેને માટે કહેતા હશો. હા, હા, જો તેનેજ માટે તમે કહેતા હો તો ભલે, મેં તેને એક સંદેસો આપીને મોકલ્યો છે તે થોડા વખતમાં અહીં પાછો ફરશે ખરો."

"કયારે આવશે, કયારે? તે મને કહે, બોલ, બોલ, જલદી, વ-ખત ના ગુમાવ; નહિ તો મને કહે હું તેની પાછળ દોડું ને પકડી કાઢું; તે કયારે પાછો આવશે?" હેન્ડને અધીરાઇથી પુછ્યું.

"તારે તસ્દી લેવાની જરૂર નથી, તે હમણાં હંઇ પાછો ફરશે." સાધુએ ઉતર આપ્યું.

ઠીક ત્યારે, ચાલો હું અહીંજ તેની રાહ જોતો બેસું છું, પણ સબૂર સબૂર, સાધુબાવા, તમે કહો છો કે સંદેસો આપીને તમે તેને મોકલ્યો છે, પણ એ તમારૂં બોલવું હું માનતો નથી, તે કદી પણ તમારૂં કામ કરે તેવો નથી; તે એવો છે કે તારી આ સફેદ દાહાડી પણ ખેંચી કાઢે અને તું તેને આવું કામ સોંપી શકે નહિ. તું જુઠું બોલે છે, બેવકુફ ગમાર, સાધુડા, મને તારા બોલવા ઉપર જરાએ વિશ્વાસ નથી, તે તારો શું પણ બીજા કોઇ માયના પુતનો પણ સંદેશો લઈ જાય નહિ.' હેન્ડને તોરમાંજ વાત કરવા માંડી.

"હા, તે કોઇ સાધારણ માણસનું કામ નહિ કરે, પણ મારા સરખા પવિત્ર પુરૂષનું પણ કામ નહિ કરે, કે?" સાધુજી હેન્ડનને લગાર શાંત કરતા બોલ્યા.

"અહં, ત્યારે તું કોણ છે, ખોદાનાં નામથી મને જણાવ કે તું કોણ છે?" હેન્ડને ઇંતેજારી બતાવી.

"તે એક છુપી વાત છે, માટે તે ફોડી દેતો ના, હું તો એક દૂત છું." સાધુ બાવાએ ઉતર આપ્યું અને તે સાંભળતાંજ હેન્ડન પેટ પક-ડીને હસી પડયો અને પછી અરધી ગંભીરાઇથી અને અરધી મજાકમાં બોલ્યો—

"અહા! ત્યારે હવે હું સમજ્યો; કોઇપણ સાધારણ માણસનું તે કામ કરે નહિ એ તો મારી ખાત્રી છે, પણ હા, મહાદૂતના હુકમો

નેમ ચુકે નહિ એવી રીતે બેઠો, અને બાપડા ચોધાર આંસુએ રડતા શાહજાદાની છાતી ઉપર હાથ મુકયો.

"ઓ ! આ શું ? આ ઘોંઘાટ શાનો ?" છાપરાંથી સહેજ છેટે કાંઇક ગડબડ સડબડ થવાનો અવાજ સંભળાતાં સાધુ બુમ પાડી ઉઠયો, તેના હાથમાંની છરી જમીનપર પડી ગઇ; અને તે શાહજાદાના દીલ ઉપર મેંઢાનું એક ચામડું ઓરાઢી ધ્રુજતો ધ્રુજતો ઉઠીને ઉભો થયો. વખત જેમ ચાલ્યો તેમ ગડબડ તો વધારે સંભળાવા લાગી, અને તે પછી તો જાણે મુક્કાબાજી થતી હોય અને તેમાં માર ખાનારાઓ મદદને માટે બુમો પાડતા હોય તેવો અવાજ તેને કાને પડયો. અને તે પછી તુરતજ માણસનાં દોડધામ કરતાં પગલાંના અવાજ સંભળાવા લાગ્યા. અંતે એક લઠપઠ સરખો માણસ ઝુપડાં આગળ આવી ઉભો રહ્યો. તેણે બારણું ઉઘાડવા માટે બારણાં ઉપર ઠોકા માર્યા, અને "બારણું ઉઘાડો, બારણું ઉઘાડો, રે કોણ છે" એવા ધાડા અવાજે હુકમ કરયો. આ અવાજ શાહજાદાના કાને પડ્યો અને તેણે તુરત માઇલ્સ હેન્ડનનો શબ્દ પીછાણ્યો, એટલે તેના હર્ષનો પાર રહ્યો નહિ.

પોતાના હાથમાંથી અમુલ્ય તક જતી રહી તે માટે દાંત કચકચાવતો તે ધીમે પગળે તે દુષ્ટ સાધુ સુવાના ઓરડામાંથી બહાર આવ્યો, અને ઓરડાનું બારણું બંધ કરી, ઝુપડાંના દરવાજા આગળ ગયો. શાહજાદો સમજતો હતો કે, છેલ્લી ઘડીએ પરમેશ્વરે તેની પ્રાર્થના સાંભળી તેનો બચાવ કરવાને હેન્ડનને અહીં મોકલ્યો છે, અને તે કેવી રીતે તેનો છુટકારો કરે છે તેની ઈંતેજારીથી રાહ જોતો શું વાતચીત થાય છે તે સાંભળવા લાગ્યો.

સાધુ દરવાજા આગળ આવી ઉભો રહેતાંજ, હેન્ડને તેને નમન કર્યું, એટલે ચોધરા સાહેબ હેન્ડને "કયાં છે ? કયાં છે ? સાધુ બાવા, મારો છોકરો કયાં છે ?" એમ પુછયું.

"કયો છોકરો, ભાઇ; છોકરો શું ને વાત શું ? સાધુએ વાત ઉડાવા માંગી.

"કયો છોકરો ? મારા આગળ જરા પણ જુઠું ચાલશે નહી હો, સાધુ બાવાજી હું તમારાથી ઠગાઇ જાઉં તેમ નથી. આ જગા આગળજ મેં કેટલાક બદમાશોને પકડ્યા, જેઓ તે છોકરાને ચોરી ગયા છે, અને તે તેઓએ કબુલ વટીક કર્યું છે. તેઓ ખુલ્લું જણાવે છે કે તે છોકરો તેઓના હાથમાંથી પાછો છુટયો છે, અને તેમના જણાવ્યા પ્રમાણે તે તમારા ઝુપડાંમાં ભરાયો છે. તેના પગળાં કેઓએ મને આબાદ અને અચુક બતાવ્યાં છે, માટે મારી ખાત્રી થઇ ચુકી છે કે તે

છોકરો આ ઝુંપડામાં છે; ઝાઝાં ગલ્લાંતલ્લાં મારવાં નહિ; માટે જોરે એ લાંબી દાઢીવાળા સાધુડા, તેને જલદી અહીં રજુ કરી દે." હેન્ડને દમમાંજ વાત કરી; અને તેનો સાદ એટલો મોટો નિકળતો કે શાહજાદો તે પડયો પડયો હર્ષભેર સાંભળતો હતો.

સાધુબાવાએ જોયું કે, અહીં લાંબી ટુંકી ચાલે તેમ નથી, એટલે કંઇક ફેરવી ટોલવાના રૂપમાં બોલ્યા—

"અંહ, કદાચ તમે પેલો એક ચીંથરેહાલ છોકરો, જે અહીં આજની રાતે પડી રહ્યો હતો તેને માટે કહેતા હશો. હા, હા, જો તેનેજ માટે તમે કહેતા હો તો ભલે, મેં તેને એક સંદેસો આપીને મોકલ્યો છે તે થોડા વખતમાં અહીં પાછો ફરશે ખરો."

"કયારે આવશે, કયારે? તે મને કહે, બોલ, બોલ, જલદી, વખત ના ગુમાવ; નહિ તો મને કહે હું તેની પાછળ દોડું ને પકડી કાઢું; તે કયારે પાછો આવશે?" હેન્ડને અધીરાઇથી પુછયું.

"તારે તસ્દી લેવાની જરૂર નથી, તે હમણાં હંઇ પાછો ફરશે." સાધુએ ઉતર આપ્યું.

ઠીક ત્યારે, ચાલો હું અહીંજ તેની રાહ જોતો બેસું છું, પણ સબૂર સબૂર, સાધુબાવા, તમે કહો છો કે સંદેસો આપીને તમે તેને મોકલ્યો છે, પણ એ તમારૂં બોલવું હું માનતો નથી, તે કદી પણ તમારૂં કામ કરે તેવો નથી; તે એવો છે કે તારી આ સફેદ દાહાડી પણ ખેંચી કાઢે અને તું તેને આવું કામ સોંપી શકે નહિ. તું જુઠું બોલે છે, બેવકુફ ગમાર, સાધુડા, મને તારા બોલવા ઉપર જરાએ વિશ્વાસ નથી, તે તારો શું પણ બીજા કોઇ માયના પુતનો પણ સંદેશો લઈ જાય નહિ.' હેન્ડને તોરમાંજ વાત કરવા માંડી.

"હા, તે કોઇ સાધારણ માણસનું કામ નહિ કરે, પણ મારા સરખા પવિત્ર પુરૂષનું પણ કામ નહિ કરે, કે?" સાધુજી હેન્ડનને લગાર શાંત કરતા બોલ્યા.

"અહં, ત્યારે તું કોણ છે, ખોદાનાં નામથી મને જણાવ કે તું કોણ છે?" હેન્ડને ઇંતેજારી બતાવી.

"તે એક છુપી વાત છે, માટે તે ફોડી દેતો ના, હું તો એક દૂત છું." સાધુ બાવાએ ઉતર આપ્યું અને તે સાંભળતાંજ હેન્ડન પેટ પકડીને હસી પડયો અને પછી અરધી ગંભીરાઇથી અને અરધી મજાકમાં બોલ્યો—

"અહા! ત્યારે હવે હું સમજ્યો; કોઇપણ સાધારણ માણસનું તે કામ કરે નહિ એ તો મારી ખાત્રી છે, પણ હા, મહાદૂતના હુકમો

તો એકવાર રાજાએ પણ માથે ચઢાવવા જોઇયે છે; પણ સબુર એ અવાજ શેનો સંભળાય છે?"

આ વાતચીત ચાલતી હતી તે વેળા શાહજાદો બાપડો પાસેના ઓરડામાં ભય અને છુટકારાની આશા વચ્ચે ધ્રુજતો આમતેમ તરફડીયાં મારતો હતો અને હેન્ડનને સંભળાય એવા હેતુથી, ગળામાંથી જેટલાં બળથી કઢાય એટલાં બળથી ગણગણતો શબ્દ કાઢયે જતો હતો, પણ કમનસીબે તે હેન્ડનને કાને પડતો નહિ પણ છેલ્લાં જ્યારે તેણે તે ગણગણાટ સાંભળીને તે શેનો અવાજ છે એમ સાધુને સવાલ કીધો ત્યારે તેને લાગ્યું કે મારો ગણગણાટ કાંઇક તેના કાને પડયો છે.

સાધુબાવા ગભરાયા, અને હેન્ડનને ઉડાવાની મતલબથી બોલ્યા– "અવાજ, નહિરે ભાઇ, અવાજ શાનો; ખાલી પવનનો સપાટોજ, બીજું કાંઇ નહિ."

"કદાચ હોય પણ, પણ સબુર વળી પાછો તે મારે કાને પડયો. નહિ નહિ બાવાજી એ પવન નથી, એ કાંઇક અવાજ છે, ચાલો ચાલો અંદર ચાલો, આપણે તપાસીએ," હેન્ડને સાધુનો હાથ પકડી તેને અંદર ઘસડવા માંડયો.

હવેજ શાહજાદાની ખુશાલીનો પાર ન રહ્યો, તેણે જોયું કે હવે મારો છૂટકારો થવાનો સમય પાસે આવ્યો છે. છૂટવાની આશામાં ને આશામાં તેણે જે અવાજ કાઢવા ચાલુ રાખ્યા હતાં તેથી તેનાં ફેફસાં પણ થાકી ગયાં હતાં, છતાં તેણે એકવાર ફરીથી આશા ભરેલે ચહેરે ખૂબ જોરમાં ગણગણાટ કીધો પણ સીવી લીધેલાં જડબાં અને વળી ઉપર પડેલાં મેઢાંનાં ચામડાથી તેનો પ્રયત્ન સફળ થયો નહિ. સાધુબાવા, હેન્ડનને ગમે તેમ ઠગીને ઝુપડાંમાંથી બહાર લઇ જવાનો પ્રયત્ન કરતા હતા, એટલે ઠગાઇથી તેની નજર ઝુપડાંમાંથી કાઢવાને તે બોલ્યો,

"અહા! મને પણ હવે કાંઇ અવાજ સંભળાય છે, પણ સાંભળ સાંભળ, તે પેલી સામેની ઝાડીમાંથી આવતો લાગે છે, ચાલ મારી સાથે, હું તને તે જગા બતાવું," એમ જણાવી તે હેન્ડનને ઝુપડાંમાંથી બહાર લઇ ગયો, જે જાણીને શાહજાદો પાછો નિરાશ થઇ ધ્રુજવા પડયો.

થોડીકવારે બંને પાછા આવ્યા, અને તેમના પગલાંનો અવાજ સાંભળ્યો ત્યારેજ તેને લગારેક ધીરજ આવી. અને આ વેળાં તો તેને ખડીઓના ખખડાટના સરખો અવાજ સંભળાયો. તે પછી હેન્ડન સાધુને કહેવા લાગ્યો–

"એ સાધુડા, હું અહીં ઝાઝો વખત થોભી શકીશ નહિ, મને લાગે છે કે તે બાપડો આ ગીચ જંગલમાં કેથે ભુલો પડયો હશે; પણ મને બતાવો તો ખરા, સાધુબાવા કે તે અહીંથી ગયો તે કયી દિશા તરફ ગયો ચાલો જલદી જલદી કરો."

"અ—ટ—ટ—ટ—રે—એમ—હું—તે—કે—હા—એમ ટપટપ કરી સાધુ હેન્ડનને બહાર લઇ આવ્યો. હેન્ડનને આ વેળા તેના ઉપર કાંઇક વિશ્વાસ બેસી ગયલો જણાયો, અને તે તેનાં વખાણ કરવા લાગ્યો, અને પોતે સ્વારીને માટે એક ગધેડો અને એક ખચ્ચર સાથે લાવ્યો હતો તેમાંનું એક તેને ગમે તે પોતાની સ્વારીને માટે લેવાને તેણે સાધુને આગ્રહ કીધો.

સાધુબાવા સાધુપણું બતાવવાને ખાતર, ગધેડો કે ખચ્ચર ઉપર સ્વાર થાય નહિ. "નહિ ભાઇ તારા ખચર ઉપર તુંજ બેસ અને ગધેડાને પાછળ ચલાવ, મારે એમાંનું કશું જોઇતું નથી, હું તો પગે ચાલતો તારી સાથે આવીશ."

આ પ્રમાણે "કેડે છોકરૂં અને ગામમાં શોધ્યું," તેમ શાહજાદો બાપડો જકડાઇને નજીકમાં પડેલો હતો તેને ત્યાં અફસોસ કરતો મુકીને લુચ્ચો સાધુડો હેન્ડનને બાહાર જંગલ તરફ તેને શોધવા લઇ ચાલ્યો. શાહજાદો છૂટકારાની સાથે આશા છોડી બેઠો, અને જે ઉમંગ હેન્ડનના આવ્યાથી તેને થયો હતો તે નીરાશામાં બદલાઇ ગયો; અને ચોધાર આંસુએ પાછો રડતો પડયો. ઘણાજ ગુસ્સામાં ને ગુસ્સામાં તેણે એટલાં તો તરફડીયાં માર્યાં કે તેની ઉઠલપાઠલમાં તેનાં ડીલ ઉપરનું મોંઢાનું ચામડું નિકળી ગયું. બીજેજ પળે ઝુપડાંનો દરવાજો ઉઘડયો. તે જ્યાં પડેલો હતો તેની પડોસમાંજ અથવા કહો કે તેનાં ગલાંની આગળજ તેજસ્વી છરી પડેલી હતી. તે હજી શાહજાદો ટગર ટગર જોઇ રહી પોતાનાં નજીક આવેલાં મોતનો વિચાર કરતો હતો તેટલામાં જોન કેન્ટી અને હ્યુગો તો તેની સામા આવી ઉભા રહ્યા.

જો પોતાથી બોલી શકાતું હોત તો પોતાના આ દુશ્મનો સરખા બદમાસોને પણ એકવાર આવકારજ આપત, પણ તેમ બની શક્યું નહિ. કેન્ટી અને હ્યુગોએ ઝટપટ બંધ તોડી નાખી તેને છુટો કર્યો અને કશી પણ વાત કરવાની કે એકબીજા વચ્ચે ખુલાસો કરવા જેટલી પણ તક લીધા વગરજ તેઓ તેને જંગલમાં લઇને નાઠા.

---

## પ્રકરણ ૨૨ મું.

## દગાનો ભોગ.

એકવાર ફરીથી બાપડો શાહજાદો, ભામટાઓએ આપેલી ઉપમા પ્રમાણે "રાજા ફુ ફુ ધિ ફર્સ્ટ" બદમાસો અને લુટારાઓના હાથમાં સપડાયો. તેમની જોડે આખું મંડળ હતું. તેમાંના કેટલાકો જ્યારે તે બાપડાના ચાલા ચેષ્ટા પાડી તેને પજવતા હતા ત્યારે કેટલાકો તેના નસીબ અને ઉમદા ખવાસની સ્તુતિ

તો એકવાર રાજાએ પણ માથે ચઢાવવા જોઇયે છે; પણ સબુર એ અવાજ શેનો સંભળાય છે?"

આ વાતચીત ચાલતી હતી તે વેળા શાહજાદો બાપડો પાસેના ઓરડામાં ભય અને છુટકારાની આશા વચ્ચે ધ્રુજતો આમતેમ તરફડીયાં મારતો હતો અને હેન્ડનને સંભળાય એવા હેતુથી, ગળામાંથી જેટલાં બળથી કઢાય એટલાં બળથી ગણગણતો શબ્દ કાઢયે જતો હતો, પણ કમનસીબે તે હેન્ડનને કાને પડતો નહિં પણ છેલ્લાં જ્યારે તેણે તે ગણગણાટ સાંભળીને તે શેનો અવાજ છે એમ સાધુને સવાલ કીધો ત્યારે તેને લાગ્યું કે મારો ગણગણાટ કાંઇક તેના કાને પહચ્યો છે.

સાધુબાવા ગભરાયા, અને હેન્ડનને ઉડાવાની મતલબથી બોલ્યા—"અવાજ, નહિરે ભાઇ, અવાજ શાનો; ખાલી પવનનો સપાટોજ, બીજું કાંઇ નહિ."

"કદાચ હોય પણ, પણ સબુર વળી પાછો તે મારે કાને પડયો. નહિ નહિ બાવાજી એ પવન નથી, એ કાંઇક અવાજ છે, ચાલો ચાલો અંદર ચાલો, આપણે તપાસીએ," હેન્ડને સાધુનો હાથ પકડી તેને અંદર ઘસડવા માંડયો.

હવેજ શાહજાદાની ખુશાલીનો પાર ન રહ્યો, તેણે જોયું કે હવે મારો છૂટકારો થવાનો સમય પાસે આવ્યો છે. છૂટવાની આશામાં ને આશામાં તેણે જે અવાજ કાઢવા ચાલુ રાખ્યા હતાં તેથી તેનાં ફેફસાં પણ થાકી ગયાં હતાં, છતાં તેણે એકવાર ફરીથી આશા ભરેલે ચહેરે ખૂબ જોરમાં ગણગણાટ કીધો પણ સીવી લીધેલાં જડબાં અને વળી ઉપર પડેલાં મેઢાંનાં ચામડાથી તેનો પ્રયત્ન સફળ થયો નહિ. સાધુબાવા, હેન્ડનને ગમે તેમ ઠગીને ઝુપડાંમાંથી બહાર લઇ જવાનો પ્રયત્ન કરતા હતા, એટલે ઠગાઇથી તેની નજર ઝુપડામાંથી કાઢવાને તે બોલ્યો,

"અહા! મને પણ હવે કાંઇ અવાજ સંભળાય છે, પણ સાંભળ સાંભળ, તે પેલી સામેની ઝાડીમાંથી આવતો લાગે છે, ચાલ મારી સાથે, હું તને તે જગા બતાવું," એમ જણાવી તે હેન્ડનને ઝુપડામાંથી બહાર લઇ ગયો, જે જાણીને શાહજાદો પાછો નિરાશ થઇ ધ્રુજવા પડયો.

થોડીકવારે બંને પાછા આવ્યા, અને તેમના પગલાંનો અવાજ સાંભળ્યો ત્યારેજ તેને લગારેક ધીરજ આવી. અને આ વેળા તો તેને ખડીઓના ખખડાટના સરખો અવાજ સંભળાયો. તે પછી હેન્ડન સાધુને કહેવા લાગ્યો—

"એ સાધુડા, હું અહીં ઝાઝો વખત થોભી શકીશ નહિ, મને લાગે છે કે તે બાપડો આ ગીચ જંગલમાં કેથે ભુલો પડયો હશે; પણ મને બતાવો તો ખરા, સાધુબાવા કે તે અહીંથી ગયો તે કયી દિશા તરફ ગયો ચાલો જલદી જલદી કરો."

"અ—દ—દ—દ—રે—એમ—હં—તે—કે—હા—એમ ટપટપ કરી સાધુ હેન્ડનને બહાર લઇ આવ્યો. હેન્ડનને આ વેળા તેના ઉપર કાંઇક વિશ્વાસ બેસી ગયલો જણાયો, અને તે તેનાં વખાણ કરવા લાગ્યો, અને પોતે સ્વારીને માટે એક ગધેડો અને એક ખચ્ચર સાથે લાવ્યો હતો તેમાંનું એક તેને ગમે તે પોતાની સ્વારીને માટે લેવાને તેણે સાધુને આગ્રહ કીધો.

સાધુબાવા સાધુપણું બતાવવાને ખાતર, ગધેડા કે ખચ્ચર ઉપર સ્વાર થાય નહિ. "નહિ ભાઇ તારા ખચર ઉપર તુંજ બેસ, અને ગધેડાને પાછળ ચલાવ, મારે એમાંનું કશું જોઇતું નથી, હું તો પગે ચાલતો તારી સાથે આવીશ."

આ પ્રમાણે "કેડે છોકરૂં અને ગામમાં શોધ્યું," તેમ શાહજાદો બાપડો જકડાઇને નજીકમાં પડેલો હતો તેને સાં અફસોસ કરતો મુકીને લુચો સાધુડો હેન્ડનને બાહાર જંગલ તરફ તેને શોધવા લઇ ચાલ્યો. શાહજાદો છૂટકારાની સાથે આશા છોડી બેઠો, અને જે ઉમંગ હેન્ડનના આવ્યાથી તેને થયો હતો તે નીરાશામાં બદલાઇ ગયો; અને ચોધાર આંસુએ પાછો રડતો પડયો. ઘણાજ ગુસ્સામાં તે ગુસ્સામાં તેણે એટલાં તો તરફડીયાં માર્યાં કે તેની ઉઠલપાઠલમાં તેનાં ડીલ ઉપરતું મોંઢાનું ચામડું નિકળી ગયું. બીજેજ પળે ઝુપડાંનો દરવાજો ઉઘડયો. તે જ્યાં પડેલો હતો તેની પડોસમાંજ અથવા કહો કે તેનાં ગલાંની આગળજ તેજસ્વી છરી પડેલી હતી. તે હજી શાહજાદો ટગર ટગર જોઇ રહી પોતાનાં નજીક આવેલાં મોતનો વિચાર કરતો હતો તેટલામાં જોન કેન્ટી અને હ્યુગો તો તેની સામા આવી ઉભા રહ્યા.

જો પોતાથી બોલી શકાતું હોત તો પોતાના આ દુશ્મનો સરખા બદમાસોને પણ એકવાર આવકારજ આપત, પણ તેમ બની શક્યું નહિ. કેન્ટી અને હ્યુગોએ ઝટપટ બંધ તોડી નાખી તેને છુટો કર્યો અને કશી પણ વાત કરવાની કે એકબીજા વચ્ચે ખુલાસો કરવા જેટલી પણ તક લીધા વગરજ તેઓ તેને જંગલમાં લઇને નાઠા.

---

## પ્રકરણ ૨૨ મું.

## દગાનો ભોગ.

એકવાર ફરીથી બાપડો શાહજાદો, ભામટાઓએ આપેલી ઉપમા પ્રમાણે "રાજા ફુ ફુ ધિ ફર્સ્ટ" બદમાસો અને લુટારાઓના હાથમાં સપડાયો. તેમ જોડે આખું મંડળ હતું. તેમાંના કેટલાકો જ્યારે તે બાપડાના ચાલા ચેષ્ટા તેને પજવતા હતા ત્યારે કેટલાકો તેના નસીબ અને ઊમદા ખવાસની

તે માનવા લાગ્યો. ધીમે ધીમે ત્યાંથી ખુશાલી ભરેલે ચહેરે તે ચાલવા લાગ્યો; અને છાવણીમાં જઇ પોતાના વડાને શું રીપોર્ટ આપવો તેનાં પાટિયાં રસ્તે ચાલતાં તેણે ગોઠવી રાખ્યાં.

શાહજાદાએ તે સ્ત્રીના હાથમાંથી છૂટવાનાં ગમે તેટલાં ફાંફાં માર્યાં પણ તેનું કશું વળ્યું નહિ. ગુસ્સામાં ને ગુસ્સામાં તે તે સ્ત્રીને આંચકા મારી બોલતો કે,—

"બેવકુફ ઓરત! છોડ, મને છોડ! આ તારો નિર્જીવ સામાન મેં ચોર્યો નથી, તે તો કોઇ બીજોજ હતો, તેં જોયા વગર મને કાં પકડી રાખ્યો છે?"

લોકોનું ટોળું તો બાપડા શાહજાદાની આસપાસ ફરી વળ્યું. તેઓ જે ગમે તેમ મશ્કરા ચચ્ચાથી વધાવવા લાગ્યું. એક લઠપઠ સરખો લુહાર તેની નજદીકમાં આવ્યો, અને 'બચ્ચાંજી, તને સારો પાઠ શીખાવું છું' એમ બોલી લોખંડનો એક મોટો સળિઓ તેના માથા ઉપર ઉગામ્યો, પણ તેટલામાં તો લોકોનાં મોટાં ટોળાંમાંથી ખૂબ જોર સાથે દોડીને આવેલા એક માણસે તરવાર કાઢી ત્યાં ફેરવવા માંડી, જેનો ફટકો પેલા લુહારના હાથ ઉપર પડતાંજ તેણે પોતાના હાથમાંનો સળિયો નાંખી દીધો. આ ઓચિંતો બનાવ જોતાંજ લોકો જે શાહજાદા ઉપર તુટી પડયાં હતાં તે ઝટપટ નાસી ગયાં. તેમ તેમ તે નવા આવેલા માણસે તરવાર આમતેમ ફેરવી સર્વને કહ્યું કે, "રે બેવકુફના ગમારો! આ છોકરાએ જો કાંઇ ગુન્હા કર્યો હશે તો કાયદો પોતાનું કામ કરશે, એનો ન્યાય કરવાનું કામ તમારૂં નથી; માટે એ બાઇ! તું પણ એને છોડી દે."

લુહાર તો બાપડો આ નવા આવેલા માણસને ટગર ટગર જોઇજ રહ્યો અને પોતાના હાથ ઉપર પડેલા ફટકાનો જે ચમચમાટ થતો હતો તે પર હાથ ફેરવવા મંડી પડયો. પેલી બાઇએ પણ શાહજાદાને છોડી દીધો, અને લોકો જે મારો, ઠોકો, ધક્કેલો, વગેરેના ગાંડાઘેલા પોકાર કરતા હતા તે આ આશ્ચર્યકારક મામલો જોઇને ચૂપ અને દંગ થઇ ગયા.

પોતાનો આ છુટકો કરનારના હાથમાં રાજા જઇ ઉભો રહ્યો; અને મોઢાં ઉપર સ્ફુરી નિકળેલા રતાશ અને ચકળવિકળ આંખોથી તેના તરફ જોઇ, બોલ્યો—

"પ્યારા સર માઇલ્સ હેન્ડન, તું જો કે લગાર મોડો પડયો છે, પણ બહુ વખતસર આવી લાગ્યો છે; આ કંગાળ લોકોને તું હવથી મારે ખાતર મારી કાઢ."

## પ્રકરણ ૨૬ મું.

### શાહજાદો એક કેદી તરીકે.

હેન્ડનને હસવું આવ્યું, પણ તેને અટકાવી તે, રાજાના કાન ઉપર પડી બોલ્યો—"મારા શાહજાદા, જે બોલે તે સંભાળીને ધીમે ધીમે બોલ, નહિ તો કાંઇ આડું અવળું વેતરાવાથી નિવની સાડા તેર થઇ જશે. તું મારા ઉપર વિશ્વાસ રાખ, સઘળાં સારાં વાનાં થશે," તે પછી તે પોતાના મન સાથેજ શાહજાદાની સ્મરણ શક્તિની સ્તુતિ કરવા લાગ્યો; અહા ! એણે મને "સર નાઇટનો" ખેતાબ આપ્યો હતો તે તો હું ભુલીજ ગયો. મારો ખેતાબ ગમે તેવો ખાલી અને મૂર્ખાઇ ભરેલો છે ખરો, પણ બેશક તે ઘણીક રીતે મને ઘટતો લાગે છે; કારણ કે કલ્પિત શાહજાદાના સ્વપ્ન અને છાયાના રાજદંડ ધરાવનારા નાઇટ તરીકે રહેવું બહુ રૂડું છે. અને તે કરતાં તેના ખરા રાજ્યમાં અર્લની પદ્ની ધરાવવી નામુનાસેબ છે.

હેન્ડન અને શાહજાદો આ પ્રમાણે પરસ્પર વાતચીત કરતા હતા તેટલામાં "જગા કરો, પોલીસ કાન્સ્ટેબલની જગા કરો" એવો પોકાર ત્યાં ભેગા થયલા લોકોમાં થઇ રહ્યો. ટોલાંમાંથી ડપકડ ડપકડ કરતો એક પોલીસ કાન્સટેબલ ત્યાં આવી ઉભો રહ્યો અને તે રાજાનાં ખભા ઉપર હાથ મુકી તેને પકડવા જતો હતો તેને તેમ કરતો અટકાવી હેન્ડને કહ્યું કે, "ભલા મિત્ર સબૂર! તારો હાથ પાછો ખેંચ, એ તારી સાથે તુ જ્યાં લઇ જશે ત્યાં કશી પણ આનાકાની વગર આવશે, હું તે માટે જોખમદાર છું; લઇ ચાલ અમે તારી પૂઠે આવીએ છીયે."

પોલીસ કાનસ્ટેબલની જોડે સઘળું ઝુંડ ચાલ્યું. પેલી સ્ત્રી, તેનું બોચકું, તેની જોડે હેન્ડન, શાહાજાદો એ સર્વનું સરઘસ ચાલ્યું; તેની પાછળ લોકોનું મોટું ટોલું પણ હાજરજ હતું. શાહજાદો તો આ ન ધારેલાં વિઘ્નથી ખૂબ ઉશકેરાઇને ગુમરાન કરવા જતો હતો પણ હેન્ડને તેને સમજાવી શાંત પાડયો અને નરમ શબ્દમાં તેના કાનમાં કહ્યું કે,—

"શાહજાદા સાહેબ, તમે પોતેજ તમારા પોતાના કાયદા ઉપર વિચાર કરોની, ? અને પછી મને કહો કે, તમે આગેવાન થઇને તે કાયદાનું ઉલ્લંઘન કરો અને બીજાઓ પાસે તે પળાવો તે તમને સારૂં લાગે છે કે ? જો વિચાર કરશો તો તમને લાગશે કે હાલના બનાવમાં એવા એક કાયદાનું ઉલ્લંઘન થયું છે. રાજા જ્યારે પોતાની ગાદી ઉપર પાછો આવશે ત્યારે તેને વિચાર કરવાનું કારણ મળશે કે, પોતે પણ જ્યારે એક ખાનગી આસામીના વર્ગમાં હતો ત્યારે તે રાજાના કાયદાને નમ્યો હતો."

"બેશક! તારૂં બોલવું વાજબી છે, સર માઇલ્સ! વધુ બોલ ના, હું બિલકુલ સમજી ગયો; હવે તું પણ જોશે કે, ઈંગ્લંડની ગાદી ઉપર બીરાજેલો કોઇ પણ રાજા પોતાની પ્રજા ઉપર જે કાયદાનો અમલ ચલાવે છે તેજ કાયદાનો અમલ તે રાજા પોતે પણ એક પ્રજાની સ્થિતિમાં હોય ત્યારે પોતાના ઉપર ચલાવવાને તત્પરજ રહેવો જોઇયે."

આ વાતચીત થયા પછી, સઘળાઓને કોર્ટમાં ઉભા કરવામાં આવ્યા. ફરિયાદી સ્ત્રીને જુબાની માટે ઉભી કરતાં તેણે પ્રતિજ્ઞા ઉપર જણાવ્યું કે, સામે ઉભેલો નાનો બંધવાજ મારી મતા ચોરનાર છે. એથી વિરૂધ્ધની હકીકત રજુ કરનાર ત્યાં કોઇ હાજર નહતું એટલે શાહજાદા ઉપર ચોરીનો અપરાધ પુરવાર થયો. બોચકાંમાં શું હતું તે કોર્ટ હજુર ખોલી જોવામાં આવ્યું, તો તેમાંથી નાહનું સરખું ડુકરનું બચ્ચું, કપડામાં લપેટેલું નિકળી આવ્યું. ન્યાયાધીસ તો આ સઘળું જોઇને આશ્ચર્ય ચકિત થઇ ગયો; પણ હેન્ડનનો ચહેરો ફીકાસ મારી ગયો. અને વિજળીના ચમકારાની પેઠે તેના આંગમાં સલવલાટ થઇ રહ્યો. પણ શાહજાદો તો પોતાના નિર્દોષપણાને લીધે તદન નિસ્પૃહતાથી ઉભો હતો, ન્યાયાધીસ વિચારમાં પડયો, અને તે પછી ફરિયાદી સ્ત્રીને કેટલાક સવાલો પુછવા માંડયા—

"આ તારી મતાની કિમત શી છે બાઇ?

ફરિયાદી સ્ત્રીએ નમન કરીને જવાબ આપ્યો, "એની કીમત ૩ શીલીંગ અને ૮ પેન્સની છે, નામવર હું એમાં એક પેની સરખી કમી કરવા માંગતી નથી, કારણ એ કિમત મેં પ્રમાણિકપણે જણાવી છે."

ન્યાયાધીસ, કોર્ટમાં ભેગાં થયલાં ટોળા તરફ ટગર ટગર જોઇ રહ્યો અને તે પછી કાન્સ્ટેબલને પોતાની પાસે બોલાવી તેને હુકમ કીધો કે, કોર્ટમાંથી લોકોને બાહાર કાઢી, કોર્ટના દરવાજા બંધ કર.

પોલીસે, ન્યાયાધીસનો હુકમ તુરત અમલમાં મુકયો. કોર્ટમાં માત્ર બે અમલદારો, આરોપી, ફરિયાદી અને માઇલ્સ હેન્ડન સિવાય બીજું કોઇ ન હતું. હેન્ડનનો ચહેરો બહુ ફીકાસ મારી ગયો હતો અને તેને બહુ ચિંતા થતી હતી. તેનાં કપાળ ઉપર ઠંડા પરસેવાનાં ટીપાં આવ્યાં;

છે, એના ચેહેરા ઉપર નઠારા લક્ષણનું સહેજ પણ ચિન્હ નથી, પણ ભુખ કશું જોતી નથી. માટેજ આ ભલી બાઇ! હું તુને સમજાવવા માંગું છું તે એ કે જ્યારે એક માણસ ૧૩॥ પેની કરતાં વધુ કિમતનો માલ ચોરે છે તો તેને ફાંસીની સજા કરવામાં આવે છે."

બાપડો શાહજાદો ન્યાયાધીસે સમજાવેલા કાયદાનો અર્થ સાંભળીને સ્તબ્ધજ થઇ ગયો. તે અજાયબીથી ડોળા ફાડીને જોવા લાગ્યો, અને કાંઇક બોલવા જતો હતો પણ તેણે આ પ્રસંગે ચુપકીદી પકડવાનું યોગ્ય ધાર્યું. પણ પેલી ફરિયાદી સ્ત્રી તો છલાંગ મારીને ભયભીત ચહેરે બોલી ઉઠી કે—

"અહો! મારાં તસીબ! મેં આ શું વેતરી નાખ્યું; પ્રભૂ કૃપા કરો! દુનિયાને ખાતર પણ હું આ બાપડા ગરીબ છોકરાને ફાંસીની સજા થવા દેઇશ નહિ; ઓહો! પરમેશ્વર, આવી હત્યા મારે હાથે થવા દેઇશ નહિ, પણ હવે હું કરૂં શું?"

ન્યાયાધીસ પોતાનો દમામ રાખી બોલ્યો—"બેશક તારાં ડુકરની કિમત ફરીથી આંકી શકાશે, કારણ કે તેની નોંધ લેવાઇ નથી."

"ત્યારે તો ઇશ્વરનાં નામથી, મારાં ડુકરની કિમત માત્ર આઠજ પેન્સ ગણો, સાહેબ, બસ;" ફરિયાદી બાઇ બોલી ઉઠી.

માઇલ્સ હેન્ડનનાં મોહ ઉપરથી ખુશાલી તો ઉડીજ ગઇ હતી અને તે આ ખટપટનાં આખર પરિણામની ચિંતાથી રાહ જોતો ઉભો હતો. તે પોતાની તરવાલ તથા હથિયાર શાહજાદાના પગ આગળ ફેંકી દઇને બહુ ચિંતાતુર ઉભો હતો. ફરિયાદી સ્ત્રી તો સર્વને સલામ કરીને કોર્ટમાંથી ઉતાવળે પગે પોતાનું ડુકર લેઇને ચાલવા માંડી. કાન્સ્ટેબલ તેણીની પુઠે લાગ્યો. ન્યાયાધીસે, ન્યાયની નોંધ લખવા માંડી. ફરિયાદી સ્ત્રીની પૂઠે કાન્સ્ટેબલ શા કારણે ગયો તે જાણવાની હેન્ડનને જિજ્ઞાશા થઇ એટલે તે ધીમેસથી બારી આગળ ગયો અને બંને વચે થતી વાતચીત સાંભળી.

કાન્સ્ટેબલે, બાઇને પકડી, "એ બાઇ, બાઇ! આ બચું મને આપ, હું તને એની કિમતની આઠ પેન્સ આપીશ, લે આ આઠ પેન્સ ને બચું મને આપ."

"આઠ પેન્સ, બસ, નહિ નહિ, છેક એટલી નિર્જીવ કીમતે એ નહિ આપું;" બાઇ બોલી, "એની મને ૩ શીલીંગ ને ૮ પેન્સ પડી છે. તારી આઠ પેન્સના તો એને માટે ખવાડવાના દાણા જોઇયે છે."

"પણ બાઇ! તેં પોતે એની કિમત આઠ પેન્સની ઠરાવી છે; નહિ તો ચાલ, ન્યાયાધીસ પાસે હું તને લઇ જાઉં, અને પછી પેલા છોકરાને પણ ફાંસીએ ચઢાવવામાં આવશે," કાન્સટેબલે ખાલી દમ દીધો.

"લે ભાઇ, લે! હવે વધારે બકબક ના કર; લાવ આઠ પેન્સ તો આઠ પેન્સ લાવ" ફરિયાદી બાઇએ ડરી જઇને ઉતર આપ્યું.

પોતાનાં ત્રણ શીલીંગ આઠ પેન્સનાં ખર્ચાંની માત્ર આઠ પેન્સ ઉપજી તે માટે તે આપડી રડતી કકળતી ચાલી ગઇ. હેન્ડન પણ આ સઘળુ સાંભળી લઇ બારી પાસથી કોર્ટ આસન પાસે ગયો, તેમજ કાનસ્ટેબલ પોતાનું ઇનામ છુપાવતો છુપાવતો કોર્ટમાં દાખલ થયો. ન્યાયાધીસે પોતાનો ચુકાદો લખી કાઢયો અને શાહજાદાને લગાર શાણપતનો બોધ આપ્યો; તે પછી તેને કોમન જેલમાં થોડોક વખત પરેહજ રાખવાની અને તે પછી જાહેરમાં થોડાક ફટકા બાંધી મારવાની સજા કરી. ભયભીત થયલો શાહજાદો બુમ પાડી ન્યાયાધીસને ગર્દન મારવાનો હુકમ કરવા જતો હતો, પણ તેટલામાં હેન્ડન તરફથી ઇસારત થતાં, મુંગો ઉભો રહ્યો. હેન્ડન તેને હાથ પકડી લઇ ચાલ્યો. ન્યાયાધીસને નમન કીધું અને બંને જણ કાનસ્ટેબલની સાથે તુરંગ ભણી ચાલ્યા. કોર્ટમાંથી નિકળીને શેહેરમાં આવ્યા નહિ તેટલાંમાં જુસ્સાથી બળી મરતા શાહજાદાએ હેન્ડનના હાથમાંથી પોતાનો હાથ ખેંચી લી[illegible] ને [illegible]

"બેવકુફ! શું તું એમ ધારે છે કે, હું [illegible] લોક સવાલ [illegible]રે તો ઇન્વો[illegible] દાખલ થઇશ ખરો?"

[illegible]ઇ? [illegible], સાહેબ,"

હેન્ડન તેની આગળ ગુંઠણે પડયો અ[illegible] [illegible]ઇસ હેન્ડન [illegible]આપ્યો, "એની [illegible]

"તું મારા ઉપર વિશ્વાસ નહિ મુકશે [illegible] એક પેની સર[illegible] [illegible]ટપટનાં આ[illegible] બોલી બકીને આપણા બગડેલા કેસને વધારે [illegible] [illegible]ણિકપણે જણાવી [illegible]તરવાલ તથા હશે તે બનશે; માટે તુ ઉતાવળ નહિ કર; [illegible] ઉભો હતો. [illegible]ટગર ટગ[illegible] પોતા જે બનવાનું હતુ તે બની ગયું છે અને હવે ખુશી [illegible]ના કે નારા[illegible] થવાનો વખત નથી. (૧૧)

---

## પ્રકરણ ૨૪ મું.

### છૂટકો.

શિયાળાનો ટુકો દિવસ પુરો થઇ સૂર્ય નારાયણ ક્ષિતિજમાં છુપાવવાની દોહાદોડી કરી રહ્યા હતા. કામધંધાનો વખત પુરો થવા આવ્યાથી મહોલ્લાઓમાં લોકોની દોડધામ અને આવજા નરમ પડી ગઇ હતી. રસ્તાઓમાં લોકોની ઝાઝી વસ્તી દેખાતી ન હતી. જરૂરનાં કામવાળા અને કેટલાક લુચ્ચા ખુશાલો શીવાય બીજા કોઇની જા આવ

---

(૧૧) પુસ્તકને છેડે નાં૦ ૧૧ વાળી નોટ જુઓ.

નજરે પડતી નહતી. અંધારાની અગવડોમાંથી પસાર થઇ જવાને અને રાત પડતાં નિકળતી કકડતી થંડીમાંથી બચવાને, જેઓ રસ્તામાં દોડધામ કરતા હતા તેઓની ચાલમાં ફેર જણાતો હતો; સર્વ કોઇ જાણે પોતાનું કામકાજ જેમ બને તેમ જલદીથી આટોપી દેઇને પોતપોતાનાં ઘરોમાં દાખલ થઇ જવાની ઉતાવળ કરતા હતા. ડાબી કે જમણી બાજુએ શું છે અને શું નહિ તે જોવાનીએ દરકાર તેઓ તરફથી કરવામાં આવતી ન હતી. મહોલ્લામાંથી પસાર થતાં શાહજાદાના તુરંગમાં જતાં સરઘસ ઉપર પણ તેમનું ધ્યાન ખેંચાતું ન હોતું, અથવા કોઇનું ધ્યાન ખેંચાતું તો વધારે પુછપરછની કે જાણવાની દરકાર રાખ્યા વગર તેઓ રસ્તેથી પસાર થઈ જતા હતા. શાહજાદો આવા દેખાવથી બહુ આશ્ચર્ય પામ્યો. ઇંગ્લંડની ગાદીના સ્વામીને તુરંગમાં લઇ જવામાં આવે તે બનાવ તરફ પણ શું પ્રજાની અજાયબી નહિ ખેંચાય એમ વિચારીને શાહજાદો મનમાં ખિન્ન થયો; અને તેમ થવાનું ખરૂં કારણ સમજી શકયો નહિ. ચાલતાં ચાલતાં કાનસ્ટેબલ એક ઉજડ સરખા મોટા ચોગાનમાં તેમને લઇ આવ્યો. તે ચોગાનમાંથી સૌ પસાર થવા લાગ્યા. ચોગાનની વચોવચ આવતાં હેન્ડને તેનાં ખભાં ઉપર હાથ નાંખ્યો અને ધીમા અવાજે તેને કહેવા લાગ્યો કે,

"એક પળ, મારૂં સાંભળી લે, મેહરબાન પોલીસ દાદા સાહેબ! અહીં બીજું કોઇ જણાતું નથી કે તે આપણી વાત સાંભળશે, અને હું કશું કહેવાએ માંગતો નથી."

"નહિ, નહિ, હું કશું સાંભળતો નથી, મને કાયદાની મનાઇ છે; માટે મને મારાં કામમાં હરકત કરીશ નહિ, એક તો રાત પડવા આવી છે." કાનસ્ટેબલે ઉતર આપ્યું.

"ફીકર નહિ, કાન્સટેબલ દાદા થોભો! તેમાં તમારોજ લાભ છે; મારૂં કહેવાનું એટલુંજ છે કે, તું એક ઘડીભર તારી પીઠ ફેરવીને જાણે કંઈ જોતો નહોય તેમ ઉભો રહે અને આ ગરીબ છોકરાને નાશી જવા દે," હેન્ડને માંગણી કીધી.

"હેં! હેં! લુચ્ચા, કમબખ્ત! એ શું બકેછ? સબૂર, હું તને હમણાંજ એનો સ્વાદ ચખાડું છું; ઉભો રહે." કાનસ્ટેબલે દમ ભરાવ્યો.

"એ ભલા માણસ, જરા ધીરો તો થશે," હેન્ડન, તેને સમજાવવાના રૂપમાં બોલ્યો; "ભલા માણસ એટલો બધો આકળો પડીને એવી બુમધાડ મારે છે? તું જાણતો નથી કે, પેલું ડુક્કરનું બચ્ચું તું આઠ પેન્સ આપીને પેલી બાઇ પાસે પડાવી લાવ્યો છે એ વાત જાહેરમાં આવી તો તારી ગરદન નહિ જશે કે?"

પોતાના પાપનો ઘડો આ પ્રમાણે ફુટી જવાની અણી ઉપર છે, એમ જ્યારે કાનસ્ટેબલ દાદાએ જાણ્યું ત્યારે તે આશ્ચર્યચકિત થયો અને કેટલોક વાર તો ચુપચુપજ ઉભો થઇ રહ્યો. પછી થોડોકવારે હિમત પકડીને હેન્ડનને દમ ભિડાવવો લાગ્યો, પણ તેના એવા સુકા દમથી હેન્ડન ગભરાઇ ગયો નહતો. તે તો શાંતપણેજ પોતાનું કામ કાઢી લેવાની યુકિત ગોઠવેવા લાગ્યો અને ધીરજથી બોલ્યો કે—

"મિત્ર! હું તને ચાહું છું અને તેથીજ તારા ઉપર કાંઇ આફત આવી પડે તે જોવાને રાજી નથી. જોની ભાઇ! તેં પેલી બાઇ સાથે જે વાત કરી છે તે સઘળી મેં સાંભળી છે, અને તે હું તારી સામા પુરવાર કરી શકીશ." એમ બોલી તે સ્ત્રી જોડે કાનસ્ટેબલને જે વાત થઇ હતી તે સઘળી તેણે કહી સંભળાવી અને પછી તેને ધીરજથી પુછવા લાગ્યો કે "બોલો લાલાજી, ન્યાયાધીસ હજુર આ વાત જણાય તો તમારા શું ફજેતા થશે?"

"પણ મેં તો મારી રમુજને ખાતર તે સ્ત્રીને દબરાવી હતી તેમાં શું? તું એટલો કાગનો વાઘ કરવા શેનો માંગે છે?" કાનસ્ટેબલે ઉતર આપ્યું.

"તો ઠીક, રમુજને ખાતરજ તેની પાસેથી તેનું બચ્ચું પણ પડાવી લીધું ખરૂં કે?" હેન્ડને તેના કાન ખોલ્યા.

"બેશક, બેશક! એ તો સઘળું રમુજને ખાતરજ મેં કર્યું હતું," કાનસ્ટેબલે જવાબ આપ્યો.

"ત્યારે ચાલ હું તારૂં કહેલું માન્ય રાખું છું; પણ તું અહીં થોડો વખત ઉભો રહે અને દોડતો જઇ હું તેજ ન્યાયાધીસને એ વાત પુછું કે તેના અનુભવ પ્રમાણે આ બીના રમુજમાં થયલી લાગે છે કે ખરેખરી થયલી લાગેછે અને પછી જોઇશું, શું થાયછે તે," હેન્ડને ટકોરમાંજ દમ ભિડાવ્યો.

કાનસ્ટેબલે જોયું કે આ કોઇ મારા માથાનો છે અને મારો પીછો છોડનાર નથી, એટલે થોડુંક બબડયો, કાંઇક ફફડયો, વળી અટકયો અને પછી બોલ્યો કે—

"ઠીક, ભાઇ ઠીક, લગાર થોભ, પછી તું ન્યાયાધીસને ત્યાં જજે. હું જાણું છું કે તેને મશ્કરીની ઘણી ચીડ છે. ઓહ! ઇશ્વર! હું સામો સંકટમાં ફસ્યો છું. ભાઇ, જો, હું બચરવાળ માણસ છું, બાપડાં બચાં અને સ્ત્રી ઘરમાં કળાપિટ કરશે; પણ હવે તું મારી પાસે શું કરાવા માંગે છે તે તો કહે," કાનસ્ટેબલ દાદા ઠેકાણે આવી ગયા.

"બીજું કાંઇજ નહી. ભલા માણસ તું લગાર મુંગો અને આંધળો થઇ જાને પીઠ ફેરવીને ઉભો રહે. એક માણસ એક લાખ આંકડા બોલી જાય તેટલોજ વખત; વધારે નહિ—જોની, એક, બે, ત્રણ, ચાર—" એમ હેન્ડને ધીમે ધીમે ગણી બતાવવા માંડયું.

"પણ એથી મારો નાશ થશે તેનું કેમ ?" નિરાશામાંજ કાનસ્ટેબલે જવાબ આપ્યો, "ભાઇ, તુ આજુબાજુનો કાંઇક તો વિચાર કર, અને જો કે મારી બાબત તદ્દન મશ્કરી જેવી છે. કદાચ એમ માન કે એ મશ્કરી નહિ, પણ ભુલ હોય તો તે માટે ન્યાયાધિસ તરફથી માત્ર સેહજ ઠપકો મળશે, એજ."

હેન્ડને ગંભિરાઇથી કાનસ્ટેબલને ઉતર આપ્યું—"અરે ભલા માણસ, તારી એ મશ્કરીને કાયદામાં એક અપરાધ ઠરાવ્યામાં આવેલો છે તે તું જાણે છે કે ?"

"નહિ; તે વળી શું ? કદાચ એમ કે મેં ડાહપણથી કામ લીધું નથી એમાં શું મોટી વાત ?" કાનસ્ટેબલે ધીરજ ધરી કહ્યું.

"જો ત્યારે સાંભળ, એ અપરાધને કાયદામાં લંબાણથી વર્ણવામાં આવેલો છે અને તેને માટે ફાંસીની સજા ઠરાવિવામાં આવેલી છે, સમજ્યા કે, કોનસ્ટેબલ દાદા ?" હેન્ડને ખૂબ તોરમાં કહ્યું.

"અરે શું ? હું ગુનહેગાર ?" કાનસ્ટેબલે અજાયબી બતાવી.

"હા ભાઇ હા," હેન્ડને સમજાવવા માંડયું; "૧૩।। પેનીને બદલે તેં ૮ પેની આપી એ કાયદાની નજરમાં એક જાતની ઠગાઇ, અને ફીતુરનો ગુન્હો ગણાય છે અને તેને માટે ફાંસીનીજ સજા ફરમાવ્યામાં આવેલી છે."

કાનસટેબલ તો થરરર થરરર ધ્રુજવો કાંપવા લાગ્યો, 'રે—એ—અરે—ઓ—એ—એ—તું—તું—શું કહે છે, વગેરે બોલતાં ગેં ગેં ફેં ફેં થઇ ગયો, અને પોતાને બચાવી લેવાને હેન્ડનને કાલાંવાલા કરવા લાગ્યો; "મારા ઉપર દયા કર, અને હું તારી માંગણી કબુલ કરી પીક ફેરવી ઉભો રહું છું."

"શાબાશ, દાદા સાહેબ, હવે તમને ડાહપણ આવ્યું ખરૂં," પોતાનું કામ થતું જોઇ હેન્ડને તેને શાબાશી આપી, "અને પણ પેલું ડુક્કરનું બચ્ચું પાછું આપી દેશે કે ?"

"હા ભાઇ હા ! ભિર જહાનમ, તે મને જોઇતું નથી." એમ બોલી તેણે પોતાની આંખો મીચી દીધી. તે બોલ્યો કે "જો મને પુછવામાં આવશે તો કહીશ કે એક શખસ મારી હાથમાંથી બંધવાને છોડાવી નાશી ગયો." કાનસ્ટેબલ ઠેકાણે આવ્યા.

"બસ, બસ, ભલા ભાઇ, હવે તને કશી ઈજા પોહોંચનાર નથી; ન્યાયાધિસને પોતાને આ છોકરા પ્રત્યે દયા છે અને તે નાહસી ગયો એમ જાણીને તે દિલગીર થવાનો નથી અને જેલરનાં હાડકાં ભાંગવાનો નથી, એની તારે ખાતરી રાખવી. તારો વાળ પણ હવે વાંકો થનાર નથી," હેન્ડને ધીરજ આપી.

આવી નહિ લાગ્યાથી તે દિલગીર અને ઉદાસ થઇ ગયો હતો," હેન્ડને પોતાની વાત પુરી કરતાં જણાવ્યું.

"આહા! હા! સર માઇકલ હેન્ડન, તે બગસાધુએ તને સારી રીતે ઠગ્યો છે;" એમ કહી શાહજાદાએ પોતાના ઉપર વિતેલી વિતક વાર્તા કહી સંભળાવી, અને તે જાણીને હેન્ડનનું લોહી ઉકળી આવ્યું; એવું કે જો તે સાધુ નજદીકમાં હોત તો હમણાં તે તેનો બોરકુટો કરી નાખત પોતાના મન સાથે તે પસ્તાવા લાગ્યો કે, આહા! તે ચંડાળને તેજ વેળાએ મેં જોહનમમાં મોકલ્યો હોત તો કેવું સારૂં ? કેવું મારૂં વેર વળત ? ચંડાળ બગસાધુએ બાપડા નિર્દોષને આટલી હદ સુધી સતાવ્યો છે એમ જો તેજ વેળા મારા જાણવામાં આવ્યું હોત તો, તેનું સાધુપણું તો ભુલાવીજ દેત ! અરેરે હેન્ડન, હવે તો ગઇ; ગઇ તીથિ બ્રાહ્મણ પણ નહિ વાંચે ! છટકયો અરે ! છટકયો મારા હાથમાંથી; એટ જરા શણસારો પણ મારે કાને આવ્યો હોત તો હું તેજ છરી તેનાજ ગળામાં ઘોંચી ઘાલત ને મારૂં હેન્ડનપણું બતાવી દેત; છોડત નહિ; કદાચ તે સીધે સ્વર્ગે પોહોંચી જાત અને તેની લાસ કુતરાં કોહળાંનો ભક્ષ થઇ પડત. ફકર નહિ, કયાં જાય છે ? આ હેન્ડન જીવતો છે તો કોઇપણ દિવસે તેની ખબર લીધા વગર રહેશે નહિ."

શાહજાદો આ સાંભળીને બહુજ ખુશી થયો, અને હેન્ડનને ધીરજ આપવા લાગ્યો કે, મારા નિમકહલાલ નોકર તું બ્હીશ નહિ, તારે એટલી બધી તસ્દી લેવાની અને એ બગસાધુનાં લોહીમાં હાથ ખરડવાની જરૂર નથી, તું મને મારી સ્થિતિએ પુનઃસ્થાપિત થવા દે અને પછી જો કે હું એની શી દશા કરૂં છું ? મારા પ્રતે એણે જે પશુપણું બતાવ્યું છે તેની યોગ્ય સજા હું એને કરાવીશ ત્યારેજ મને નિરાંત વળશે. માટે તું મને મારી સ્થિતિએ સ્થાપિત કરવાની ત્વરા કર, અને પછી જો કે હું તે કમબખ્ત નિર્દયના શું હાલ કરૂં છું તે ?"

પોતાની રેખડપટ્ટીના છેલ્લા દિવસે, એટલે આવતી કાલે હેન્ડન હોલમાં પહોંચવાની અણી ઉપર આવ્યા ત્યારે, હેન્ડનના ડીલમાં, બાળક પેરે ખુશાલી થવા લાગી. બાળકો જેમ આવતી કાલના હર્ષભરેલા દિવસને માટે, આગલા દિવસથી આનંદ અને મોજીલા થાય છે અને કાલે આમ કરીશું ને તેમ કરીશું એવી ને એવી ખુશાલીની લેહરમાં ને લેહરમાં ચમનદારી ઉડાવે છે તેજ પ્રમાણે આવતી કાલે, હેન્ડન હોલમાં દાખલ થવાની વકીથી, હેન્ડનનું હૈયું હર્ષથી ઉછળવા લાગ્યું. શાહજાદા જોડે જે વાત કરે તેમાં તે હેન્ડન હોલનેજ આગળ આણે. ઘણીખરી ગપસપ પણ તેણે પોતના હેન્ડન હોલનીજ ચલાવવા માંડી. ઘડીકમાં તે પોતાના

પિતાની વાતો ચલાવતો; ઘડીકમાં પોતાના ભાઈ આર્થરની ગપસપ વતો, તેમના ઉંચા ગુણો અને પરોપકાર બુદ્ધિનાં વખાણ ઉપર ાણ કરતો, ઘડીકમાં પોતાના ભાઇ હ્યુની વાતોના તડાકા ચલાવતો; વતી કાલે, થણીક મુદતે, હેન્ડન હોલમાં પગ મુકતાં સઘળાં કેવાં ચકિત જશે, કેવાં હેતથી ભેટવા આવશે, કેવાં તેઓ હર્ષ ઘેલાં થઇ મારી કીકત પુછશે; અને જીવતો જાગતો અને રાતો માતો જોઇને તેઓ રમેશ્વરનો કેવો ઉપકાર માનશે તેના તે આજથી હવાઇ કિલ્લા બાંધતો મને મનમાં ને મનમાં મલકાતો હતો.

ચાલતો જતો અને આજુબાજુની ટેકરીઓ ઉપર ઇંતેજારી સાથે નજર કરતો હતો કે મારૂં ગામડું અહીંથી નજરે પડે છે કે નહિ ? એમ જોતા જોતા બંને ચાલ્યા જતાં હતા. સંધ્યાકાળ થવા આવી. આથમતા સૂર્યનાં આનંદવર્ધક કિરણોથી દેખાવ બહુ રમણીય લાગતો હતો. આજુ બાજુનાં ઝાડપાનો, ઝાંખાં કિરણોથી જાણે ચકચકીત થઇ રહ્યાં હોય તેવાં જણાતાં હતાં; બાજુએથી જોતાં સમુદ્રનાં પાણી પણ જાણે રૂપેરી હોય તેમ ઉછળતાં હતાં. સઘળો દેખાવ મનહરણ કરનારો હતો. શાહજાદાનું મન તે રળિયામણા દેખાવમાં લપટાયું હતું; અને હેન્ડનનું મન તો પોતાનું ગામ ક્યારે દેખાય તેની ને તેનીજ આશામાં લીન થઇ ગયું હતું. જ્યારે શાહજાદો ઘડીકમાં દરીયાનાં ચકચકીત પાણી જોઈ ઇશ્વર લીલાની બલિહારી ગાતો હતો, ત્યારે પોતાના ગામ અને મુકામને જોવાની લગનીમાં લીન થયલા હેન્ડનને દૂરથી પોતાનું ગામ નજરે પડયું એટલે બીજો કશો વિચાર કર્યા વગરજ તે ઉલટ અને આનંદથી બોલી ઉઠયો—

"આહા ! પેલું, પેલું, મારૂં ગામ મારા શાહજાદા, જો જો, પેલું, પેલી ઝાડીઓમાંથી તું તારી નજર ફેંક, તો તને પેલા ઉંચા ઉંચા ટાવરો નજરે પડશે, અને તેની વચોવચથી તને પેલો મારો હેન્ડન હૉલ નજરે પડશે, અને તેની જોડેજ પેલો રહ્યો હેન્ડન હોલને લગતો, મારા પિતાનો માનીતો બગીચો. જો જો તે કેવો દમામદાર દેખાય છે. આપણે નજીક જઇશું ત્યારેજ તો તેનો ઠાઠ તારી જોવામાં બરાબર આવશે. એ હૉલમાં ૭૦ તો ઓરડાઓ છે, અને બત્રીસને સાત તો તેમાં ચાકર નફરો કૂદાકૂદ કરે છે. કેવું જંગી મકાન મારા શાહજાદા, બોલની, કાંઇક ખ્યાલ આવે છે કે ? હેં ! જો, જો, તે હોલનું છાપરૂં ને તેની ટોચ પેલી દેખાય છે. ચાલો, નામવર, જલદી પગ ઉઠાવો, આપણે જલદી પહોંચી જઇયે."

હેન્ડને કુદરતની બલિહારીનું વર્ણન કરતા શાહજાદાને પણ હેન્ડન હોલ નજીકમાં આવેલો બતાવી, તેનું મન ડોલાયમાન કર્યું. તે બાપડાને પણ કોઇ

સારાં મકાનમાં જઇ આશાએસ લેવાની ઇચ્છા હતી, અને તેથી જેમ બને તેમ જલદીથી ચાલવા માંડ્યું. હેન્ડન હોલ, તેના બગીચા વગેરેને માટે હેન્ડને, શાહજાદાને ઘણો સારો વિચાર ઉત્પન્ન કરવા માંડ્યો, પણ તે તેણે થંડા ડીલથી સાંભળ્યો; અને તેનું કારણ કુદરતીજ હતું. હેન્ડન હોલ કરતાં લાખ દરજે ચઢીયાતા હોલો અને ઇંદ્રભુવન સરખાં સણગારેલાં દીવાનખાનાઓ કે એ કુડી ને સાત તો શું; પણ હેન્ડનની સ્થિતિ અને દરજ્જાથી ચોગણો ચઢતો દરજ્જો અને મોભો ધરાવનારા હજારો ચાકર નફરોની સેવાઓમાં તે ઉછરેલો હતો, તો પછી હેન્ડન હોલની ગમે તેટલી સ્તુતિથી તેને આનંદ થાય તેમ હતુંજ નહિ.

બની શકે તેટલી ઝડપથી તેઓએ ચાલવા માંડ્યું; છતાં છેક ત્રણ વાગ્યા પછી તેઓ ગામને પાદરે જઇ પ્હોંચ્યા. રસ્તામાં તેમને મુસાફરો વગેરે મલવા લાગ્યા જેમને હેન્ડન સલામ આલેકુમ કરતો ચાલ્યો. "આ રહ્યું દેવલ! આહા! તેના રૂપરંગમાં કશો ફેરફાર થયો નથી; આહા! જેવું મેં તેને છેલ્લું જોયું હતું તેવું ને તેવુંજ આજે પણ દેખાય છે. પેલી સામે વીશી દેખાય છે. ઓલ્ડ રેડ લાયનવાળી–અને પેલી તરફ મારકીટ નજરે પડે છે. આ અહીં "મેપોલ" (મે મહીનામાં ડાન્સ વગેરે કરવા માટે ઉભું કરેલું રમત ગમતનું મથક) દેખાય છે. દસ વરસમાં માણસોમાં નૂતન નૂતન ફેરફાર થયો છે, કેટલાકોને હું ઓળખી શકું છું અને કેટલાકો તો ઓળખાતા પણ નથી, પણ જેમને હું ઓળખું છું તેઓ મને ઓળખતા જણાતા નથી. એ બતાવે છે કે, માણસોમાં ફેરફાર થાય છે પણ મકાનોમાં કશો ફેરફાર જોવામાં આવતો નથી." આવી ને આવી વાતચીત કરતા તેઓ ગામને નાકે આવ્યા નાકે આવ્યા પછી આ બંને મુસાફરો એક સાંકડી, વાંકી ચુકી ગલીમાં પેઠા. આ ગલી અરધો મૈલ લાંબી હતી. તે પસાર કીધા પછી તેઓ ભપકા ભરેલા એક દરવાજામાંથી ફુલ ફુલવાળા બગીચામાં દાખલ થયા; જેના મોટા મોટા પત્થરના સ્થંભો ઉપર હથિયારોની આકૃતિઓ કોતરવામાં આવી હતી. મકાન તો બહુ ભપકા ભરેલું હતુ તેમાં શક નહિ.

આ દરવાજામાં પેસતાં, માઇલ્સ હેન્ડને, શાહજાદાને નમન કરીને આવકાર દીધો; "ભલે પધાર્યા, મારા શાહજાદા આ હેન્ડન હોલમાં! આહ!, અંદર પેસતાંજ મારો પિતા, મારો ભાઇ તથા લેડી એડીથ મને જોઇને ખુશાલીથી દીવાનાંજ બની જશે; કદાચ મને આવકાર દેતાં, નામવર શાહ, તારા પ્રત્યે તેઓ થંડો આવકાર બતાવે તો તું મનમાં ઓછું લાવીશ નહિ; તે લોક જ્યારે જાણશે કે તું કોણ છે ત્યારે તારાં [illegible] લેશે. તેઓ જ્યારે જાણશે કે તું નામવર મારા રક્ષણ હેઠળ

કે અને તારે માટે હું કેટલો ઊંચો વિચાર રાખું છું ત્યારે તેઓ તું નામ-વર ઉપરથી શીઘ્ર શીઘ્ર થવામાં કશી ઓછપ રાખશે નહિ, અને હેન્ડન હોલ તારીજ સેવામાં મુકશે.

આમ તડાકો મારતો હેન્ડન હોલમાં દાખલ થવાના દરવાજા આગલ આવી લાગ્યો. શાહજાદાના હાથ સાથે પોતાનો હાથ મુકી તેઓ અંદર પેઠા. સહેજ ચાલતાંજ તેઓ એક વિશાળ દીવાનખાનામાં દાખલ થયા, ત્યાં કશીપણ ક્રિયા કીધા વગરજ હેન્ડને શાહજાદાને ઉતાવળમાં એક કોચ ઉપર બેસાડયો; અને પોતે બળતી સગડીના ધગધગારા આગલ મુકેલી એક ટેબલ ઉપર બેસીને ધ્યાનમાં ને ધ્યાનમાં લખતા એક માણુસ આગળ ઝડપથી ગયો.

"ભેટ મને, હ્યુ!" હેન્ડન તેને ઓળખીને ભેટી પડયો અને પુછવા લાગ્યો કે, "તું સારી પેઠે છે? આપણા પિતા શ્રી કયાં છે? તેનાં હાથનું ચુંબન કીધા વગર હું આગળ જનાર નથી; તેનો અવાજ હું કયારે સાંભળીશ?"

જે માણસને તેણે હ્યુ તરીકે માનીને આ પ્રમાણે ભેટો કર્યો તે તો ઘડીભર સ્તબ્ધ થઇ રહ્યો. કશું પણ બોલ્યા વગરજ તે તો હેન્ડન તરફ ટગર ટગર જોઇ રહ્યો, અને ગુસ્સાથી ભવાં ચઢાવ્યાં. ગુંચવાડા અને અજાયબી વચ્ચે લગાર નરમ પણ ગંભીર અવાજે તેણે હેન્ડનને જવાબ આપ્યો—

"ગરીબ અજાણ્યા પુરૂષ! તું કોણ છે? મને લાગેછે કે તારી ડાગળી કાંઇક ચસી ગઇ છે; બેશક મારી ખાતરી થાય છે કે તારા ઉપર ભુખમરો પડયો છે. અથવા દુનિયાદારીનાં ચક્રનો બહુ સખત આંટો તારા ઉપર ફરી બેઠો છે; તારો પોશાક અને ચહેરો એ મારાં અનુમાનને ટેકો આપે છે. તું મને કોણું માને છે?"

"તને કોણ માનું છું? તું જે છે તેજ તને ગણું છું; હું તને હ્યુ હેન્ડન ગણું છું," માઇલ્સ હેન્ડને પ્રેમથી ઓલખાણ આપી; અને તેને પાછો સવાલ કર્યો કે, ત્યારે શું તું મને ઓળખતો નથી કે? શું હું એમ એમ માનું કે તું તારા ભાઇ માઇલ્સ હેન્ડનને ઓલખતો નથી?"

હ્યુના ડાકાં ઉપર અજાયબીનો છાપ પડયો. માઇલ્સ હેન્ડનનું નામ સાંભળી તે પોતાનું આશ્ચર્ય બતાવતો બોલ્યો—

"શું? તું કાંઇ મશકરી તો નથી કરતો કે? શું મુએલાઓ જીવતા થાય પણ ખરા કે? જો તેમ હોય તો પછી પરમેશ્વરની લીલાનું વર્ણન કોણ કરે? અમારો ગરીબ, ગુમ થયલો ભાઇ, અફસોસ ભરેલી લાંબી મુદત પછી અમને પાછો આવી મળે! પણ એ સાચું લાગતું

નથી. કૃપા કરીને તું અમારી ઠઠા મશકરી કરીશ નહિ; પણ જોઈ, જોઈ, તારો ચહેરો તો બરાબર તપાસવા દે, જોઈ, આવ જરા અજવાળામાં."

હુએ, માઇલ્સને બગલમાંથી પકડયો અને બારી આગળ અજવાળામાં લઇ ગયો, પછી ધારી ધારીને માથાથી પગ સુધી જોયો. તેને આમ તેમ ફેરવી ફેરવીને જોયો, તેનું માથું તપાસ્યું, માથું તપાસી નાક જોયું, નાક ઉપરથી પાછો મોઢું જોવા લાગ્યો; મોઢું જોઇને પગ ઉપર નજર કરી; એમ દરેક રીતની સુક્ષ્મ તપાસ કરતો જોઇ; હેન્ડન હસી પડયો અને ડોકું ધુણાવી હસ્તે મોંડે ભાઇને કહેવા લાગ્યો કે, મારા માયાળુ ભાઇ જરા તપાસ, તપાસ મને ખૂબ બારીકીથી તપાસ, કોઇ ચીજ બાકી રાખતો નહિ. તું સંતોષ પામે ત્યાં સુધી મને તપાસ, મારી ઊંચાઇ પોહળાઇ પણ ફુટ મંગાવીને માપી લે; મારા કૃપાળુ ભાઈ! હું તને ખાતરી આપું છું કે હું તારો ભાઇ માઇલ્સ હેન્ડન છું; હુંજ, હુંજ, માઇલ્સ, તારો ગુમ થઇ ગયલો ભાઇ માઇલ્સ હુંજ છું. આહ! ધન્ય આજનો દિવસ; મને તારો હાથ આપ અને ચુંબન કરવા દે, આજે હું હરખથી કદાચ મરી જઇશ કે શું?"

આટલું બોલી તે પોતાના ભાઇના અંગ તરફ ભેટવા માટે ગયો, પણ તેમ ભેટવાની સુગ બતાવી હુએ પોતાના હાથ આડા કર્યા અને પછી બોલી ઉઠયો—

"આહ પરમેશ્વર! આ નાસીપાસીથી ઉપજેલું દુઃખ ખમવાની મને શકિત આપ."

માઇલ્સ ચોંકયો અને ક્ષણભર કશું બોલી શકયો નહી; પણ હીમત રાખી અંતે તેણે જીભ ખોલી—

"શાની નાસીપાસી? શું હું તારો ભાઇ નથી કે?"

હુએ ગમગીન ચહેરે માથું ધુણાવ્યું અને ઉતર આપ્યું—

પરમેશ્વરની પ્રાર્થના કરૂં છું કે મારો ભાઇ અહિં જીવતો હાજર થાય, કદાચ મારી આંખ ભુલ કરતી હોય તો બીજાઓ તેને પિછાંણે; પણ મને ભય છે કે, અમને જે પત્ર મલ્યો હતો તે ખરેખરો હતો.

"કયો પત્ર?" માઈલ્સે પ્રશ્ન કર્યો.

"એક પત્ર અમને આજે છથી સાત વરસ ઉપર દરિયા મારગે મલ્યો હતો તે પત્રની હું વાત કરૂં છું. તેમાં ખુલ્લું લખ્યું હતું કે, "મારો ભાઇ લડાઇમાં માર્યો ગયો છે." હુએ ખુલાસો કીધો.

"તે તદન ખોટી વાત છે–બોલાવ મારા પિતાને, તે મને ઝટ પીછાણશે" માઇલ્સે કાંઇક આશા ભરેલે ચહેરે કહ્યું.

"મુએલાને હું ક્યાંથી બોલાવી આણું?" હુએ નિશ્વાસ સાથે જવાબ આપ્યો, અને તે સાંભળતાંજ માઇલ્સનો ચેહેરો શોકાતુર થઇ ગયો. પોતાના દીલમાં જે આશાનું કિરણ સ્ફુરી આવ્યું હતું તે ઝાંખ મારી ગયું, એટલુંજ નહિ, પણ પોતાનો વહાલો પિતા મરણ પામ્યો છે એમ જાણ્યાથી તેને બમણો ખેદ થયો. પણ હજુ જાણે કાંઈક આશા હોય તેમ તે પુછવા લાગ્યો, "પણ મારો ભાઇ આર્થર, તે ક્યાં છે? તે તો મને જરૂરજ પીછાણશે."

"અફસોસ, તે બાપડાએ પણ ક્યારનો સ્વર્ગવાસ કીધો છે સાહેબ–" હુએ જાણે બાપડાને નિરાશ કરવાનુંજ धार्यું હોય તેમ ઉત્તર આપ્યું.

"ઓ પ્રભૂ! આ હું શું સાંભળું છું? શું બંને મરી ગયા? પિતા પાછળ ભાઇ પણ ચાલ્યો ગયો; જે સારો હતો તે ચાલ્યો ગયો અને મારા સરખો ભુંડો રહી ગયો; આહ! પરમેશ્વર! તું શા માટે આટલો ક્રૂર થયો હશે? દશ દશ વરસનાં વહાણાં વાયાં ત્યારે તેં મને મારાં માતપિતા, ભાઇભાંડુઓને મળવાનો આ સંજોગ આપ્યો તો તેમાં આ વિઘ્ન શું કરવા આણ્યું હશે?" આમ વિલાપ કરી તેણે લેડી એડીથ વિષે હુને સવાલ કર્યો કે, "શું તે પણ મરી ગઇ કે જીવે છે? તે તો કહે ભાઇ."

"નહિ, તે જીવે છે"–હુએ ઉત્તર આપ્યું.

"ત્યારે તો પરમેશ્વર તારો પાડ! એના સ્વર્ગવાસ સાંભળી મારો ગુમ થયલો આનંદ પાછો આવ્યો છે. ભાઇ ત્યારે તો તું ઉતાવળે તેને મારી પાસે આણ અને હું માનું છું કે તે તો જોતાંને વાર મને ઓળખી કાઢશે. મને જરા પણ શક નથી. બોલાવ, ભાઇ બોલાવ, આપણા બીજા જુના નોકરો હોય તેમને પણ બોલાવ, તેઓ તો મને પીછાણશે ખરા કેની?" માઇલ્સે, આશાભરેલાં અંતઃકરણથી માંગણી કરી.

"જુના નોકર ચાકરો તો સઘળા બાપડા ક્યારના પહોંચી ગયા છે, માત્ર પીટર, હાલ્સી, દેવીડ, બર્નાર્ડ અને માર્ગારેટ જીવે છે"–હુએ, માઇલ્સને વધુ નિરાશ કર્યો. પછી હુ અંદર ગયો અને માઇલ્સ થોડીક પળ એકલો પડયો. પળો તેને એકેક કલાક સમાન લાગી. થોડી ક્ષણમાં તો તેને અનેક વિચારો આવ્યા. તે પોતાના મન સાથે બોલ્યો કે, "પ્રમાણીક એક બે ને ૨૨ નોકરો બાપડા સ્વર્ગે સીધાવી ગયા અને પાંચ જે લફંગાઓ હતા તેજ બાકી રહ્યા છે. એ પણ કુદરતનો અદભૂત ખેલજ હોવો જોઇએ."

આ સઘળો વખત તે શાહજાદાને તો ભુલીજ ગયો હતો. તે ધીમે ધીમે તેની પાસે ગયો અને પોતાના કમનસીબની કહાણી કહેવા લાગ્યો. તે સાંભળી શાહજાદાએ તેને દિલાસો આપ્યો—

"પ્યારા મિત્ર! આ તારી નાનકડી પીડાનો કાંઈ બળાપો ના કર! મા કર! એ પ્રમાણે દુનિયામાં એવા તો ઘણાએ માણસો હશે, જેમની ઓળખમાં એવાં વિઘ્ન પડતાં હશે, અથવા તેમના હક્કોનો ઇનકાર કરવામાં આવતો હશે. તારી સારી સોબતનો વિચાર કરી તેનાથીજ સંતોષ માન, સર્વ સારૂં થશે."

આહા! મારા નામવર શાહ! તું લગાર ધીરો પડશે તો જોશે કે આ બાબતનું શું પરિણામ આવે છે. તારી હમણાંજ ખાત્રી થશે કે હું કોઇ ઠગારો નથી, હમણાં લેડી એડીથ આવશે તે મારા કહેવાની ખાત્રી આપશે. શું હું ઠગારો? નહિ, કદી પણ નહિ, આ હોલ મારા ધ્યાનમાં છે, આ સઘળાં ચિત્રો મારા વડવાઓનાં છે, અને આ સઘળી મારી આજુબાજુની ચીજો, હું જોઉં છું તે, મારી બાળવયથી મારા વપરાસમાં હતી. અહીંજ મારો જન્મ થયો છે, અહીંજ હું ઉછરી મોટો થયો છું, એ હું અક્ષરે અક્ષર સત્ય કહું છું. નામવર શાહ! તું ખાતરજમા રાખજે કે, એ વિષયમાં હું તને ઠગતો નથી; કદાચ બીજો કોઈ મારી વાત ઉપર શક લઈ જાય, પણ તું નામવર મારા કહેવા ઉપર જરાએ શક રાખીશ નહિ, એવી તારા પ્રત્યે મારી પ્રાર્થના છે," હેન્ડને શાહજાદાને આગ્રહ કીધો.

"હું તારી હકીકત ઉપર સેહજ પણ શક લાવતો નથી," શાહજાદાએ બાળકપેરે સાદાઇથી ઉત્તર આપ્યું.

"અને તે તારી કૃપા માટે હું તારો ઉપકાર માનું છું," હેન્ડન બોલ્યો.

"પણ ત્યારે તું મારા ઉપર શક લાવે છે ખરો કે?" શાહજાદાએ વળતો પ્રશ્ન કર્યો.

આ પ્રશ્નથી હેન્ડન ગુંચવાયો; તેનું અંતઃકરણ એ બાબતમાં નિખાલસ અને નિર્દોષ નહતું; કારણ તે શાહજાદાને, ખરેખરજ ઈંગ્લેંડના રાજાના દીકરા તરીકે માનતો નહતો; પણ તેનો આ ગુંચવાડો તુરત એક ન ધારેલા બનાવથી દૂર થઇ ગયો. બારણું ઉઘડ્યું અને હ્યુ અંદર આવ્યો. એક સૌંદર્ય સંપન્ન સ્ત્રી, ઉમદા પોશાક પહેરી હ્યુની જોડે અંદર આવી, જેની પાછળ વળી કેટલાક નોકરો પણ હતા. બાઈ મંદમંદ પગલે અને કંઇક ઉંડો વિચાર કરતી હોય તેમ આજુબાજુ જોવાને બદલે, ભોંય ઉપર નજર કરતી ચાલતી હતી. તેનો ચહેરો બેશક ઉદાસ હતો. તેને જોતાંજ હેન્ડન પ્રેમથી બુમ મારી ઉઠ્યો—

"ઓ, મારી એડીથ, મારી પ્યારી!"—

પણ હ્યુએ તેને બોલતો અટકાવવા, "ચૂપ, ચૂપ" એવો પોકાર કરી, તે બાઇને પ્રશ્ન કર્યો કે, "જુઓ, આ માણસને તમે ઓળખો છો?"

માઇલ્સનો સ્વર સાંભળતાંજ આ બાઇના મનમાં જાણે વિજળીનો આંચકો લાગે તેવો ઝટકો લાગ્યો. તેના ચહેરા ઉપર નરદમ રતાસ ફરી વળ્યો; પણ પછી કાંઇક વિચાર સુઝયાથી તે થરથરવા લાગી. પોતાનો કંપારો કોઇને નહિ જણાય તેવી રીતે તેણી મનને ઠેકાણે રાખીને ઉભી થઇ રહી; પછી પોતાનું નિચું નમાવેલું માથું ઉચું કર્યું. હેન્ડન તરફ જોયું. નિચેથી ઉપર અને ઉપરથી નિચે જોઇ લીધું, અને પછી બહુજ ગાંભીર્યથી અને ઉદાસિનતાથી તે બોલી, "નહિજી, આ માણસ મારા ઓળખાણમાં આવતો નથી." એટલુંજ બોલી તે ઓરડામાંથી પાછી ચાલી ગઇ.

માઇલ્સ હેન્ડન તો ચકિતજ થઇ ગયો. તેનું ચિત ભમી ગયું; તેની આશાનું કિરણ સમૂળું ઝાંખ મારી ગયું. તેને કાંઇક નવું જુનું થવાના ભણકારા વાગ્યા. શું આશા અને ઉલટથી તે હેન્ડન હોલમાં આવ્યો હતો, આવતાં આવતાં તેના માત પિતા કે ભાઇ ભાંડુઓ અથવા નોકરો તેને ઓળખીને કેવાં હર્ષઘેલાં થઇ જશે; તેઓ તેને કેવો આવકાર આપશે તેના તરંગોની લહરીમાં રમતો હતો. તે લહરો એકદમ ગમગીનીના મોજાઓમાં ફેરવાઇ ગઇ. ભાઇએ ભાઇની ઓળખનો ઇનકાર કર્યો. જેના તરફથી તે પોતાની ઓળખનો દાવો કરવાની હિમત કરતો હતો તેઓ તો મરી ગયા હતા; અને જે જીવતાં હતાં તેઓએ એક પછી એક તેને ઓળખવાનો ઇનકાર કરવા માંડયો. પોતાનું મોઢું હાથ વતી ઢાંકી તે પાછળ મુકેલી એક ખુરશીપર પડયો. ગુપચુપ વિચાર કરતો તે ત્યાં પડયો, અને વિચાર કરવા લાગ્યો કે, જેઓથી તે ઓળખાવાની આશા રાખતો હતો તેઓએ તો ઇનકાર કર્યો, હવે જે ચાકરો તેને ઓળખવાના રહ્યા છે તેઓ શું હા કહેશે? નહિજ, શેઠ ના કહે તો પછી ચાકર પણ તેવોજ વેપ ભજવશે. વળી જે ચાકરો હૈયાત છે એમ કહેવામાં આવે છે તે સઘળા લુચ્ચાના બાદશાહ છે તો તે કમબખ્તો શું મારી ઓળખ કરવાના હતા? પોતામાં અંતઃકરણ વિરૂદ્ધ તેઓ સાફ કહેવાના કે, અને અમે ઓળખતાજ નથી. કેટલીક વાર સુધી તો અનેક અંદેશા કરતો તે ખુરશીમાં આંખ ઢાંકીને પડયો રહ્યો, પણ પછી હિમત એકઠી કરી, જોઇયે તો સહી, એનું પરિણામ શું આવે છે? શું હેન્ડન હોલના આ માલેક માઇલ્સ હેન્ડન તરફ પરમેશ્વર કાંઇ કૃપાદ્રષ્ટિ કરશેજ નહિ? શું તે મને કાંઇ સહાય કરશેજ નહિ? શું તે મારો કાંઇ ન્યાય કરશેજ નહિ? શું મને તજાયલો અને હીણાયલો છોડીજ દેશે? નહિ, અચ્ચા માઇલ્સ હેન્ડન, નહિ, નિરાશ થવાનું કશું કારણ નથી; હમણાં તો એ લોકો જેટલી હદ સુધી ઓળખવાનો ફારસ

ભજવે ત્યાં સુધી ભજવવા દે; પછી શું થાય છે તે જોઇ લઇશું; પણ આમ બાયલા પેઠે આંખો ઢાંકીને શું હેન્ડન અહીં પડયો રહેશે ?"

હેન્ડન આવો વિચારમાં લીન હતો તે જોઇ હ્યુને લાગ્યું કે, એ રખેને કાંઇ તાલતલાવટ રમતો હોય. તેણે ધાર્યું કે, ન ધારેલી આ પીડા પગે વળગી છે તો એને અહીંથી જેમ બને તેમ જલદીથી હાંકી કાઢવામાંજ શોભા છે, નહિ તો કાંઇ નવું જુનું કરશે. એને હવે આમ આંખ ઢાંકીને વધુ વખત બેસવા દેવો જોઇતો નથી. ચાકરો પાસે પણ ઓળખાવાનો ફારસ ભજવી એને સમજાવીને કહું કે, બાપુ, તમે કાંઇ ભુલ્યા છો, માટે જરા કોઈ શાંત જગાએ જઇને શાંતપણે વિચાર કરીને કામ કરો, નહિ તો ખોલી હેરાનગતિમાં આવી પડશો. કદાચ નહિ સમજે તો લગાર લગાર તાલતલાવટથી, અને તેમ પણ નહિ સમજે તો પછી લગાર કઠણાઇથી કામ લઇને પણ એ ઝોડને અહીંથી કાઢવામાંજ શોભા છે, નહિ તો એ હેન્ડન હોલને આજે ગજાવી મૂકશે એમાં કશો શક નથી. કાં નહિ તેમાંથી આખિરના કાંકરા પણ થાય ? માટે ચાલ હવે ઉતાવળ કર. એમ વિચાર કરી તેણે પાંચે નોકરોને દમમાંજ હાંક મારી અને તેઓ ત્યાં ખડા થતાંજ તેણે તેમને હુકમ કીધો કે, "ખુરશી ઉપર બિરાજેલા આ અજાણ્યા ગ્રહસ્થને ધ્યાનથી જૂઓ અને મને કહો કે એ તમારા ઓળખાણમાં આવે છે અને આવતો હોય તો તે કોણ છે ?"

બધાઓ હેન્ડનને આમ તેમ જોવા લાગ્યા અને મુંગો ફારસ ભજવતા હોય તેમ પાંચે જણા એક બીજા સાથે ઇશારતથીજ વાતો કરવા લાગ્યા અને તેમાં જાણે તેઓ તેને ઓળખતાજ ન હોય એવો ભાવ બતાવ્યો. તેઓ પાણછેરા ધુણાવવા લાગ્યા અને તે જોઇને હ્યુએ, હેન્ડન તરફ ફરીને કહ્યું, "સાહેબ, આ નોકરો પણ તમને પીછાણતા નથી. હું ધારૂં છું કે તમે કાંઇ ભુલ કરી છે, ગોથું ખાધું છે. તમે વળી જોયું કે મારી ધણિયાણી પણ તમને પીછાણી શકતી નથી."

"મારી ધણિયાણી!" એવા બોલ હ્યુના મોઢાંમાંથી સાંભળતાંજ હેન્ડન તો વાઘની પેઠે બરાડ મારી ઉઠયો અને હ્યુને એક આંચકા સમેત દીવાલ સાથે ચાંપ્યો અને તેનાં ગળાંમાં લોખંડનો એક પંજો ઘોંચી ઘાલ્યો, અને પછી તે બરાડ મારી હ્યુને કહેવા લાગ્યો કે—

"કંગાળ ! ગુલામ ! હું હવે સઘળો ભેદ પામ્યો છું. જે જુઠા કાગળની તું વાત કરે છે તે તેં પોતેજ કૃત્રિમ લખેલો છે, અને તેનાં પરિણામમાં તેં મારી સ્ત્રી અને આ સઘળો વહીવટ તું તારાં પોતાનો કરી બેઠો છે. કંગાળ ! દુર થા ! નહિ તો તારા સરખી એક ચંડાળ ગુલામના લોહીમાં મારા આબરૂ ભરેલા વીરમર્દના હાથ ખરડાશે."

ગળાંમાં પેંચેલી ચાંપથી હ્યુનું ગળું રૂંધાઈ ગયું હતુ, અને તેના મોઢાં ઉપર રતાશ ચઢી આવ્યો હતો. તે હેન્ડનના હાથમાંથી છૂટો થઈ એક ખુરશીમાં બેઠો અને નોકરોને હુકમ કીધો કે, આ અજાણ્યા મુનીને મુસ્કેટાટ બાંધો. શેઠનો હુકમ તો માથે ચઢાવ્યો, પણ પાંચમાંથી એક પણ હેન્ડનને પકડવા જવાની હીંમત કરી શક્યો નહિ. હ્યુએ બહુજ તકાદો કીધો ત્યારે એક જણ ધીરેથી બોલ્યો કે—

"સાહેબ, હમે એને કેમ પકડીયે? એની પાસે તો હથિયાર છે અને અમારી પાસે તો એક સોટોએ નથી."

"અરે ઓ, મુડીઆ! હથિયાર છે તો શું થયું? એ એકલો છે ને તમે આટલાબધા મુએલા છો કેની? તુટી પડો એકદમ એ લુચ્ચા ઉપર, ચાલો, વેહલા થાઓ, હ્યુએ બરાડ મારી."

માઇલ્સે તેમને ખૂબ તતડાવ્યા, "ખબરદાર બચ્ચાઓ! જરા પણ મારો આંગ ઉપર આવ્યા તો તમારૂં કીધું તમે ભોગવશો. તમે મને બચપણથી ઓળખો છો, જાણજો કે હજુ પણ મારામાં કશો ફેરફાર થયો નથી. છતાં મરજી હોય તો આવો, મુંઠનો સ્વાદ ચાખી લો."

બાપડા નોકરો તો પાછલે પગલે હઠતાજ ગયા. તેમની જરાએ હીમત ચાલી નહિ કે, હેન્ડન ઉપર ધસીને તેને પકડે. તે જોઈ હ્યુ ખૂબ ખીજાયો—

"જાઓ, અહીંથી હીચકારાઓ, કાળું કરો તમારૂં, અને બારણાં બંધ કરજો અને હું હમણાં એક જણને દરવાજો સાચવવા બોલાવી છું." એમ બોલી તે માઇલ્સ તરફ ફરીને બોલ્યો કે, "હું ધારૂં છું કે, તું જ્યારે આટલું બધું પાણી ધરાવે છે તો પછી અહીંથી નહાસતો ના."

"નાહસું? કદી નહિ; બેવકુફ! તું શું એમ ધારે છે કે, આ માઇલ્સ હેન્ડન તારા સરખા હીચકારાથી ડરીને અહીંથી પીઠ ફેરવશે! તે તો તું માંડીજ વાળજે, નહાસશે શું? માઇલ્સ હેન્ડન, આ માઇલ્સ હેન્ડન, આ હેન્ડન હોલનો અને તેનાં સર્વ વહીવટનો ખરો માલિક છે—તો પછી તે અહીંથી ભાગે શું કામ? તે નહિજ ભાગે—તું નિશ્ચિંત રહેજે, હેન્ડને બહુજ તિરસ્કારથી, હ્યુની ધમકીનું ઉત્તર વાળ્યું.

---

## પ્રકરણ ૨૬ મું.

### ઈનકાર.

હેન્ડન હોલમાં, હેન્ડન અને તેના કુટુંબ વચ્ચે જે બનાવ બન્યા તે, શાહજાદો સામો બેસી ચુપ ચુપ જોયા કરતો હતો. તેને બહુજ ગુંચ

વાડો ઉપજ્યો અને ખરો ભેદ શું હશે તે તે સમજી શક્યો નહિ. ક્ષણ-ભર તેને એમ લાગતું કે, માઇલ્સ હેન્ડન કાંઇક ઠગાઇ તો નહિ ચલાવતો હોય, વળી ઘડીકમાં તે ખ્યાલ નિકળી જઇ, વળી એવો વિચાર આવતો કે આ લોકો કાંઇક સ્વાર્થી પ્રપંચ રમે છે. ગમે તે હોય, હેન્ડન ખરો હોય કે હેન્ડન હોલમાં રહેનારાં વાજબી હોય પણ તેને તો એમ લાગતું કે હું ક્યારે મારી ગાદી અને સત્તા ઉપર આવું કે શહેરમાં ચાલતાં આવાં કુભાંડો અને કર્તુકોનો નાશ કરવાના કાંઇ ઉપાયો યોજું. નાદાન મગજમાં તરેહવાર વિચારો ભરાયા; તેને એમ શુર વછુટતું કે એક મજબૂત લશકરની ટુકડીની જાતે સરદારી લઇ આવા આવા બદમાસોને હું મારા દેશમાંથી હાંકી કાઢું; ઘડીકમાં તે વિચાર બદલાઇ એવો વિચાર આવતો કે એ સઘળા છે તો લઠપઠ સરખા, તો એમને હું ફરજીયાત કાંઇ ધંધે નોકરીએ લગાડી દઇ સુધારૂં તો કેમ? માઇલ્સ હેન્ડન વિષે પણ તેને અનેક વિચારો આવતા. તે મારે માટે આટલો બધો શ્રમ શા માટે ઉઠાવતો હશે? તે પણ તે બરાબર સમજી શક્યો નહિ. તે જે સમજી શક્યો તે એટલુંજ કે હું શાહજાદો, અથવા ખરૂં કહું તો ઇંગ્લંડનો રાજા છું એમ માઇલ્સની ખાત્રી થઇ હોવી જોઇએ અને તેથી તે જોઇને તે પોતાના રાજાની સેવા ઉઠાવે તેમાં નવાઇ શી? ઘડીભર તેને એમ પણ લાગતું કે એ સેવા બજાવવામાં તેની કંઇ મતલબ તો હોવીજ જોઇયે, કારણ કે હું અત્યાર સુધીમાં જે જેના સમાગમમાં આવ્યો છું તેઓએ મને પોતાના રાજા તરીકે માનવાની ના તો પાડીજ છે પણ ઊલટું મારી મશકરી બનાવી છે, અને મને અનેક કષ્ટો આપ્યાં છે, ત્યારે આ સખસ, જે પણ દેખાવે, સોબતે અને ચાલ ચલણે તેઓને મળતોજ જણાતો હોવા છતાં, તે તેમનાથી જુદાજ પ્રકારનું વર્ત્તણ મારા પ્રત્યે દર્શાવે છે, મારી બની શકતી સેવા કરે છે, મને સાચવવાને આટલો બધો શ્રમ ઉઠાવે છે, એટલુંજ નહિ, પણ પેલા મુજી બગસાધુનો બનાવ યાદ કરૂં છું તો મારે માટેજ—માત્ર મારેજ માટે—તેનો જીવ લેવાને પણ તયાર છે—તો પછી એ માણસને શું એટલો બધો શ્રમ મારે માટે વેઠવામાં કાંઇજ હેતુ નહોય? એ કેમ બને? બેશક એને કાંઇપણ હેતુ હોવોજ જોઇએ; (અને ઠીક હશે તોએ શું છે ને ન હશે તોએ શું છે?) મારે તો કોઇ પણ રીતે એની સંગતમાં લાભજ છે, અને પછી એની મહેનતથી હું મારી પુનઃ સ્થિતિને એકવાર પહોંચ્યો તો એનો સ્વાર્થ પુરો કરી આપવામાં મને બાધ પણ શું નડનાર છે? એની આ સેવાનો બદલો તો મારે કોઇ પણ રીતે મારા મનને સુઝે તેવો વાળવો તો ખરોજ કેની? પછી તેમાં એ કાંઇ વધુ

ઓછી જીજ્ઞાસા બતાવશે તો તે તૃપ્ત કરવાને મને શી ખોટ છે? મારા મોઢામાંથી શબ્દ નિકળવાનીજ ખોટી છે કે કાંઇ બીજું? આવા તરંગોની લહેરમાં ઝુકાવી શાહજાદો બેઠો છે તેટલામાં માઇલ્સ હેન્ડન તેના આગળ આવી ઉભો; એટલે તેના તરંગો નિકળી ગયા.

"આ બનાવ બહુજ આશ્ચર્યકારક લાગે છે, અને મને તો તેની જરાપણ સમજ પડતી નથી," શાહજાદાએ પોતાને થયેલો ગુંચવાડો બતાવ્યો.

"નહિ, નહિ નામવર! એમાં આશ્ચર્ય સરખું કશું નથી; હું એને સારી પઠે ઓળખુંછું અને એમ કુદરતીજ બનવું જાઇતુ હતું. એ બાલપણથીજ બડો લુચ્ચો છે સમજયા કેની? હેન્ડને શાહજાદાનો ગુંચવાડો દૂર કરવાની મતલબથી જવાબ આપ્યો.

"તે તો હશે સર માઇલ્સ, પણ હું તે વાતની પુછપરછ હાલ કરતો નથી; મને તો વલી એક જુદીજ બાબતસર કૌતક થાય છે અને તે—" શાહજાદાએ બોલવા માંડયું.

"અને તે શું, વળી તું નામવરના મનમાં શું આશ્ચર્યચકિત વિચાર આવ્યો છે વારૂ?" માઇલ્સે પ્રશ્ન કીધો.

"મને જે અજાયબ લાગે છે તે એ કે, શહેરનો મામલો જાણે ગાદી ઉપર રાજા હાજરા હજુર હોય તેમ ચાલ્યો જાય છે. ઈંગ્લંડની ગાદીને દીપાવનાર આ રાજાઓનો રાજા માત્ર કેટલાક દિવસ થયા રખડે છે તેથી હું એમ માનતો હતો કે, મને શોધવાને કાસદો અને એલચીઓની દોડાદોડ થશે, પણ તેવું કંઇપણ જોવામાં આવતું નથી; નથી ઠામ ઠામ જાહેરનામાઓ દેખાતાં, નથી ઢંઢેરો પીટાયો; એટલે ઈંગ્લંડની ગાદી ઉપર શું મામલો ચાલ્યો જાય છે તેની મને સમજણ પડતી નથી? શું મારા સગાં સંબંધીઓ, મારો પડયો બોલ ઉઠાવનારા મારા સેંકડો કે કદાચ હજારો હજુરિયાઓ, કે મારા બોલને માંથે ચઢાવવાને તૈયાર એવા હજારો અમીર ઉમરાવો કે ઈંગ્લંડની તીજોરીનું લુણ ખાનારા, હજારો નાના મોટા અધિકારીઓ સઘળાજ આંખે પાટા બાંધી બેઠા હશે? તેની સર માઇલ્સ, મને સમજણ પડતી નથી. એક ગરીબમાં ગરીબ બાળક ખોવાઇ ગયો હોય તો તેને માટે તુરતા તુરત પોલીસને ખબરો પહોચાડવામાં આવે, પોલીસ ચોકીએ ચોકી તેની ખબર અપાય, આખા શહેરમાં તેની થાલી પીટાવીને ખબર આપવામાં આવે, કે તે માણસ કાંઇક સાંસારિક સારી સ્થિતિમાં હોય તો જાહેર છાપાઓનો આસરો લે, ઠેર ઠેર જાહેરનામાઓ ચોંટાડવામાં આવે એ સર્વ હું સારી પેઠે જાણુંછું તો પછી આખી ઈંગ્લંડની પ્રજાનો પાલણહાર, સમસ્ત પ્રજાના શિરછત્ર સરખો, તેમનો રાજાજ આટલા આટલા દિવસ સુધી મેહલ

અને દરબાર છોડીને ક્યાં ને ક્યાં ભટકે, અનેક સંકટો ભોગવે, અને તેને શોધી કાઢવાની લેશ પણ દરકાર નહિ થાય એ શું તને આશ્ચર્ય લાગતું નથી? મને તો જ્યારે એ બાબતનું સ્મરણ થાય છે ત્યારે મારું ચિત્તભ્રમ થઇ જાય છે કે, એવો તે શું અંધાર પીછોડો મારી દરબાર ઉપર ફરી વળ્યો છે કે આજ કેટકેટલા દિવસનાં વહાણાં વાયાં તોપણ કોઇને જ મારી મરવા જીવવાની ખબર જણાતી નથી? બોલ સર માઇલ્સ; એ બાબતમાં તારો અનુભવ શું કહે છે? તને કાંઇ ખ્યાલ આવતો નથી?"

"બેશક, બેશક, નામવર, એ વિષે તો હું તદ્દન ભુલીજ ગયો હતો." હેન્ડને શાહજાદાને બહારથી રાજી રાખવાને ઉત્તર આપ્યું, પણ પાછળ મોઢું ફેરવી તે બબડ્યો કે, 'બાપડો હજી પોતાને ઇંગ્લંડનો રાજા માનીનેજ આ લવલવારો કર્યો જાય છે, હજુ એનું માથું ઠેકાણે આવ્યું જણાતું નથી, હજુ એનાં નબળાં મનપર થયલી કલ્પિત અને સ્વપ્નવત અસર દૂર થઇ જણાતી નથી.

"પણ હા! હવે મને એક તાક્ષ સુઝે છે તે તું સાંભળ સર હેન્ડન! મને તો તે ઠીક લાગે છે, અને લાગે છે કે તેમાં તારી જે સહાયતા મને જોઇએ છે તે જો બરાબર મળી તો આપણો બેડો પાર. સાંભળ ત્યારે, હું એક પત્ર લાટીન, ગ્રીક અને ઇંગ્રેજી એમ ત્રણ ભાષામાં લખી કાઢું તે લઇને તું સવારે મારતી સ્વારીએ લંડન જા, તે પત્ર બીજા કોઇને આપીશ નહિ, પણ મારા મામા લોર્ડ હર્ટફર્ડને જાતોજાત આપજે; તે પત્ર જોતાંજ તે સમજી જશે કે એ લખનાર હુંજ છું અને તે જાણતાંજ તે મને અહીંથી લઇ જવાના તાત્કાલિક ઉપાયો લેશે, એમાં સંદેહ નથી. કેમ? હું કહું છું તે તારા ધ્યાનમાં ઉતરે છે કે નહિ? હું, બોલની, સર માઇલ્સ," શાહજાદાએ પોતાની સ્થિતિ જેમ બને તેમ જલદીથી ખરાં સ્વરૂપમાં આવી જાય એવી આશામાં ને આશામાં આ યુક્તિ ગોઠવીને હેન્ડન પાસે હા કહેવડાવવા માંગી.

"પણ, નામવર! હઇ થોડો વખત થોભીશું તો મને લાગે છે કે આપણું કાંઇ બગડવાનું નથી; કારણ મારે મારા હકો પુરવાર કરીને મારી મીલકત મારે અસ્તક લેવાની ઘણી આવશ્યકતા છે. મારે હાથ આવેલી તક—" હેન્ડન આ પ્રમાણે પોતાનો હક લેવાની ઉતાવળમાં રમત કરતો હતો, પણ તેને બોલતો અટકાવી શાહજાદો હસતે મુખડે બોલી ઉઠ્યો—

"સબૂર, સબૂર, સર માઇલ્સ, તખ્તોતાજ અને આખી પ્રજાના સુખશાંતિના લાભો આગળ તારી નિર્જીવ મીલકત અને તારા તેવાજ નિર્જીવ હક તે શું વિસાત ધરાવે છે? હું કહું છું તે કબુલ રાખ, અને જોઇ લે, હું એકવાર મારી ગાદી ઉપર પુનઃસ્થાપિત થયો કે હું તને

પુરેપુરો ન્યાય આપીશ; તારા કહ્યા વગર એ બીના હું યાદ રાખીશ, માન કે તે મારા હૈયામાં કોતરાઇ ચુકી છે અને તારો મુકરદ્દમો પણ જાણે મારી આગળ રજુ થઇ ચુકયો છે." આટલું બોલી શાહજાદાએ કલમ લઇ એક કાગળ લખવા માંડયો.

તે લખવા બેઠો તેટલામાં મળેલી તક હાથ કરી, હેન્ડને આ ખટપટનો રસ્તો કેમ કાઢવો તેનો વિચાર કર્યો. પહેલાં તો આ છોકરો હજુ પોતાને આટલા બધા મક્કમપણાં સાથે ખરાજ ઇંગ્લંડના રાજા તરીકે ગણાવી જે બકબકાટો કર્યો જાય છે તે બીના ઉપર તે માથું પકડી હસ્યો, હસતાંની સાથે તેને કેટલોક અફસોસ પણ ઉપજ્યો કે, હજુ તેનું માથું ઠેકાણે આવ્યું નથી. તેણે માન્યું કે એ બાપડો ગ્રીક ને લાટીન એ શું જાણતો હતો કે વળી ત્રણ ત્રણ ભાષામાં કાગળ લખશે; તેણે તો માન્યું કે કાંઇક આમ તેમ લીસોટા પાડતો હશે, માટે હવે એનો કાંઇક ઉપાય કરવો જોઇશે, કારણ કે આ ભેજાં વગરનો સંદેસો લઇને આવતી કાલે મારે અહીંથી કેઠે જઇ આવી તેનું યુક્તિ પુરઃસર ઉત્તર આપવું પડશે. પણ મરવા દેની એના કાગળને અને પત્રને, હું મારૂં પોતાનું તો જોઉં ! એમ બોલતોજ તે પોતાની મીલકત, જે હ્યું પચાવી પડયો છે તે તેના હાથમાંથી કેમ લેવી તેના ઉપાયો યોજવા લાગ્યો, અને તેનાજ વિચારમાં એટલો લીન થઇ ગયો કે, શાહજાદાએ પેલો પત્ર લખીને તેને આપ્યો તે કશાં પણ ધ્યાન વગરજ તેણે એમને એમ હાથમાં લઇને ખીસાંમાં મુકી દીધો. તેનું ધ્યાન તો હેન્ડન હોલમાં બનેલા બનાવ ઉપર લાગ્યું હતુ. તે વિચારવા લાગ્યો કે, આહ એ મુછઅચ્ચો હ્યું તો બચપણથીજ એવો છે; પણ તેણીએ શા કારણે મારા તરફ આવી અમર્યાદ ચાલ ચલાવી હશે ? શું હું ઘડીભર પણ એમ માની શકું કે તે મને ખરેખરજ પીછાણતી નથી. નહિ, રે નહિ એમ કદી બનેજ નહિ; મને જોતાંને વાર તેણે મને પીછાણેલો હોવોજ જોઇયે; મારો ચહેરો મારો રંગ, મારૂં રૂપ, અને છેલ્લો છેલ્લો મારો સ્વર તેણે ઓલખેલો હોવોજ જોઇયે; પણ ત્યારે તે ઓળખતી નથી એમ કેવા ભયથી બોલી હશે ? પણ સબુર, હવે મને સમજણ પડે છે; કદાચ તેણેજ તેને ખોટું બોલવા ઉશ્કેરેલી હોવી જોઇયે; ઉશ્કેરેલી શું? તે બાપડીને ફરજ પાડી હશે; એમજ એમજ હોવુંજ જોઇએ; ભેદનો ગુંચવાડો દૂર થતો જાય છે. તે ભયથી તદન ઘેલી બની ગઇ હતી; હવે તે એકલી છે તો કદાચ સાચુંજ બોલશે. હું જોઉં, તે અંદર છે કે નહિ અને તે એકલી હશે તો પોતાનું અંતઃકરણ ખુલ્લું કરશે. બાળપણથી હું તેની જોડે રમતો હતો તે વખતની વાતો તેના ધ્યાનમાં તાજીજ હશે; અને

તે વાતચિત યાદ આવ્યાથી તેનું અંતઃકરણ પીગળી જશે, તે કદી ખોટું બોલશે નહિ. પણ તે સાચુંજ બોલી મને સ્વિકારશે. મારી ખાત્રી છે કે તેના શરીરમાં પ્રપંચનું લોહી નથી પણ તે હંમેશજ પ્રમાણિક અને સાચી હતી. તેવીજ છે. આ વખતે પણ તે મને ચાહે છે અને આગળ પણ ચાહતી હતી એટલે તે કદી પણ મને ફસાવશે નહિજ."

આવો તર્ક બાંધી તે દરવાજા ભણી ગયો; બારણું ઉઘડ્યું એટલે લેડી એડીથ અંદર આવી. તેનો ચહેરો રૂની પુણી જેવો ફીકો થઇ ગયો હતો, છતાં તે બહુ હીમતથી અંદર આવી જે વેળા તેના મોંઢા ઉપર નરમાશ અને સામાનાં મનને આકર્ષે એવો આભાસ જણાતો હતો, જો કે તેનો ઉપર આગળના સરખીજ ઉદાસી છાઇ રહેલી હતી.

આ વેળા તે સાચુંજ બોલશે એવી પૂર આશાથી માઇલ્સ, હસ્તે મુખડે તેની તરફ ધસ્યો, પણ તેણે તેને ઇશારત કરી દૂર રાખ્યો એટલે માઇલ્સ જ્યાં હતો ત્યાંજ ઉભો રહ્યો. તે પોતે એક ખુરશી ઉપર બેસી ગઇ અને માઇલ્સને પણ બેસવા જણાવ્યું. આટલી સભ્યતા પોતાની તરફ વપરાયલી જોઇ માઇલ્સને પોતે કોણ છે અને તે તેને પીછાણે છે કે નહિ તે વિષેના સવાલો કરવાની ઇચ્છા થઇ. આ સઘળા સવાલો ધીરજથી સાંભળી, લેડી એડીથે મક્કમપણાથી ઉત્તર આપ્યું—

"સાંભળ. એ અજાણ્યા પુરૂષ! હું તને ફરીથી ચેતવણી આપવા ઇચ્છું છું. કદાચ કોઇ માણસ દીવાનો થઇ ગયો હોય અને તેવા દીવાનાપણામાં તેને કાંઇ કાંઇ ભ્રમણા થઇ આવી હોય તો તેમાંથી તેને સાજો કરવાનું કામ ઘણું મુશ્કેલ છે ખરૂં, તથાપિ એમ હું માનું છું કે તેવી ભ્રમણામાં જે ભય સમાયલું હોય તે વિષે તેને ચેતવી પણ શકાય. હું માનું છું કે, તમને જે ભ્રમણા લાગી છે તે તમે બેશક પ્રમાણિકપણે ખરેખરી માનો છો. અને તેટલા માટે તેમાં તમે કશો અપરાધ કરતા દરતા નથી; પણ હવે મારે તમને ચેતાવવાનું તે એજ કે, તમે અહીંથી જલદી ચાલ્યા જાવો તેમાંજ શોભા છે; ઝાઝો વખત અહીં ખોટી રહેવામાં માલ નથી, કારણ તેમાં ઘણું ભય સમાયલું છે."

આટલું બોલી, માઇલ્સના ચહેરા તરફ બહુ આતુરતાથી જોવા લાગી, એટલાજ માટે કે પોતાના બોલવાની તેના ઉપર શી અસર થઇ છે તે તપાસવી, અથવા પોતાની આવી ચેતવણીથી તે શું હીલચાલ કરે છે તે તપાસવું. માઇલ્સના લગાર ઉદાસ થઇ ગયલા ચહેરા તરફ જોઇ તે ફરીથી અસરકારક રીતે બોલી કે, "અમારા ગૂમ થઇ ગયલા માણસને તમે ઘણેક ભાગે મળતા આવતા દેખાઓ છો, માટેજ તમારી આ અણધારેલી અને નકામી મુલાકાત બહુ જોખમ ભરેલી છે; માટે એ ભલા

ાણસ ! તું મારૂં માન અને આવ્યો છે તેવો અહીંથી ચાલ્યો જા, હું ને રસ્તો બતાઉં તે રસ્તે અહીંથી નિકળી જા, એટલે સઘળાં ભયમાંથી મુક્ત થશે.”

"ઇશ્વર તમારૂં કલ્યાણ કરે, બાઈ! તમે સાચુંજ બોલ્યા, હું પ્રોજ તમારો ગુમ થયલો માણસ છું," માઇલ્સ તુરત કાંઇક આશાથી ોલી ઉઠયો.

"તમે જેમ માનો છો તેમજ હું પણ ધારૂં છું, એજ તમે સત્ય છો; એ તમારી માન્યતાનાં પ્રમાણિકપણા માટે હું કશો શક ધરાવતી નથી; પણ હું તમને તેનાં પરિણામથી ચેતાવવા માંગું છું, એટલુંજ બસ. મારો ખાવિંદ, આ સઘળા વહીવટનો માલીક છે; તેની સત્તાની હદ નથી; તેની છાયા નીચેના લોકો તેની મરજી ઉપર જીવે છે અને તેનીજ મરજી ઉપર ભુખે મરે છે. જે માણસ હોવાનો તમે દાવો ઉઠાવ્યો છે તેને જો તમે મળતા આવતા ન હતે તો, મારો ખાવિંદ તમારા હવાઇ ખ્યાલને માટે માત્ર હસીનેજ મુંગો રહેતે; પણ ભાઇ, તમે નહિ જાણુતા હો તો જાણજો કે તે શું કરશે તે હું જાણું છું; તે સઘળાઓને એમજ કહેશે કે તમે ઠગારા છો, અને સઘળાઓ તેની જોડે એકમત થઇ તમને ઠગારાજ કહેશે, એમાં કશો શક નથી." આટલું બોલીને લેડી એડીથે એકવાર ફરીથી માઇલ્સના ચહેરા તરફ ટીકી ટીકીને જોયું અને ફરીથી તે બોલી ઉઠી: "જો તમે માઇલ્સ હેન્ડનજ હો, અને તે તેમ માનતો હોય તો પછી પરિણામ શું આવશે તે મેં તમને કહ્યું છે તે ઉપર તમે ગ્હોર કરો; મેં જે ભય બતાવ્યું છે તેજ ભયમાં તમે આવી પડશો, અને તે માટે તમારે કાંઇ નાહની સુની સજા ભોગવવી પડશે નહિ તેની તમે ખૂબ સંભાળ રાખો; તે તમારો નકાર કરે છે, કરશેજ અને કરવાનોજ અને તમને ધિક્કારે છે, ધિક્કારશે અને ધીકારવાનોજ, અને તેને તેમ કરતો જોઇને, કોઇની મગદૂર શી કે તમને જરાપણ કોહું આપે ?"

માઇલ્સે કપાળ કુટ્યું અને, લેડી એડીથના બોલવાને પુષ્ટિ આપી; "હા બાઇ હા, હું સમજ્યો, જેમ તમે કહો છો તેમજ બનવાનું. એજ સત્ય છે એમ મારી ખાત્રી છે; જે માણસ પોતાના એક ભાઇ નો કે જાની મિત્રનો નકાર કરવાને સતા ધરાવતો હોય, અને જેનો હુકમ તેના ઉપર રોટી અને જીંદગીનો આધાર રાખનારાંઓ વચ્ચે ઉઠાવાતો હોય; જ્યાં રાજભક્તિ અને માન પ્રતિષ્ઠાની દરકાર ન હોય ત્યાં એ શીવાય બીજું કશું બનેજ નહિ. તમારી કહેલી વાત જરેજર મારા ધ્યાનમાં ઠસી ગઇ છે, તમારી ભલી સૂચના માટે હું તમારો આભાર માનું છું, તમારો ખુલાસો મારા મનમાં રમી રહ્યો છે; પણ હવે ઉપાય ?"

**માઇલ્સ**નો અફસોસ સાંભળતાં, **લેડી એડીથ**નો ચહેરો ઉતરી ગયો; તેણે ડોકું નીચું નાખ્યું અને નજર ભોંય ઉપર ઠેરવી; તેનાથી માઇલ્સની સામા જોઇ શકાયું નહિ, કે કેટલીક પળ સુધી તેનાથી ઉદ્ગાર પણ કાઢી શકાયો નહિ; છતાં **માઇલ્સે** જાણવા માંગેલા ઉપાયના ખુલાસામાં તેને કેટલુંક વધું બોલવાની જરૂર પડી.

તે બોલી કે,–"એ અજાણ્યા પુરૂષ! ઉપાય, ઉપાય શું કરી રહ્યો છે, ઉપાય તો હું તને બતાવી ચુકી; તે ઉપાયનો અમલ નહિ કરવામાં આવે તો તેનાથી શું ભય થશે તેની તને ચેતવણી પણ આપી ચુકી; અહીં ઝાઝીવાર ખોટી રહેવામાં તને કેવા સંકટ ખમવાં પડશે તે વિષે હું તને ચેતાવી ચુકી, અને હજુ તું મને ઉપાય, ઉપાય પુછે છે? તો લે ફરીથી એકવાર ખુલ્લા શબ્દોમાં તે ઉપાય તને બતાઉં છું; અને તે એજ કે, મારો ખાવિંદ, જે તને પકડાવા માટે સત્તાવાળાઓની મદદ લેવા દોડયો છે તે પાછો ફરે તેટલામાં અહીંથી નહાસી જા. જાણ એ પુરૂષ, મારો ધણી એક એવો નિર્દય માણસ છે કે જેના હૈયામાં દયાનો તો અંશજ નથી; તેના શબ્દકોષમાં જાણે દયા બોલ જીવતોજ નથી હું તેની બેડીમાં જકડેલી એક ગુલામડી છું, તેં જો તેના ખવાસથી માહીતગાર ન હોય તો પછી બીજું કોણ હોય? ગરીબ બાપડો **માઇલ્સ** અને **આર્થર**, અને મારો વહાલો રક્ષણહાર સર રીચર્ડ તો તેના જુલમથી કયારના છૂટા થઇ ગયા છે, અને હું ઇચ્છું છું કે, તું હજુ તેમના ભેલો જાય તે ઠીક, પણ આ ચંડાળના પંજામાં ફસાશે તે ખોટું. તું જે દાવો ઉઠાવી આવ્યો છે તે તેના અમીરી ખીતાબ અને માલમીલકત ઉપર તરાપ મારવા સરખો છે; તેં ઘર બેઠાં આવીને તેને અપમાન આપ્યું છે; તું અહીં ઝાઝીવાર રહ્યો તો જાણ કે તારૂં સત્યાનાશ વાળવાને તે ચુકનાર નથી. માટે જા–જા–ઓ ભલા માણસ, તું અહીંથી નાશી જા–અહીં ના થોભ; જો તને નાણાંની જરૂર હોય તો લે, આ કોથળી, અને હું તને હાથ જોડી કરગરીને કહું છું કે તું અહીંથી નાશી જા. નોકરોનો સખત પેહરો તારા ઉપર રાખેલો છે તેઓ તને અહીંથી જવા દેશે નહિ, પણ તે મુછીઓને લલચાવવાને આ મારી આપેલી કોથળીનું મોહું ખુલ્લું મુકજે, એટલે તેઓ તને પસાર થઇ જવા દેશે. ચેત, ભલા માણસ ચેત. અહીંથી જા, જાણીજોઇને, ચેતાવ્યા છતાં શું કામ તું આ યમદૂતના હાથમાં સપડાય છે? તક મળી છે તેનો લાભ લઇ લે, મેં તને મારાથી બની શકે તેટલી મદદ અને સલાહ આપી છે; તેં ઉપાય પુછયો તો તે ઉપાય તેના સાધનો સહિત મેં તને બતાવ્યો છે, માટે ભાગ, ભલા માણસ ભાગ–નાસ અને તારો જીવ બચાવ."

લેડી એડીથે તેનાં મોહ આગળ ધરેલી નાણાની ઠેલી લેવાની માઈલ્સે ઉપકાર સાથે નાપાડી, અને ખુરશી ઉપરથી ઉભો થઇ લેડી એડીથની બરાબર સામો ઉભો રહ્યો, ને "બાનુ, ભલી બાનુ," માઇલ્સે ઉપકાર માનતાં જણાવ્યું, "તારી ભલી લાગણી માટે હું તારો બહુજ આભારી છું; તું જ્યારે મારા ઉપર આટલી બધી ઉદારતા બતાવે છે તો મારી એકજ માંગણી સ્વીકાર; તું તારી આંખો મારી આંખો સાથે મેળવ ને મને જોવા દે કે તારી આંખો મારા સામા ટકી રહી શકે છે કે નહિ? અને પછી મને જવાબ આપ કે, હું માઇલ્સ હેન્ડન છું કે નહિ?"

"નહિ, હું તને ઓળખતી નથી," લેડી એડીથે નકાર કર્યો.

"સોગંદ ખાશે," માઇલ્સે તેને શરમાવી.

લેડી એડીથે એનું ઉત્તર બહુ ધીમા અવાજથી, પણ ખુલ્લા શબ્દોમાં આપ્યું; "હા, હું પ્રતિજ્ઞા લઇને કહું છું."

લેડી એડીથના મક્કમપણાથી માઇલ્સ કપાળ કુટે છે તેટલામાં હેન્ડન હોલના દરવાજા આગળ ગડબડ સંભળાઇ, એ સરકારી અમલદારોની દોડધામ હોવીજ જોઇએ એમ માનીને લેડી એડીથે હજુ એક છેલ્લી વાર ત્યાંથી નાસી જઇ જીવ બચાવવાને માઇલ્સને સમજાવ્યો. તેટલામાં તો અમલદારો ઓરડામાં ધસી આવ્યા અને હેન્ડનને પકડવાની ખેંચાખેંચી ચાલી. તેમની સંખ્યા ઝાઝી હતી એટલે હેન્ડન થાકીને તેમના હાથમાં પકડાયો. પેલી તરફ બાપડો શાહજાદો બેઠો બેઠો અનેક તરંગોની લહેરોમાં રમતો હતો તેને પણ તેઓએ પકડયો; બંનેને મુસ્કેટાટ કર્યા અને બંનેને કેદખાનામાં લઇ જવામાં આવ્યા.

---

## પ્રકરણ ૨૭ મું.

### કેદખાનું.

કેદખાનાની કોટડીઓ સઘળી ભરાઈ ગઇ હતી. આ બે મિત્રોને રાખવાને માટે એકે કોટડી ખાલી નહોતી. આથી તેમને, નજીવા આરોપેસર પકડવામાં આવતાં ગુન્હેગારોને રાખવાના એક મોટા ઓરડામાં રાખવામાં આવ્યા. આ ઓરડામાં પણ કેદીઓનું મોટું ટોળું હતું. કેટલાક હાથ કડી નાંખેલા અને કેટલાક કડી વગરના મળી લગભગ વીશેક કેદીઓ તેમાં બગાસાં ખાતા હતા. એમાં પુરૂષો ભેલી સ્ત્રીઓ પણ હતી; કોઇની વય દશ વરસની, તો કોઇ બાપડો કમરમાંથી તુરિયાં પેઠે વાંકો વળેલો ડોસો હતો. આ સઘળાંઓની વાતચિતથી ઓરડામાંના કાગારોળનું તો પુછવુંજ શું? માઇલ્સ હેન્ડનને મનથી કેદખાનામાં જવું

અને કેદખાનામાંથી આવવું એ નવાઇની વાત નહતી, પણ ખાપડા શાહજાદાને મનથી તો મરવા સરખું હતું. ગુસ્સાથી તેનાં રૂવાટાં ઉભાં થઇ ગયાં હતાં; ક્રોધથી આંખનાં ભવાંઓ ખેંચાઇ ગયાં હતાં. પોતાને આપવામાં આવેલાં આ અપમાનથી તે તપી તપીને વાતો કરતો હતો, તેનું કાળજું જાણે કોરાઇ જતું હતું; જલદીથી રાજપાટની પુનઃસ્થિતિએ પહોંચી જવાની આશામાં રમતી તેની ઉમેદો ભ્રષ્ટ થઇને રાજપાટને બદલે ના લેવે દેવે તુરંગની કોટડીની હવા ખાવા આવવું પડયું એ તે ખાપડા નિર્દોષને મનથી કટારના ઘા જેવું લાગ્યું. હેન્ડન, તેથી ઉલટોજ હતો. તે શાંત પડી ગયો હતો; જાણે ગભરાઇ ગયો હોય તેવો જણાતો હતો. પોતાના કુટુંબને મળીને સુખાનંદનો લહાવો અને ચમનદારી ઉડાવવાની ઉમેદમાં તે તલીન થઇ ગયો હતો; પોતાની નધારેલી મુલાકાતથી કુટુંબનાં માણસોને કેવો આનંદ થશે તેના તર્ક વિતર્કમાં તે આલોટતો હતો, પણ તે સઘળું આવા નધારેલા બનાવમાં બદલાઇ ગયું તે જાણીને તેને આશ્ચર્ય લાગ્યું. ચોમાસાના દિવસોમાં આકાશ ઉપર, વરસાદના રંગબેરંગીન મેઘ ધનુષનો દેખાવ ભોગવવાને બહાર પડેલો એક માણસ, તે મજાહ ભોગવવાને બદલે વિજળીથી કપાઇનેજ ઠાર થઇ જાય તેને મળતો આ બનાવ તેને લાગ્યો. તેને કશું સુઝ પડયું નહિ. ઘડીકમાં પોતાની સ્થિતિનો વિચાર કરતો, ઘડીકમાં હેન્ડન હોલ ઉપર નજર દોડાવતો, ઘડીકમાં પોતાને લીધે ફસી પડેલા છોકરાનો–શાહજાદાનો–વિચાર કરતો, પણ છૂટકારાને માટે શું કરવું તેનો તેને ખ્યાલજ નહોતો. કેટલોક વખત પસાર થઇ ગયા પછી તેને તે વિષે કાંઇક વિચાર આવ્યો અને પોતાના વિચારોની સાંકળ ગોઠવવા માંડી. એડીથના સંબંધમાં તેણે પહેલાં પોતાની વિચાર શક્તિ દોડાવી. શું તે મને ઓળખતી નહિજ હશે? શું ખરાં અંતઃકરણથી તેણે મારો ઇનકાર કીધો હશે?" એ વિષયમાં ઘણો વખત તેણે રોકયો અને પછી તેણે નિર્માણ કર્યું કે, તેણે મને ઓળખ્યો તો છે, પણ તેણે સ્વાર્થને ખાતર મારો ઇનકાર કર્યો છે, અને સ્વાર્થને ખાતર પણ તેણી જુઠું બોલી તે માટે તેણે તેનો બહુ ધીટકાર કીધો. છતાં પણ લેડી એડીથનું નામ તેને એટલું પ્યારૂં હતું કે તેટલાજ માટે તેણે તેને પડતી મુકી.

કકડતી થંડીમાં તુરંગના ઓરડામાં, તુરંગની ફાટી તુટી ધાબળીઓ ઓઢીને હેન્ડન તથા શાહજાદાએ રાત ખેંચી કાઢી. જેલરને લાંચ આપવાથી તેણે કેટલાક કેદીઓને દારૂ આણી આપ્યો હતો અને તેનાં પરિણામમાં રાત્રે તુરંગમાં તરેહવાર ગાયનો અને ખુશ મીજાજી ટોલટપા કે ચચ્ચા મમ્માની નાહની સરખી વાતોના તડાકા ચાલી રહ્યા હતા. મોડી

રાત્રે વળી એક નવોજ ચમત્કારિક બનાવ જોવામાં આવ્યો. એક પુરૂષે એક સ્ત્રીને સખત ધબોવી નાખી, અને જેલર આવીને તેને બચાવે તેટલાં તો તે બાપડી અધમુઇ થઇ ગઇ. જેલરે આવતાંને વાર પેલા તોફાની માણસને સજડ ધોળ થબડાકો લગાવી, સઘળું રમખાણુ નરમ પાડયું અને તે ગરબડમાં તુરંગી ગાયનોના લલકાર પણ બંધ થઇ ગયા અને તેની જગા ઉપર પેલી માર ખાધેલી સ્ત્રી તથા જેલરની મુક્કીઓના અનુભવી પુરૂષના કકળાટ અને બબડાટ સંભળાયા, જે સાંભળતાં સાંભળતાં સર્વ કોઇ ઉંધી ગયા.

તે પછીનું અઠવાડિયું, દિવસ તેમજ રાત એક સરખા પસાર થયાં. તે દરમ્યાન નવું કંઇ બન્યું નહોતું માત્ર જે નવું જોવામાં આવ્યું તે એજ કે, હેન્ડનને પીછાણતા કેટલાક માણસો તેને જોવાને તુરંગમાં આવતા અને તેને ઠગારો કહી ધિક્કારીને પાછા ચાલ્યા જતા. કોઇ કોઇ તેને સખત ને ન ખમી શકાય તેવું અપમાન આપતા, દિવસના વખતે આ બનતું, અને રાત્રે તરેહવાર હલકાં અને નીતિભ્રષ્ટ ગાયનોનો લલકાર ચાલતો. કેટલાક દિવસ અને રાત એ પ્રમાણે પસાર થઇ ગયા. પછી અંતે ફેરફારનો દિવસ આવી લાગ્યો. નધારેલી રીતે, જેલર એક ઘરડા માણસને પોતાની જોડે લઇ આવ્યો અને હેન્ડનને બતાવી તે ડોસાને કહેવા લાગ્યો કે, "આ રહ્યો તે ચોરટો, તારી આંખો ઉઘાડી ને જો ને પછી કહે કે તે કોણ મુવો છે."

હેન્ડન, જે વિચાર સુન્ય એઠેલો હતો તે આ બનાવ જોઇ તુરત ઉભો થયો અને આટલે દિવસે તુરંગમાં આવો ફેરફાર ભરેલો બનાવ બનવા પામ્યો તે માટે કાંઇક ખુશ થયો. તે ડોશાને જોતાંજ હેન્ડને તેને પીછાણ્યો, "ઓહો આ તો પેલો "બ્લેક એંડ્રુ" છે. એ મારા પિતાનાં કુટુંબમાં વર્ષો સુધી નોકર હતો; બેશક એ તો પ્રમાણિક ને ભલો છે, અને તે સાથ સ્વચ્છ અંતકરણનો છે. પણ ઇશ્વર જાણે, હાલ તે તેવોજ રહ્યો છે કે બદલાઇ ગયો છે, કારણ હેન્ડન હોલમાં તો મોટા નાના સર્વ લુચ્ચા અને સઘળાંજ જુઠાં થઇ ગયાં છે, એટલે એ વળી શું કાંઇ કાઢવાનો ને ઉનાફ ઉકાળવાનો હતો એ પણ સઘળાઓની પેઠે મારી ઓળખનો ઇનકારજ કરશે."

ડોશાએ ઓરડામાં નજર કરી અને એક પછી એક બધાને તપાસ્યા પણ હેન્ડન નહિ જણાયાથી તેણે જેલરને દમ ભીડાવ્યો, "અરે આ તો બધા બીજા બીજા ઘરફાંસીયા છે પણ જે માણસને દેખાડવા લાવ્યો તે ક્યાં મુવો છે, તેજ બતાવી દેની કે સઘળું પતી જાય."

જેલર હસ્યો અને હેન્ડનને આગલ કરી તે ટકોરમાંજ બોલ્યો, "જો આ રહ્યું તે કાલું ભુંડ, લે તપાસ એને ને પછી તારો અભિપ્રાય આપ."

"જોઉં, ભાઇ જોઉં, તમારૂં મોઢું, જરા આમ અજવાળામાં આ-વોની, જોઉં લગાર આમ ફેરોને, જોઉં તમારી ગર્દન, બતાવોજી ! પણ જરાક લંબાવોજી, જોઉં આમ આમ આંખ અચમચાવોજી કે હું બરા-બર જોઉં, એમ તેણે હેન્ડનને આમ તેમ તપાસ્યો, ને પછી, "અહ ! છટ ! છટ ! એ કોણ, હેન્ડન, ના, ના, એ કંઇ હેન્ડન નથી, હેન્ડન આવો હતોજ નહિ" એવો અભિપ્રાય ડોશાજીએ આપ્યો, અને જેલરે તેને પીઠ ઠોકી શાબાસી આપી કે, "હજુ તારી ઠચડી આંખો બહુ સાવધ છે હોં બુઢા." એમ કહી તે ડોશા જોડે હેન્ડનની મશકરી કરવા લાગ્યો અને તેની ખુબ ઠઠ્ઠોલી બનાવી, જે બાપડો હેન્ડન મુંગો મુંગો સાંભળી રહ્યો. મશકરીમાં કેટલોક વખત કાઢયા પછી તે ડોશાને સાંથી રૂખસદ લેવા કહી, પોતે પણ ચાલ્યો ગયો. તે ગયા પછી ડોશો, હેન્ડન હજુર ગુંઠણીયે પડ્યો અને ધીમેસથી તેને કહેવા લાગ્યો—

"પ્રભૂ કૃપા કરો, તેનો પાડ માનો, તું મારો શેઠ આજે મારી આગળ ઉભો છે. હું એમ માનતો હતો કે સાત વરસ થઇ ગયાં તું મરણ પામ્યો છે પણ આહ ! તું તો જીવતો છે. જે પળે મેં તને જોયો તેજ પળે મેં તને પીછાણ્યો, સર માઇલ્સ, હું તો હવે બહુ ઘરડો થયો છું અને બહુ ગરીબીમાં દિવસ ગાળું છું; પણ જતાંનેવાર હું ખુલ્લી રીતે સત્યે સત્ય જાહેર કરીશ કે જેને મેં જોયો તે ખરોજ માઇલ્સ હેન્ડન છે; પછી પોતાના બળની સત્તાથી તેઓ મને ગુંગળાવીને મારી પણ નાખે તો શું થયું ?"

"નહિ, નહિ," હેન્ડન બોલી ઉઠ્યો, "તું એમ સાચું બોલતો ના, તેમ બોલશે તો તું તારે હાથે તારો નાશ કરશે અને મારા દાવામાં કાંઇ સહાયભૂત થશે નહિ; પણ તારા આવાં પ્રમાણીકપણાં માટે હું તારો ઉપકાર માનું છું."

આ ઘરડો નોકર હેન્ડન અને શાહજાદાને બહુ ઉપયોગી થઇ પડ્યો' કારણ તે દિવસમાં અનેકવાર તુરંગ આગળ આવતો, તેમને માટે કાંઇ કાંઇ ખાવાનું લાવતો, કોઇ કોઇ વેળા થોડા થોડા પૈસા પણ આપી જતો, ગામ ગપાટાથી તેમને માહીતગાર કરતો. તે કાંઇ કાંઇ સારૂં ખાવાનું લાવે તે હેન્ડન શાહજાદાને આપતો, કારણ જો તે ન મળત તો તે બાપડો તુરંગમાં જીવી પણ ભાગ્યેજ શકત, કારણ કે તુરંગમાં જે કંગાળ અને ગંધાતો ખોરાક મળતો તે તે ખાઇજ નહિ શકત. શક નહિ પડે તે માટે એ ડુ તુરંગમાં ઝાઝો વખત ખોટી થતો નહિ, પણ તે જેટલી વખત ત્યાં આવતો તેટલી વખત કાંઇ ને કાંઇ ઉપયોગી ખબરો લેતો આવતો હતો અને તે સઘળી ધીમા સાદે તે હેન્ડનના કાનમાં

સંભળાવે, પણ બીજાઓના દેખતાં તો તે વહેમ નહિ પડે તેટલા માટે હેન્ડનને ઠગારો, લુચ્ચો વગેરે કહેતો હતો.

ધીમે ધીમે, હેન્ડનને પોતાનાં કુટુંબને લગતી સઘળી હકીકત મળી ગઇ. આર્થર છ વરસ થયાં મરણ પામ્યો હતો. પોતાના આ દીકરાનાં મરણના ગમથી, તેમજ હેન્ડનના કશા સમાચાર લાંબો વખત સુધી જાણવામાં નહિ આવ્યાથી, તેના પિતાને માંદગી લાગુ પડી. પોતાનો અંત પાસે આવ્યો છે એમ માની તેણે મરણ પહેલા હ્યુ અને એડીથને ઠેકાણે પાડવાનો ઠરાવ કીધો. આ ઠરાવ મુલતવી રાખવા માટે એડીથે ઘણા કાલાવાલા કર્યા. એટલા માટે કે કદાચ માઇલ્સ પાછો ફરશે. થોડા વખતમાં માઇલ્સનાં મરણનો પત્ર આવ્યો; જે જાણતાંજ સર રીચાર્ડની માંદગી વધી ગઇ. તેને લાગ્યું કે હવે અંત પાસે આવ્યો છે, એટલે તેણે, તેમજ હ્યુએ લગ્નની હઠ લીધી. એડીથે ઘણા કાલાવાલા કીધા અને એક માસની મેહતલ માંગી. તે પછી વળી બીજી એક મહીનાની મુહેતલ મેળવી અને તે પછી ત્રીજો મહીનો ખેંચી કાઢ્યો. અંતે સર રીચર્ડની મરણપથારી આગળ તેમનાં લગ્ન થયાં. એ જોડું સુખી નિવડયું નહિ. શેહેરમાં એવી અફવા ચાલી રહી કે, લગ્ન થયા પછી; લેડી એડીથને તેણીના ધણીનાં કાગળયાંઓમાંથી, પેલાં નાશકારક પત્રના ઘણાક કાચા અને અસંપૂર્ણ ખરડાઓ હાથ લાગ્યા છે. આવી રીતે ઉતાવળથી લગ્ન કરવા માટે લોકો શીટકાર નાખવા લાગ્યાં, અને તે સઘળી ગરબડે સર રીચર્ડનો અંતે આણ્યો. લેડી એડીથ ઉપર તથા મહેલના નોકરો ઉપર જુલમાત ગુજારવાની અફવાઓ ગામમાં ખૂબ જોરમાં ચાલવા લાગી; પિતાની હયાતી સુધી હ્યુએ પોતાનો સ્વભાવ છુપાવી રાખ્યો હતો; પણ પિતાનાં મરણ પછી તે પોતાનાં ખરાં સ્વરૂપમાં બહાર આવ્યો; અને પોતાના હાથ હેઠળનાં સઘળાંઓ તરફ તે બહુ કરડાપણાથી કામ લેવા લાગ્યો. એંડ્રુની આ સઘળી વાતમાં શાહજાદાને તો કશું લાગતું વળગતું નહતું એટલે તે તો બાપડો કાંઇપણ વિચાર વગરજ દિંગજ થઇ એ સઘળું સાંભળતો હતો; પણ જ્યારે બીજી કેટલીક વાતો એંડ્રુએ એવી ચલાવી કે જેમાં તેને પોતાને લાગતું વળગતું હોવાથી તેણે તે ધ્યાન દઇને સાંભળવા માંડી.

એંડ્રુએ ચલાવ્યું કે, "પણ પ્યારા સર માઇલ્સ, તું બીજા કાંઇ ગામગપાટા જાણે છે કે? શહેરમાં એવો ગપાટો ચાલ્યો છે કે, રાજા દીવાનો થઇ ગયો છે, પણ સરકાર તરફથી એ વાત જાહેરમાં બોલવાની કે કહેવાની સખત મનાઇ કરવામાં આવી છે, મનાઇ કરવામાં આવી છે એટલુંજ નહિ પણ જેના મોઢામાંથી તે વાત નિકળે તેને બીજી કશી નહિ પણ ફાંસીની સજા કરવામાં આવી છે." આ વાત સાંભળી,

શાહજાદો બહુ ચકિત થઇ ગયો, તે એંદુ તરફ ડોળા ફાડીજોવા લાગ્યો, અને તે પછી તે એંદુની અજાયબી વચ્ચે બોલી ઉઠયો—

"રાજા દીવાનો થયો નથી હોં, ડોશાજી! પણ મારા વિચાર પ્રમાણે આવી રાજદ્રોહી ગપસપ ચલાવવા કરતાં તું તારી પોતાનીજ વાતમાં માથું ખોસે તો બહેતર."

"આ પોરીયો શું બકબકારો કરે છે? તે ચાહે શું પીએ છે?" એંદુએ પોતાની સામા થયલા ટીકાથી આશ્ચર્ય પામીને હેન્ડનને સવાલ કર્યો, અને આગળ કાંઇક બોલવા જતો હતો, પણ હેન્ડને તેને ચૂપ રહેવાની ઇશારત કીધાથી તે મુંગો રહ્યો. તે ગુપચુપ ઉભો ખરો, પણ તેમ ઝાઝો વખત તેનાથી થોભી શકાયું નહિ અને તેણે બોલવા માંડયું કે,

"જુઓની, **સર માઇલ્સ**, મરનાર રાજાની લાસને આજકાલ એકાદ બે દિવસમાં વિંડસર ખાતે ભૂમિદાહ કરવામાં આવશે, જે માટે મારી જાણ પ્રમાણે તા૦ ૧૬ મીનો દિવસ મુકરર કરવામાં આવ્યો છે, અને નવા રાજાને તા૦ ૨૦ મીને દિવસે રાજ્યાભિષેક કરવામાં આવનાર છે."

"પણ તા૦ ૨૦ મીએ તેને પટાભિષેક કરશે તે કયાંથી કરશે? તે આગમજ તેઓએ મને શોધી કાઢવો પડશે; હા, પણ મારી ખાત્રી છે કે જયારે તેઓએ એ દિવસ મુકરરજ કર્યો છે તો પછી તેઓ મને શોધી કહાડવાના ચાંપતા ઉપાયો લેશે; અને તેમ હું પણ ત્યાં જલદીથી દાખલ થઇ જવાની તજવીજ કરીશ," શાહજાદાએ એંદુના મ્હોડાની એ ખબર સાંભળીને તાપસી પુરી.

શાહજાદાને આ પ્રમાણે બોલતો સાંભળી એંદુ ચીરડાયો અને તે પોતાની ચીડ ખાલી કરવા જતો હતો, તેટલામાં હેન્ડને તેને ફરીથી નાક પર આંગળી મુકી મુકી ચુપ કીધો અને પોતાની વાત આગળ ચલાવી.

"**સર માઇલ્સ**, તમને બીજી ખબર છે કે? **સર હુ** આ પટાભિષેકની ક્રિયામાં ભાગ લેવા જનાર છે, અને તે વેળા કાંઇ માન ખાટવાની તેને આશા છે. તેને તો એવી ઉમેદ છે કે, આ શુભ ટાંકણે તેને ઉમરાવનો ખિતાબ મળશે, ખિતાબ! કારણ લોર્ડ પ્રોટેકટર—લોર્ડ હર્ટફર્ડ—સાથે તેને ધાડી મિત્રાચારી છે અને તે ઉમરાવની તેના ઉપર કૃપા પણ છે, એટલે હુ સાહેબ તો ઉમરાવ બનવાની પૂર ઉમેદમાં ડોલ્લા ખાય છે, પછી તો ઇશ્વર જાણે કે શું થાય છે તે?"

"શું, લોર્ડ પ્રોટેકટરની મહેરબાની છે કે?" શાહજાદાએ ઇંતેજારીથી સવાલ કીધો.

"હા, નામવર ડયુક આફ સમરસેટની"—એંદુએ ઉત્તર આપ્યું.

"કયો ડયુક આફ સમરસેટ?" શાહજાદાએ ફરીથી પુછયું.

"અરે વળી ડ્યુક ઑફ સમરસેટ કંઇ પાંચ દશ મુવા છે કે! પેલો સીમોર, અર્લ આફ હર્ટફર્ડ છે તેજ તો," એંડ્રુએ લગાર કડકાઇથી જવાબ આપ્યો.

"ઓ હો હો! તે ત્યારે ડ્યુક અને વળી લોર્ડ પ્રોટેકટર ક્યારથી થઇ બેઠો છે?" શાહજાદાને પોતાની ગેરહાજરીમાં બનેલા બનાવોની આવી આડકતરી ખબર પડતાં તેને અંદરખાનેની વાત જાણવાની જીજ્ઞાસા ઉત્પન્ન થઇ.

"જાન્યુઆરીની ૩૧ મી તારીખથી," એંડ્રુએ ખુલાસો કીધો.

"પણ કૃપા કરી, જાણતો હોય તો મને કહે કે, તેને તે ખિતાબો કોણે આપ્યા?" શાહજાદાએ સવાલ કીધો.

"તેણે પોતે લીધો, અને વડી કાઉન્સીલે તે માટે અનુમતિ આપી અને રાજાએ તેમાં ટેકો આપ્યો, વળી બીજું કોણ આપે, જેને સત્તા હોય તે આપે? એમાં તે શું મોટો સવાલ તું પુછે છે?," એંડ્રુએ ટકોર કીધી.

"શું બકે છે, રાજાએ તેમાં ટેકો આપ્યો? કયા રાજાએ, રાજા ક્યાં છે? તે તો મને કહે, કે કીયો રાજા ટેકો આપે?" શાહજાદો તો એંડ્રુની છેલ્લી ખબરથી જાણે વાઘની પેઠે છેડાઇ પડયો.

"બેશક, રાજાએ, રાજપાટ ભોગવે છે તે રાજાએ, તાજો તખ્ત ચલાવે છે તે રાજાએ, જેના પડયા બોલ ઉચકાય છે તે રાજાએ, બીજો કોણ રાજા? ઇશ્વર સૌનું સારૂં કરે! પણ આ બાપડા પોરીયાની ડાગળી તો ચસ્કેલી લાગે છે! એ બે-અક્કલના ઓથમીર, રાજા તે વળી કાંઇ બે ચાર હશે, નામના ઉઠાવનાર મહારાજાધિરાજ એડવર્ડ છઠ્ઠાએ, ઇશ્વર તેનું દીર્ધાયુષ કરે-તેણેજ એ સઘળું બજાવ્યું; તે પણ તારા સરખો નાનકડોજ છે; અને લોકો કહે છે તેમ તે દીવાનો હો કે નહોય-તોપણ સઘળી પ્રજા એકે અવાજે દિન પ્રતિદિન તેનાં વખાણ ગાય છે-અને વળી એમ પણ કહેવામાં આવે છે કે તે રોજ રોજ સુધરતો પણ જાય છે દરેક જણ તેને આશીર્વાદ આપે છે અને ઇંગ્લંડની ગાદી ભોગવવાને તે ચીરાયુ રહે એવી પ્રાર્થના, સર્વ કોઇ અહોનિશ કરે છે; કારણ તેણે પોતાનો વહીવટ માણસાઇ દયાથી કરવા માંડયો છે; ઘરડા ડ્યુક આફ નોરફોકની સજા રદ કરી તેણે તેનો પ્રાણ ઉગાર્યો છે, અને દેશના કાયદાઓ જે સખત હોય અને જેથી રાંક પ્રજા ટળવળતી હોય તેવા કાયદાઓ પણ સુધારવા માંડયા છે. ત્યારે, તેની સ્તુતિ કોણ નહિં કરે? લોકો તેને દીર્ઘાયુષ્ય કાં નહિ ઇચ્છે?" એંડ્રુએ રાજખટપટનું લંબાણું ચિત્ર રજુ કર્યું.

એ સઘળું સાંભળતાં બાપડા શાહજાદાનો તો ગુસ્સો ને આશ્ચર્યનો તો પાર રહ્યો નહિ; તેના રોમાંચ ખડાં થયાં, તેના શરીરનું લોહી ખુબ જોરથી ઉનું ઉનું થઇ દોડવા લાગ્યું, અને ચહેરા ઉપર એટલી બધી ઉદાસિનતા પ્રકાશી નિકળી કે, મોંઢું નિચું નાખીને તે કેટલોકવાર પડીજ રહ્યો અને એડ્ડુની વાત વધારે સાંભળવાની આનાકાની કરવા લાગ્યો. તેણે વિચાર કર્યો કે, એડ્ડુ રાજાને પણ નાનકડો પોરીયો કહે છે, તે પેલો ભીખારડાનો પોરીયો તો ન હોય. પણ એ બની શકે તેવું તેને લાગ્યું નહિ; કારણ તેણે માન્યું કે તે તેની હલકી રીતભાત, તેનાં હલકા ભાષણોથી તે તુરતજ ઓળખાઇ આવવો જોઇયે, અને તેને તો કયારનો રાજમહેલમાંથી હાંકી પણ કાઢવો જોઇયે, અને ખરા શાહજાદાની શોધ-ખોલ ચાલતી હોવી જોઇયે. કદાચ એમ તો નહિ બન્યું હોય કે, દરબારીઓએ, કોઇ ઉમરાવના પોરીયાને લાવીને ગાદી ઉપર ઠસાવી દીધો હોય! પણ મારો મામો તેમ કરવા દે એ હું માનતો નથી, તે મારો હક્ક લુટી લેવા દે તેવો માણસ નથી અને કદાચ કોઇ તરફથી એવી તજવીજ થઇ હોય તો તે તેને ઝટ કચેડી નાખ્યા વગર રહે નહિ. શાહજાદાએ આવા આવા તર્કો દોડાવવા માંડયા, પણ તેથી તેને કશો ફાયદો થયો નહિ. ભેદનો પડદો ઉધેડવાને જેમ જેમ તે વધુ ને વધુ પોતાની વિચાર શક્તિ દોડાવતો તેમ તેમ વધુ ને વધુ તે ગુચવાતો ગયો; તેનું માથું દુઃખી આવ્યું, ઊંઘ પણ આવતી નહિ. આ ગપાટા સાંભળતાં લંડન જવાની તેની અધિરાઇ વધવા લાગી, અને તેનું આ કેદખાનું તેને બહુ જુલમાત ભરેલું અને અસહ્ય થઇ પડયું.

શાહજાદાને આ પ્રમાણે બેબાકળો બનેલો જોઇ હેન્ડને તેને સમજાવવાને ઘણા ઉપાય યોજ્યા, પણ તે સર્વ ફોકટ. કોઇ પણ રીતે તેના પર તેની અસર થઇ નહિ; પણ તેની નજીકમાં બે બાઇઓ કેદમાં હતી તેઓ હજુ તેને સમજાવવામાં ફાવી શકી. તેમના મધુર ને મંજુલ શબ્દથી શાહજાદાને કાંઇક ધીરજ આવી. જેમ તેને ધીરજ આવી તેમ તે લગાર ઠંડો પડયો અને પોતાના ઉપર આવી સારી અસર નીપજાવવા માટે તેણે તે બંને બાઇઓનો ઉપકાર માન્યો અને તે તેણીઓને ખરાં અંતઃકરણથી ચાહાવા લાગ્યો. તેમને આ કેદી સ્થિતિમાં આવવાનું કારણ તેણે જાણવા માગ્યું અને જ્યારે તેઓએ પોતાને "બાપટિસ્ટ" તરીકે જણાવી ત્યારે શાહજાદો હસ્યો અને તેમને પુછવા લાગ્યો કે—

"કેદખાનામાં બંધ પડવું એ શું ગુન્હા છે ખરો કે? તમે અહીંથી જલદીથી જનાર છો, અને નિર્જીવ વાંક માટે તમને હવે વધુ વખત અહીં રાખવામાં આવશે નહિ તે જાણીને હું દિલગીર છું; કારણ

તમારા સરખીઓની સંગતથી મને મારાં આ અસહ્ય સંકટમાં ધીરજ અને સંતોષ મળે છે.”

બંને કશું બોલી નહિ, પણ તેમના ચહેરા ઉપર કાંઇક અસંતોષનાં ચિન્હો દેખાયાં અને તે જોઇને તે તેમને આતુરતાથી કહેવા લાગ્યો કે, “તમે શા માટે બોલતી નથી; મેહરબાની કરીને મારી સાથે તમે સ્પષ્ટ-પણે વાતચીત કરો, અને મને કહો કે આથી બીજી કંઇ શિક્ષા તમને થઇ શકે તેમ છે કે? બોલો, બોલો, તમે તે માટે ડરો નહિ,” શાહ-જાદાએ તેમની જોડે વાત ચાલુ રાખી.

તેઓએ, એ વાત ફેરવી નાખવાની તજવીજ કીધી, પણ તેમ કરતાં શાહજાદાને વહેમ પડયો અને તેણે તે વાત ચાલુજ રાખી.

“શું તેઓ તમને બાંધી મારનાર છે કે? નહિ, નહિ, હું માનતો નથી, તેઓ એટલા બધા ઘાતકી નહિ થશે.”

બંને બાયડી, શાહજાદાની આ માલ વગરની ધીરજથી સામી ગ-ભરાટમાં પેડી અને પોતાનું સંકટ વર્ણવવા લાગી. કેટલોક વખત તેઓ બોલી શકી નહિ પણ બોલ્યા વગર ચાલ્યું નહિ, અને તેમાંની એકે લગાર ગદગદિત કંઠે ઉતર આપ્યું કે—

“ઓ, તારાં આ બોલવાથી અમારી છાતી ફાટી જાય છે. અમે માંગીયે છીયે તે એટલુંજ કે, ઇશ્વર અમને અમારા ઉપર આવી પડેલી શિક્ષા ખમવાને શક્તિ આપે”

“અરે ઇશ્વર! આ તો ધારૂં છું તેજ થયું; એના કહેવાથી માલમ પડે છે કે એ બાપડીઓને બાંધીને મારવામાં આવનારજ હશે અને તેમ ખાત્રી થયાથી શાહજાદો આશ્ચર્યચકિત થઇ બોલ્યો, “ત્યારે શું તે પથ્થ-રની છાતીના ક્રૂર માણસો તમને મારશેજ કે? પણ એ ભલી બાઇઓ તમો રડો ના, મારાથી તે ખમી શકાતું નથી. તમો એમ હિમત શું છોડી ઘોછો, પણ હિમત રાખો; ઇશ્વર કરે ને તમને સજા થનારા ઠરાવેલા વખત પહેલાં હું મારી પુનઃ સ્થિતિને પામું તો તમને એ ઘાતકી સજા-માંથી બચાવીશ; બેશક હું તમારી વ્હારે ધાઇશ, માટે તમે ડરો નહિ,” શાહજાદાએ તેમને ધીરજ આપી.

સવારે જ્યારે શાહજાદો સુતેલો ઉઠયો ત્યારે તે બંને સ્ત્રીઓને તેણે જોઇ નહિ એટલે તે આશ્ચર્ય પામ્યો અને તેઓ બચી જવા પામી છે એમ માનીને ખુશી થયો. એક તરફથી તે ખુશી થયો ખરો, પણ બીજી તરફથી તે દિલગીર પણ થયો, કારણ તેઓ તેના દુઃખમાં દિલાસા સમાન હતી.

બંનેએ પોતાની યાદગીરી આપવાને ખાતર તેના કપડાંમાં એકેક

રીબન ટાંચલીથી વળગાડી હતી, અને તે જોઇને તેણે તે જાથુક સુધી સાચવી રાખવાનો નિશ્ચય કર્યો, અને પુનઃ સ્થિતિએ સ્થાપિત થતાં એ યાદગીરી તે બંનેને શોધી કાઢવામાં કામે લાગશે એમ તેને લાગ્યું.

સૂર્ય સેહજ ઉપર આવતાંજ જેલર કેટલાક નોકરોને લઇને સઘળા બંધવાઓને તેમની કોટડીમાંથી બહાર કાઢવા આવ્યા; તે જોઇ શાહજાદો તો બેહદ ખુશી થયો કે લગાર પણ ખુલ્લી હવા ખાવાની મળશે. એક પછી એક સઘળાઓને કોટડી ઉઘાડી બહાર જેલના ચોગાનમાં ઉભા કર્યા, અને તેની સાથે હેન્ડનને પણ કાઢવામાં આવ્યો. તુરંગના ચોગાન ઉપર પત્થરની ફરસબંદી કરી લેવામાં આવી હતી, અને સઘળા બંધવાઓ ને લશ્કરની પેઠે, એકેકની પાછલ ચલાવીને એક મોટાં આરકાંમાંથી પસાર કરીને ત્યાં ભેગા કરવામાં આવ્યા. તે દરેકને પંક્તિબંધ ભીતને અઘેલીને ઉભા રાખવામાં આવ્યા. હજુ સવારનું પોહર હતું અને તે દિવસે લગાર થંડીનું જોર વિશેષ હોવાથી, બંધીયાર જગામાંથી ખુલ્લી જગામાં આવતાં તેમને થંડી વધારે લાગવા માંડી. રાત્રે બરફ પણ પુષ્કળ પડેલો હોવાથી જમીન તેમજ ભીંત પણ પાણીથી તરબોળ થયલી હતી. વળી જગા તદન ખુલ્લી હોવાથી હિમના પવનની ઠંડી અને શરીર કકડાવી નાખે તેવી ફૂક પણ લાગતી હતી. આ ચોગાનની મધ્યમાં બે સ્ત્રીઓને એક થાંભલા સાથે લોખંડની સાંકળવડે જકડીને ઉભી રાખવામાં આવેલી હતી. સહેજ નજર પડતાંજ શાહજાદાએ તેમને ઓળખી કહાડી કે આ તો ગઇ કાલે જે બાઇઓ જોડે તેને તુરંગની કોટડીમાં મુલાકાત થઇ હતી તેજ છે. "અરર, પણ આ હું શું જોઉં છું! હું તો મનમાં મગન થતો હતો કે એ બાપડી સ્ત્રીઓને અહીંથી મુક્ત કરી દેવામાં આવી હશે, પણ તેઓ તો હજી જેવી ને તેવીજ સ્થિતિમાં મારી નજર સામા ઉભી છે. એ બાપડીઓને એવી હાલતમાં હઇ શા માટે લાવવામાં આવી હશે ? તેમને આ થાંભલા સાથે શા કારણથી બાંધી મુકવામાં આવી છે ? શું તેમના ઉપર કાંઇ જુલમ ગુજારવાનો હશે કે શું તેમને બાંધી મારવાની સજા કરવામાં આવનાર હશે ? શરમ, શરમ ! ઇંગ્લંડ તારા એવા અધમ અને ઘાતકી કાયદાઓને શરમ ? આવી નિર્દય સજા કોઇ મૂર્તિપૂજક રાજમાં નહિ પણ ઇંગ્લંડના ખ્રિસ્તિ ધર્મ પાળનારાં રાજ્યમાં ! અફસોસ ! ક્યારે હું મારી સત્તા ઉપર સ્થાપિત થાઉં કે ઇંગ્લંડ અને ખ્રિસ્તનાં નામ લજાવનાર આવા અધમ કાયદાઓનો નાશ કરૂં ? અફસોસ ! હું પોતે પોતાને રાજા કહેવડાવું છું, જ્યાં ત્યાં મને ઇંગ્લંડની રાજગાદીના વારસ તરીકે ઓળખાવા અને મનાવવાનો યત્ન કર્યો જાઉં છું, પણ હું મારા પ્રત્યે અતિ કૃપા દ્રષ્ટિ દેખાડનારી એ નાજુક બાઇઓ તરફ ગુજારવામાં

આવતાં ઘાતકીપણાને, કશા પણ અંકુશ વગર માત્ર જોઇ રહ્યો છું; અફસોસ! અફસોસ,! આવું અધમપણું મારી નજરે દેખી શકાતું નથી. કરૂં પણ શું? આ વિશાળ શેહેનશાહતનો હું માલિક, છતાં હાલ તો તેમને આવા ઘાતકીપણામાંથી બચાવવાને તદનજ લાચાર છું. આજે આ ઘડીએ તો હું કશું કરી શકતો નથી, પણ એક દિવસ એવો પણ આવશે. અને તે અવશ્ય આવશેજ કે જે દિવસે હું એ બદમાસ હૈયા વગરના અમલદારો પાસે તેમનાં આ કામનો પૂરે પૂરો હિસાબ લઇશ; અહો તે દિવસ! દિવસ દૂર કાં જાય છે! આ મારી પ્રજાનાં સુખને ખાતર તે દિવસ જલદી આવે. જે એક ફટકો તેઓ એ બાપડીઓને લગાવશે તે એક બદલ હું તેમને એકસો ફટકા લગાવવાનો હુકમ કરીશ."

પોતાના મનમાં આવા આવા તર્ક વિતર્કમાં રમતો હતો તેવામાં એક મોટો દરવાજો ઉઘડી ગયો અને તે વાટે લોકોનાં ટોળે ટોળાં અંદર પેસી ગયાં. તેઓ આ બંને બાઇઓની આજુબાજુ ફરી વળ્યાં, એટલે શાહજાદો તેમને જોઇ શકયો નહિ. પછી એક ધર્મગુરૂ, મહાવિટંબણાથી લોકોનાં મોટાં ટોળામાંથી પસાર થયો જે પણ ભીત મીસાલે લોકોની આડી પડેલી ભીતે શાહજાદાના દીઠામાં આવ્યો નહિ. કેટલાક સવાલ જવાબો થતા હોય એવો અવાજ શાહજાદાને કાને પડયો, પણ તે શું બોલાય છે તે તેને સંભળાયું નહિ. સવાલ જવાબ થતા બંધ પડયા પછી ન ધારેલી કાંઇક ગડબડ અને ધમાચકડી થવા લાગી, તથા સ્ત્રીઓની બીજી બાજુએ ઉભા રહેલા નાના મોટા અમલદારોની દોડધામ થઇ રહી, અને તેની સાથેજ લોકોનાં ટોલામાં જબરી ધકામુકી થવા લાગી.

કોઇ એક અધિકારીના હુકમથી લોકોનાં ટોળાંને વિખેરી છુટું કરવામાં આવ્યું એટલે શાહજાદાને એવો દેખાવ દ્રષ્ટિગોચર થયો કે જે જોતાં તેના કાળજામાંનો ગર પણ બંધાઇ ગયો. તે બંને સ્ત્રીઓના પડખાંમાં સુકાં લાકડાંઓનો એક ઢગ સીચવામાં આવ્યો હતો, જે એક માણુસ સળીથી સલગાવતો હતો. બંને સ્ત્રીઓ પોતાનાં માથાં નીચાં નમાવી ઉભી હતી. તેઓએ પોતાના બંને હાથવડે પોતાના મોઢાં ઢાંકી દીધાં હતાં. લાકડાંના ઢગલામાંથી ધીમે ધીમે ધુંમાડો નિકળ્યો જે સપાટામાં ઢગલામાંથી બહાર પડી એમ બતાવતો હતો કે મેં આ કાષ્ટ ભારીને સળગાવવા માંડી છે. જે ધર્મગુરૂને શાહજાદાએ લોકોનાં ટોળાંમાંથી પસાર થતો જોયો હતો તેજ આ સળગેલી ભઠી આગળ ઉભો રહી, આકાશ ભણી ઊંચા હાથ કરી, કાંઇક પ્રાર્થના કરતો હતો. આ ક્રિયા ચાલતી હતી તે વેળા બે નાહની છોડીઓ મોટા દરવાજામાંથી ધસમસતી ત્યાં આવી. તેઓ જે ચીચીયારીઓ પાડતી હતી તે ગમે તેવી વજ્ર છાતીને પીગળાવવાને બસ હતી.

ધસમસતે પગલે આવી તે બંને બાળકીઓ બંને બાઇઓને ભેટી પડી; પણ કઠણ હૈયાના અમલદારોએ તેમને બળાત્કારે છૂટી પાડી. તેમાંની એકને તો મજબૂત પકડી રાખવામાં આવી હતી, અને બીજી તો ખૂબ જોર વાપરી છૂટી થઇ ગઇ અને બોલવા અને રડવા લાગી કે, હું તો મારી મા જોડે બળી મરીશ" અને એમ બોલતીજ, તેને પાછી પકડી લાવ્યામાં આવે તેટલામાં તો તેણી દોડતી જઇ પોતાની માની કોટે બાઝી પડી. ઘાતકી હૈયાના અમલદારોએ તેને પાછી જબરજસ્તીથી તેની માની કોટેથી છોડાવી, જે વેળા તેનો પોશાક લગભગ સળગી જવા લાગ્યો હતો. તે છોકરી એટલી તો તરફડિયાં મારતી હતી કે એક જણના હાથમાં તેણી ઝલાઇ નહિ, જેથી ત્રણ ચાર જણા ખૂબ બળથી તેને પકડી રહ્યા અને તેણીનો બળતો ઝભો ખેંચી કાઢી તે બળતી ચેહમાં ફેંકી દીધો. છોકરી જો કે ચાર જણાના હાથમાં પકડાયલી હતી, છતાં તેમના હાથ માંથી છૂટી થવાને તે અનેક પ્રકારે મથન કરતી હતી. તેનું બીજું કોઇ સગું સંબંધી નહોવાથી તેનું શું થશે અને દુનિયામાં તેની દરકાર કોણ લેશે તેજ તે બૂમ પાડી બોલતી હતી, અને પોતાની મા જોડે ચેહમાં બળી મરી સુખી થવા માંગતી હતી. તેને જોઇને બીજી છોકરી પણ સતાવાળાઓના હાથમાંથી છુટવાનાં તરફડિયાં મારતી હતી. થોડીજ પળ માં આ સઘળું તોફાન શાંત થઇ ગયું. શાહજાદો બહુજ ધ્રુજતી છાતીએ આ દેખાવ જોઇ રહ્યો હતો, તેને એટલો કમકમાટ અને કંપારી થઇ કે તે દેખાવ વધુવાર નહિ જોવાની ઇચ્છાથી તેણે પોતાની આંખે આડા હાથ કીધા. તે મનમાંજ બબડવા લાગ્યો કે, "આ જે દેખાવ મેં જોયો છે તે કોઇ કાળે મારાં સ્મરણમાંથી ખસવાનો નથી, એ બનાવે મારી છાતીમાં ઘર કર્યું છે, દરરોજ રાત્રે મને તેનોને તેનોજ સ્વપ્ન આવશે. આહ ઇશ્વર ! હું આંધળો હતે તો કેવું સારૂં ?"

હેન્ડન આ સઘળો વખત શાહજાદાને ખૂબ બારીકીથી જોતો. તે મનમાં સમજવા લાગ્યો કે, "આ છોકરાના મનની સ્થિતિ કાંઇક સુધરેલી જણાય છે, તેનું હૈયું બહુ નરમ થઇ ગયું છે; કારણ જો તેમ ન હતે તો એ તો હું રાજા છું એમ બકીબકીને આ દેખાવ જોઈ મોટું તોફાન મચાવી મુકતે, અને બંને સ્ત્રીઓને એકદમ છોડી મુકવાનો હુકમ પણ આપતે. મને લાગે છે કે, હવે જલદીથી તે તરંગી કલ્પના ભુલી જશે અને બાપડાનું માથું ફરીથી શાન્તિ પકડશે. ઇશ્વર તે દિવસ જલદી દેખાડો."

અહીં જણાવવાની જરૂર છે કે, જે બે સ્ત્રીઓને ચેહ આગળ ઉભી કરવામાં આવી હતી તેઓ બાપડી શાંત મનથી, ધર્મગુરૂની પ્રાર્થના

વચ્ચે બળી મુઇ હતી. વળી એજ દિવસે બીજા કેટલાક બંધવાઓને રાતને વખતે પકડી આણુવામાં આવ્યા હતા અને તેમને તેમના ગુન્હાની સજા ભોગવવા માટે ચોકી પહેરા હેઠળ જૂદે જૂદે ઠેકાણે મોકલી આપવામાં આવનાર હતા. આ સઘળાઓ જોડે શાહજાદાને વાતચીત કરવાની સારી તક મળી ગઇ. પોતાના દેશમાં કેવો કાયદો છે, તે કાયદાનો અમલ કેવો થાય છે; અમલદારો કેવી સ્થિતિના છે; તેઓ કાયદો કેવી રીતે અમલમાં મુકે છે; તે કાયદા પ્રજાને સુખકરતા છે કે દુખ કરતા, તે સઘળું તેમના દુઃખની વાતો જાણવા માંગીને તે સાંભળતો હતો. આ બંધવાઓમાં બાપડી એક અરધી દીવાની સરખી સ્ત્રી હતી, જેના ઉપર એક વણકરને ત્યાંથી એકાદ બે વાર જેટલું કપડું ચોરવાનો વાંક હતો, જેને માટે તેને પકડી આણુવામાં આવી હતી અને તે માટે તેને ફાંસી ચઢાવ્યામાં આવનાર હતી. બીજા એક પુરૂષ ઉપર એક ઘોડો ચોરવાનો વાંક મુકવામાં આવ્યો હતો, પણ તેના કહેવા પ્રમાણે તે વાંક તેના સામે પુરવાર થયો ન હતો અને તેથી તે છુટી જવા માટે ખુશી થવા લાગ્યો; તેટલામાં અમલદારોએ રાજાના બગીચામાં હરણ મારવાનો વાંક મુકી પાછો સપડાવ્યો, અને તે વાંક તેના ઉપર ક્રમવાર પુરવાર કીધાથી તેને હાલ ફાંસી ચઢાવવાની સજા થઇ હતી. એજ ટોળામાં બીજો એક વેપારીનો નોકર હતો જેની હકીકત સાંભળીને શાહજાદો બહુ શોકાતુર થયો. તેણે કહ્યું કે, એક સાંજે રસ્તે જતાં એક બાજ પક્ષી રખડતું મળ્યું અને તેને નધણિયાતું માની તે ઘેર લઇ ગયો, છતાં કોર્ટે તેના ઉપર તે ચોરી જવાનો વાંક મુકયો અને તે પુરવાર કરીને ફાંસીની સજા ફરમાવવામાં આવી છે.

આવાં આવાં ઘાતકીપણાની વાતો સાંભળીને શાહજાદો તો ક્રોધમાં સળગી ઉઠયો. તે હેન્ડનને કહેવા લાગ્યો કે, "ચાલ, ભાંગ આ દરવાજો ને જલદીથી મારી સાથે વેસ્ટમીન્સ્ટર ચાલ, કે જેથી જલદીથીજ ત્યાં જઇ રાજપાટ મારા હાથમાં લઇ આવાં આવાં ઘાતકીપણાનો અટકાવ કરીયે. હેન્ડન તો વળી શાહજાદાને મોઢેથી આવી વાત સાંભળી દિલગીર થયો, અને મનમાંજ બોલ્યો કે, "ઇશ્વર જાણે આ બાપડાના માથામાં એવી તે શી માઠી અસર થઇ ગઇ છે, કે એને ઇંગ્લંડનો રાજા થઇ બેસવાનું ભાન કયાંથી થઇ ગયું છે; અફસોસ! એટલો ખ્યાલ એના મનમાંથી નિકળી જાય તો આ પોરીયો લાખ રૂપિયાનો થઇ પડે એમ છે."

બંધવાઓના આ ટોળામાં એક ઘરડો વકીલ હતો. ઘરડો છતાં તેનો બાંધો લઠ્ઠા સરખો હતો અને બહુ હિમતવાન દેખાવનો હતો. ત્રણ વરસ ઉપર તેણે એક ચોપાનિયું કાઢી તેમાં લોર્ડ ચાનસેલર ઉપર ગેરકાયદે

વર્તવાનો વાંક મુકી તેના વિરૂદ્ધ કેટલુંક સખત લખાણ કર્યું હતું. એ અપરાધ માટે તેના કાન કાપી નાખવાની સજા કરવામાં આવી હતી, તેને વકાલાત કરવાથી દુર કરવામાં આવ્યો, અને ૩૦૦૦ પૌંડનો દંડ કરવામાં આવ્યો હતો, અને તે જાણે થોડું હોય તેમ જન્મકેદની સજા કરવામાં આવી હતી. આટલું છતાં થોડુંક ઉપર તેણે બીજું એક ચોપાનિયું કાઢ્યું અને તેમાં ઉપલા અધિકારી વિરૂદ્ધ સખત લખાણ કર્યું; એટલે તેને બીજીવાર તેના બાકી રહેલા કાન જડ મુલથી કાપી નાખી ૫૦૦૦ પૌંડના દંડ, ઉપરાંત તેના ગાલ ઉપર ડામ દેવાની સજા કરવામાં આવી હતી. જન્મની કેદની સજા તો હતીજ. આ વાત કરી તે ડોસાએ પોતાના બેડોલ થયલા કાન શાહજાદાને બતાવ્યા.

શાહજાદાની આંખમાં તો આગની પેઠે ભડકા થવા માંડયા. તે બોલી ઉઠયો કે, જેમ કોઈ મારૂં કહેલું માનતું નથી તેમ મને ખાત્રી છે કે તું પણ માનવાનો નથી, પણ તેની ચિંતા નથી; એકાદ મહીનામાં તું આ સજામાંથી છુટો થઇશ; અને વધુ એ કે જે કાયદાએ તને આટલો બધો અપ્રતિષ્ઠિત કરી નાખ્યો છે અને જે કાયદાએ અંગ્રેજ નામને લજાવ્યું છે તે કાયદાઓ ધારાપોથીમાંથી જન્મના છેકાઈ જશે. દુનિયાનું ચક્ર ઉંધે રસ્તે ચાલ્યું છે. તો પણ વખત આવતાં, રાજાઓએ પોતે પોતાના કાયદાઓ શું પરિણામ નિપજાવે છે તે જાતે જાણવાને પોતાની ઉપર અજમાયસ લેવી જોઇયે છે, અને તે પરિણામ જાણીને દયા એ શું ચીજ છે તે શીખવું જોઇયે છે. (૧૨)

---

## પ્રકરણ ૨૮ મું.

### ભોગ.

કારા ગૃહમાં કંઇપણ કામ કાજ કે કંઇપણ હીલચાલ વગર પડી રહેવાથી માઇલ્સને સ્વાભાવીક કંટાળો છૂટયો. કદાચ તુરંગમાં તેને કાંઇ કામકાજ સોંપવામાં આવ્યું હોત તો તે ખુશીથી કરત અને તેમાં તેનો વખત પસાર થાત; તેમજ જે અનેક કલ્પનાઓ તેના મનમાં ઘડીને પલે, ખોટી કે ખરી ઊભી થઈને તેના મનને આકુળ વ્યાકુળ કરતી હતી તે પણ નહિ થાત. પણ સત્તાવાળાઓએ જાણી જોઇને જાણે તેને આવી સજા કરી હોય તેમ ચટપટિયા સ્વભાવના માણસને મુંગા બેસાડી રાખવાની શિક્ષા કીધી હતી. એવી વિટંબણાંમાં કેટલાક દિવસ પસાર કીધા પછી અંતે તેની તપાસ થવાનો દિવસ મુકરર કરવામાં આવ્યો. એથી

---

(૧૨) પુસ્તકને છેડે ના૦ ૧૨ વાળી નોટ જુઓ.

તેને ધીરજ આવી; ધીરજ એટલાજ માટે કે, જે તે કાંઇ રસ્તો થઇ જાય. તે અંગ્રેજી કાયદામાં ફરમાવેલી કોઇ પણ સજા ખમવાને તયાર થઇ રહ્યો હતો, પણ કેદની સજા તેને કરવામાં ન આવે એવી ઇચ્છા રાખતો હતો. પણ તેમાં તે ભુલ્યો. તેની તપાસ ટુંકામાંજ પૂર્ણ થઇ. તેના તરફનો કશો પણ ખુલાસો કે બચાવ સાંભલ્યા વગરજ, ફરિયાદ તરફની સઘળી હકીકતને સાચી ઠરાવી ન્યાયાધિસે તેને ભામટા તરીકે જાહેર કીધો અને તેવી વર્તણુક માટે તથા હેન્ડન હોલના માલીક ઉપર હુમલો કરવાના વાંક માટે તેને બે કલાક સુધી 'અપમાન સ્તંભ' ઉપર ચઢાવી બેસાડી રાખવાની સજા ફરમાવી. માઇલ્સે, પોતાના સામા વડિયા હેન્ડન હોલના માલીકના ભાઇ તરીકેનો દાવો કરી હેન્ડન હોલની માલેકી, હેન્ડન વંશની મીલકત અને ખિતાબોનો જે દાવો કર્યો હતો, તેના ઉપર તો ન્યાયાધિશે લગાર પણ ધ્યાન આપવાની ના પાડી, એટલુંજ નહિ પણ તેની તે માંગણીઓ માટે તુચ્છકાર બતાવ્યો.

માઇલ્સને જ્યારે સજા કરવા માટે ઠરાવેલે ઠેકાણે ઘસડી જવામાં આવ્યો ત્યારે, તેને થયલા અન્યાયથી તે બહુ ગુસ્સે થયો. તેની નસે નસ લોહીથી ફુલી ગઇ, તેના ભવાંપર કરચલી વલી ગઇ, તેના હાથોમાં સળવલાટ થવા માંડયો, મોંઢા ઉપર વિકરાલ સ્વરૂપ દર્શાવનાર લોહી ફરી વળ્યું, અને છેડાયલા સિંહની પેઠે તેણે બરાડ મારી; પણ ત્યાં તેની એ બરાડ સાંભળનાર હતુંજ કોણ ? જેમ તે બરાડો પાડે તેમ તેમ તેને લઇ જનારા પોલીસમેનો તેની મશકરી બનાવતા; જ્યારે તે છેડાઇને જમીન સાથે ચોંટી ઉભો રહે, અને ચાલવાની તો શું પણ ત્યાંથી એક ડગલું પણ ડગમગવાની નાપાડી પોતાને ત્યાંથી ખસેડવાની કોણનામાં હીમત છે એવી ચાલેંજ કરે, ત્યારે સઘળા પોલીસમેનો તે બાપડાને મુએલાં કુતરાંને ઘસડે તેની પેઠે તેની કમરે એક દોરડું નાંખી, કેટલાકો તેને દોરડાંથી ખેંચે, બીજા કેટલાકો તેને પાછળથી હડસેલા મારે; અને બીજા કેટલાકો વળી ઉપરથી ધબોધબ ધબોવે; એટલે બાપડાને નાચારીએ ત્યાંથી ખસવું પડે.

આની જોડે બાપડા શાહજાદાની સ્થિતિ પણ બહુ કઢંગી થઇ પડી હતી. આ ઘસાઘસી અને સુક્કાણાઇની રમત તેનાથી શાંત મને જોઇ શકાઇ નહિ; જોઇ શકાય અથવા ન જોઇ શકાય તોએ તે કરનાર શું હતો ? તે પોતે તો પોતાના મનમાં સમજતો કે હું આ દેશનો રાજા છું; મારો શબ્દ એ મારો કાયદો છે, તથાપિ જ્યાં સુધી તે પોતાને ઠેકાણે નથી ત્યાં સુધી તેને રાજા તરીકે માનનારજ ત્યાં કોણ હતું ? માઇલ્સ ઉપર પડેલો જુલમ તેણે મુંગે મોઢે જોયા કીધો, અને જ્યારે

તેનાથી દેખી ખમાયું નહિ ત્યારે તે પાછળ પાછળ ચાલવાને બદલે આગળ આગળ ચાલવા લાગ્યો, અને તે પણ તેનાથી કેટલેક છેટે પડીને. માઇલ્સ જોડે તેને પણ ન્યાયાધિશ હજુર ન્યાયને માટે ઉભો કરવામાં આવ્યો હતો, પણ તેના ઉપર માઇલ્સ હેન્ડન સરખા ભામટાની સોબતમાં ફરવાનો સાદો વાંક મુકવામાં આવ્યો હતો. શાહજાદાએ મનમાં વિચાર્યું કે, જ્યાં બધુંજ ઉલટું અને ઉંધું ચાલે છે, જ્યાં ન્યાયના નામનું મીંડું વળેલું છે ત્યાં મારો બચાવ અને હું કોણ છું તે કોઇ સાંભળનાર કે માનનાર નથી, એટલે પોતાની તરફનો કશો પણ બચાવ આપ્યા વગરજ શું ન્યાય થાય છે તે સાંભળતો ચુપ ઉભો. તેના મનમાં તે ન્હીડ ચઢે કે અબઘડી જો કોઇ મને મારા મહેલમાં લઇ જઇ તખ્તે બેસાડે તો પહેલી ઘડીએ એ ન્યાયધિશનો ન્યાય હું છણું અને તેને ન્યાય એ શી ચીજ છે તે શીખવું?! પણ તે બનેજ ક્યાંથી તે ભાગ્યશાળી ઘડીને માટે તો તે બાપડો વલખાં મારી રહ્યો છે અને જેમ વધુ ને વધુ તળપાપડ થાય છે તેમ વધુ ને વધુ મુંઝવણમાં મુંઝાતો જાય છે. ન્યાયાધિશે તેના ઉપર મુકવામાં આવેલો આરોપ સાબિત થયલો જણાવ્યો અને તેને કેદની સજાને લાયક જાહેર કર્યો; પણ તેની બાળવય તરફ નીઘા પહોંચાડી તેને શીખામણનો એક લંબાણ પાઠ આપી જતો મુકવામાં આવ્યો. એટલું તો વળી ઠીક હતું; નહિ તો કદાચ કાંઇ બાંધી મારવાની કે બીજી એવી કોઇ સખત ન ખમી શકાય એવી સજા ઠોકી દીધી હોત તો તેને કોણ પુછનારું હતું. આવા તરંગોમાં ને તરંગોમાં કેટલુંક ચાલી ગયા તેનું પણ તેને ભાન રહ્યું નહિ. અંતે એક ચોકસ જગાપર આવતાં લોકોનું પોકાર કરતું ટોળું, જે તેમની પુઠે ગમત જોવાને ખાતર ચાલ્યું આવતું હતું તે ત્યાં ઉભું થઇ રહ્યું. 'અપમાન સ્તંભ'વાળી જગા નજદીક તેઓ આવી પહોંચ્યા અને ત્યાં માઇલ્સને લઇ જઇને બેસાડવામાં આવ્યો. શાહજાદાને તે વિષે ખબર પડતાંજ આમ તેમ ફરી ફરીને અંદર ભરાયો; ત્યાં આગળ બાપડા માઇલ્સને બહુજ હીણપસ્તી ભરેલી રીતે ખડો કરવામાં આવ્યો હતો અને તેને કાંઇક હસવા મશ્કરીની વસ્તુ સમજીને લોકોનું ટોળું તેની ખુબ મશ્કરી મજાક બનાવતું હતું. શાહજાદો તે દેખાવ જોઇને બહુજ ખિન્ન હૃદયનો થઇ ગયો. ન્યાયાધીશે માઇલ્સને જે સજા ફરમાવી હતી તે તેણે સાંભળી હતી, પણ તે સજા કેવી હીણપસ્તી ભરેલી છે તેનો તેને જરાએ વિચાર તે વખતે ન હતો. માઇલ્સની સ્થિતિ જોઇને શાહજાદાનાં રવાટાં ક્રોધથી ઉભાં થઇ ગયાં અને મોઢા ઉપર જુસ્સાથી લાલાસ ફરી વળી. ઉનાળાના ઉકળાટની પેઠે તેનું લોહી ઉછળી આવ્યું; પણ હજુ તો તે પોતાના ગુસ્સાનો

ઉભરો બહાર કાઢે તેટલામાં એક કોહેલું ઈંડુ સ્‌રરર કરતું આવીને બાપડા માઇલ્સના ગાલ ઉપર બરાબર વાગ્યું, અને તે બનાવ જોઈને તોફાની લોકોનાં ટોળાંમાં હસ્વા મશ્કરીનો ગોંધાટ થઇ રહ્યો, એટલે શાહજાદો ગુસ્સાથી સિંહની પેઠે ઉછળતો બહાર આવ્યો અને માઇલ્સ ઉપર દેખરેખ રાખનાર અમલદારને આગળ બોલાવી તેને તેણે ગુસ્સાથીજ કહેવા માંડ્યું કે,–

"એ બૂબખ, શરમ છે શરમ! આ મારો નોકર છે, છોડી દે તેને એકદમ, હું કોણ છું તે તું જાણે છે? હું આ દેશનો—"

"ચૂપ, ચૂપ ભલા માણસ, ચૂપ રહે," માઇલ્સે તેને ધાસ્તી આપી કે, "હાલ આવું બોલવામાં શોભા નથી, અને બોલ્યો તો એમ જાણ કે, આ મુઝીઓ તને આંચડ પેઠે ચોળી નાખશે." આમ શાહજાદાને સમજાવીને પછી તેણે તે અમલદારને શાંત પાડવા માટે કહ્યું કે, "ભાઈ એના બોલવા ઉપર તું લક્ષ આપતો ના, એ તો બાપડો દીવાનો છે."

"ભલા માણસ એ વિષેની તું કાળજી નહિ કર, અહીં કોણ તેના એવા ભસવાપર લક્ષ આપવા બેસી રહ્યો છે; પણ તેને કાંઇક તેની ફરજ શીખાડવી જોઇયે, અને તે કામ મને સારી રીતે આવડે છે, અને તે બજાવવાનું મારૂં મન લલચાય છે, તે અમલદારે માઇલ્સને ઉત્તર આપ્યું અને એટલું બોલી તેણે પોતાના હાથ હેઠલના અમલદારને હુકમ કીધો કે, "આ નાનકડા મૂર્ખા હેઠકાને એકાદ બે ફટકાવ કે કાંઇ રીતભાત શીખે; તે તદન ઉલ્લુના જેવો વધી ગયો છે."

સર હ્યુ, જે ત્યાં આગળ હાજર હતો તેણે પોતાનું વેર વાળવાને ચઢાવી આપી કે; "નારે ના, એકાદ બેમાં કાંઇ એ ચુલબુલિયાની શુદ્ધ બુદ્ધ ઠેકાણે આવે એવું લાગતું નથી; કમમાં કમ અરધો ડઝન તો જોઇશેજ, અને ત્યારેજ તેની ચસકેલી ડાગલી કાંઇક ઠેકાણે આવશે."

મોઢું ઉઘાડવાને વખત મળે તે પહેલાં તો બાપડાને એક ચાર લઠપઠ સરખા માણસોએ પકડ્યો. પોતાનાં પવિત્ર તન ઉપર જે ધોતકીપણું ગુજારવાનો જાલમ હુકમ થયો તે સાંભળીને તે એવો સ્તબ્ધ થઇ ગયો કે તેને પકડ્યો ત્યારે તે લઠાઓની ચુંગાલમાંથી છટકવાનાં તેણે લગાર ફાંફાં વટીક માર્યાં નહિ, તો જો કે ગમે તેટલાં તરફડીયાં મારતાં પણ તેમના હાથમાંથી છુટવો તો મુશ્કેલજ હતો. એક અંગ્રેજી રાજકર્તાને ફટકાનો માર પડવાના બનાવની ઇતિહાસના પાનાઓમાં નોંધાવાની આ ચમત્કારિક ગતિ હતી.

શાહજાદાને તો અતિ ઘણો પસ્તાવો થવા લાગ્યો. માફ માંગવી કે ફટકાની સજા વ્હોરવી તેનો તેને ગુંચવાડો થવા લાગ્યો. સલાહ પણ

કાની લેવી; અથવા એ સજા સામા વાંધો ઉઠાવવો અને પોતે રાજા છે એમ વધારે બલથી અને પુરવારથી જાહેર કરવું કે કેમ તે વિષે તેને કશી સમજણ પડી નહિ. પોતાને રાજા તરીકે જાહેર કરીને પોતાની અક્કલ ઉપર પારકાઓને હસવાનો ખોરાક આપી સામો ગુસ્સો થવાનો રસ્તો તો તેને પસંદજ પડયો નહિ; પણ સારે રહ્યો એકજ માર્ગ, કાંતો સજા ખમવી કે કાંતો ક્ષમા માંગવી. ઘણાક વિચાર પછી તેણે ઠરાવ્યું કે સજા ખમવી એ સારી, પણ ક્ષમા માંગવી એક રાજકર્ત્તાને માટે હિણપસ્તી ભરેલુંજ છે.

"પણ તુરતજ માઇલ્સ હેન્ડને શાહજાદાની મુસ્કેલીનો અંત આણ્યો. આવા સકોમલ બાલકને સજા કરવાને તત્પર થયેલા અમલદારો તરફ ભારી તિરસ્કાર બતાવી તે બોલ્યો—" જવા દો, જવા દો એ બાલકને! વગર હૈયાના કુતરાઓ, એને જવા દો; તમારા તો ડોલા ફુટેલા છે. તે તમે જોઇ શકતા નથી કે એ કેવું કોમલ બાલક છે? એનો બાંધો કેટલો નાજુક છે તે તો જુઓ? જવા દો એને અને એના ભાગના ફટકા મને મારો."

**સર હ્યુને** તો આવુંજ કાંઇક જોઇતું હતું, એટલે તો તેને હર્ષ થયો અને હર્ષથીજ બૂમ પાડી ઉઠયો, "ઠીક, ઠીક એ તો સોના કરતાં પીળું, આ નાના ભીખારડાને મરવા દો અને તેને બદલે આ કમબખ્ત પીંજારડાને એક ડઝન ફટકાવી નાખો; જરાએ કસર રાખતા ના."

શાહજાદો તો **સર હ્યુના** આ અપમાનદાયી શબ્દોથી રાતો પીળો થઇ ગયો અને તે તેની સામા વાંધો ઉઠાવવા જતો હતો, પણ **સર હ્યુએ** ટકોરમાંજ તેને કહ્યું કે, "બોલ બચ્ચા ભીખારડા બોલ, ફીકર નહિ, તારી છાતી ખુલ્લી કરી નાખ પણ ધ્યાન રાખજે કે, જેટલા શબ્દ બોલશે તે દર શબ્દે છ છ ફટકા વધુ પડશે."

**માઇલ્સને** બહાર મેદાનમાં લાવીને તેની પીઠ ઉઘાડી કરવામાં આવી; અને તે ઉઘાડી પીઠ ઉપર ડઝન ફટકા ફટકાવી કાઢવામાં આવ્યા જે વખતનો દેખાવ પોતાનાથી નહિ જોઇ શકાયાથી શાહજાદો પીઠ ફેરવીને ઉભો અને આંખોમાંથી દડદડ આંસુ પાડી રડવા લાગ્યો. "આહા! હીમતવાન ભલા માણુસ! આ તારી રાજભક્તિ ભરેલી સેવા મારાં સ્મરણમાંથી કદી ખસનાર નથી. નહિ નહિ હું એ સેવા કદી ભુલીશ નહિ, ભુલીશ એવો હું બેવકુફ નથી; તેમ આ સઘળા મુજીઓને હું છોડીશ નહિ, તે પોતાના મન સાથેજ બોલવા લાગ્યો. **માઇલ્સની** આ સેવાનો તે બહુ ઉંચો ને ઉંચો વિચાર બાંધવા લાગ્યો અને તેને પુરતો બદલો આપવાની પોતાની ફરજ નહિ ભૂલવાનો પણ તેણે ઠરાવ કર્યો.

આહા, એ કેવો કુલિન છે, કે તે પોતાના રાજકર્તાને જખમ અને દાચ મોતના ઘરમાંથી બચાવે છે; પણ પોતાના રાજકર્તાને જે હિણપતીમાંથી બચાવે છે તેના જેવું બીજું કશું મહાભારત કામ નથી." આવા વિચારો તે પોતાના મન સાથે કરવા લાગ્યો.

માઇલ્સ હેન્ડને ફટકાનો ચમચમાટ કશા પણ બુમ બરાડા વગર હુ હીમતથી ખમ્યો. એક કોમળ બાળકને આવી સખત સજામાંથી ડવી તે સજા પોતે ભોગવી તે બનાવે ત્યાં ભેગાં થયલાં લોકો ઉપર ારે અસર ઉપજાવી. અને ગમે તેવા તે ભામટાઓના મનમાં પણ, હેન્ડનને માટે બહુ સારો વિચાર આવ્યો, અને તેથીજ જે વેળા હેન્ડનને ટકા મારવામાં આવ્યા તે વેળાનો દેખાવ બહુ ચુપકીદી ભરેલો અને ાંત થઇ ગયો હતો. લોકો જે ટોલટપાં અને મશ્કરી મજાક કરતા હતા ઓ તદન ગંભીરતાથી આ બનાવ નિહાલતા ઉભા હતા. ફટકા ખલાસ યા પછી, શાહજાદો માઇલ્સ આગળ ધીમે પગલે આવ્યો અને તેના ાન ઉપર પડીને કહેવા લાગ્યો કે—

"રાજાઓ તને ઉમરાવપદ આપી આપીને કેટલી હદ સુધી આપશે; ારણ કે, રાજાઓના પણ રાજાએ તે પદ તને આપ્યું છે; પણ એક ાજા તો કદાચ માણસોમાં તને ઉમરાવપદ આપી શકશે."

એટલું બોલી ફટકા મારવાનો જેરબન તેણે ભોંય ઉપરથી ઉપાડયો, હેન્ડનનાં લોહીવાળા ખભાં ઉપર તે હળવેથી ફેરવ્યો અને બોલ્યો કે, "ઈંગ્લંડનો રાજા એડવર્ડ, તને અર્લની પદ્વીએ ચઢાવે છે."

આ બનાવથી હેન્ડનની છાતી ભરાઇ આવી; તેની આંખોમાં પાણી ભરાઇ આવ્યું અને ન ધારેલી શોકની છાપ તેના મ્હોં ઉપર છવાઇ ઇ; પણ તે બહુ હીમત રાખી ઉભો રહ્યો ને જે દીઓ ભરાયો હતો તે બાહેર નહિ દેખાડતાં તે છુપાવવાની તજવીજ કરી. કેદખાનામાંથી એકદમ એક અર્લની પદ્વી ઉપર ચઢવાના બનાવે—હાલ લાગતા કલ્પિત બનાવે—તેને હર્ષઘેલો કીધો. "આહા! હવે તો હું સ્વપ્નના અને જાગૃતિના રાજ્યના "સેપતર નાઇટ"ની પદ્વી ઉપરથી "સેપતર ઉમરાવ"ની પદ્વીએ ચઢયો ખરો; પણ ગમે તે હો, તે ખરા હો કે તરંગી અને કલ્પિત હો, પણ જે હેત અને ભાવથી તે મારા ઉપર નવાજવામાં આવે છે તેને ખાતર જ મારે તેની બુઝ પીછાણવી જોઇયે છે." માઇલ્સ પોતાના મન સાથેજ સંતોષ લેવા લાગ્યો.

આ સઘળું ખલાસ થતાંજ સર હુ ત્યાંથી ચાલ્યો ગયો. કોઇ પણ બંધવાની તરફેણમાં કે વિરૂધમાં એક શબ્દ બોલી શકયું નહિ, ગમે તે હોય પણ ફટકા મારવા આગમજ માઇલ્સ તરફ જે તિરસ્કાર બતા-

વવામાં આવતો હતો તે બંધ પડી ગયો એ તેને જેવું તેવું માન ન હતું. વળી એક બદમાસ લાંબેથી ડોકીયું કાઢીને માઇલ્સ તરફ નજર કરી કાંઇક મશ્કરી કરીને તેના અંગ ઉપર સુએલી બીલાડી ફેંકવા જતો હતો; પણ લોકોએ તેને તેમ કરતો અટકાવીને ભોંય ઉપર સામો પટકી નાખ્યો. એક નાજુક બદનના બાળકને થયલી ઘાતકી સજા પોતાના શરીર ઉપર ખેંચી લેવાનાં ભલાં કામ માટે, પ્રજા લાગણીનો આ બદલો જેવો તેવો નહતો અને માઇલ્સ તે પોતાના મનમાં સારી પેઠે સમજતો હતો.

---

## પ્રકરણ ૨૯ મું.

### લંડનને રસ્તે.

દુઃખે પાપે માઇલ્સ હેન્ડને પોતાની સજા પુરી કરી, અને તે પુરી થતાંજ, સરકારી અમલદારોએ તેને કેદમાંથી છોડી, વડી સરકારના હુકમથી આજ્ઞા કરી કે, તેણે એકદમ હયાંથી ચાલ્યા જવું અને ફરીથી મોઢું દેખાડવું નહિ. તેને વળી ધમકી આપવામાં આવી કે ફરીથી તેણે આ જગા ઉપર પગ મુકયો અને ફરીથી કોઇ નાના કે મોટા અપરાધમાં સપડાયો તો પછી આવી નાહની સજા ખમીને છુટવાની આશા રાખવી નહિ; પણ કદાચ જીંદગીની આશા ધોઇ મુકવી. આ સઘળું તેને કહેવામાં આવ્યું તે કાંઇ મિત્રાચારી ભરેલી રીતે નહિ, કંઇ શીખામણરૂપે નહિ, પણ ખુલ્લેખુલ્લી ધમકી સાથે; એવી આશાથી કે તેની તેના ઉપર સારી અસર થાય. પણ માઇલ્સ હેન્ડનને આની ધમકીની દરકાર નહતી; તે સઘળી વાતે નિસ્પૃહી હતો. શું કરવું, કયાં જવું અને હવે પછી કેમ કામ લેવું તે માટે તેને શીખવવાની જરૂર નહતી. તે સઘળું સમજતો હતો. તેની તરવાર, તેનું ગધેડું તથા ખચ્ચર જે તેને પકડવામાં આવ્યો ત્યારથી સત્તાધિકારીઓએ લઇ લીધું હતું તે સઘળું તેને પાછું સપુરદ કરવામાં આવ્યું. તે સઘળું મળતાંજ એકવાર ફરીથી છુટાપણું મળવા માટે પરમેશ્વરનો પાડ માની, કેવળ ખોટા ન્યાય અને કાયદાઓ વિષે ઉંડો નિશ્વાસ મુકી, તેણે ત્યાંથી જવાની તયારી કીધી. ગધેડું હાથમાં આવતાંજ તેણે તેના ઉપર સ્વારી કીધી અને શાહજાદાએ તેની પાછળ ચાલવા માંડયું. તોફાની ભામટાઓનાં ટોળાંએ આ સમયે આ રસાલાને માનથી માર્ગ આપ્યો, અને તેઓ નજરે પડયા ત્યાં સુધી તેમના તરફ નજર રાખ્યા પછીજ ત્યાંથી વિખરાવા માંડયું. શો ચમત્કાર? જે ભામટાઓનું ટોળું થોડોજ સમય પહેલાં આ બાપડાઓ ખરા અપરાધી છે કે નહિ તે જાણવાની લેશ પણ દરકાર રાખ્યા વગર તિરસ્કાર

બતાવી તેમનો હુરીઓ કરતું હતું. તેજ ટોળું તેમના તરફ બહુ માન અને પ્રીતિની નજરથી જોવા લાગ્યું; અને તે ફેરફાર આપણે આગલાં પ્રકરણમાં જોઇ ગયા તેમ, બાળ શાહજાદાને કરવામાં આવેલી બાંધીમારની સજા હેન્ડને પોતાના તન ઉપર ખમ્યાથી થયો હતો.

હેન્ડન છુટો તો થયો, પણ શું પોતાનો અમુલ્ય વારસો જવા દેવો? શું હેન્ડન કુટુંબની મીલકતના વારસ તરીકેનો પોતાનો દાવો છોડી દેવો? શું જીંદગી આવા કંગાળિયાતપણાંમાંજ પુરી કરવી? નહિ; તેમ બનેજ નહિ. ત્યારે કરવું શું? આ તર્કો હેન્ડનને રસ્તે ચાલતાં થવા માંડયા. કોઇની પાકી કુમક નહિ મળે, કોઇની ખરી સલાહનો લાભ નહિ મળે ત્યાં સુધી આ કામ હાર પડે અને તેમાં તેને ફતેહ મળે એવું દેખાતું નહતું. તે મદદ કોણની અને કયાંથી અને કેમ મેળવવી? એ ગુંચવાડાએ તેના મનને ઘેરી લીધું. ઘણાં ઘણાં લાગવગવાળા આસામીઓ તરફ તેણે પોતાની નજર ફેરવી, પણ કોઇ તરફથી તેને જોઇયે તેવો ને ઠેઠના ઠેઠ સુધીનો ટેકો મળી શકે એવું લાગ્યું નહિ. ઘણાક વિચાર પછી એક તરફ કાંઇક તેનો ખ્યાલ દોડયો; ખ્યાલ દોડયો ખરો, પણ ત્યાંથી તેને ધારવા જેટલી મદદ મલશેજ એમ તેના મનમાં નિશ્ચય ન હતો. બુઢા પાદરી બાવા એંડ્રુએ, ઈંગ્લંડની ગાદી ઉપર આવેલા જુવાન રાજાની ભલમનસાઈ, તથા કમનસીબ અને પીડાયલા માણસો તરફની તેની દીલસોજી ભરેલી લાગણી વિષેની ઘણી ઘણી વાતો કરી હતી, તે વાતો સાંભરી આવતાં હેન્ડનની નજર ત્યાં દોડી; કે તેની પાસે જઇ, પોતાની ફરિયાદ રજુ કરવી અને તેની પાસેથી યોગ્ય ન્યાય માંગવો. એ તો સઘળું ખરૂં; પણ આવા એક ચીંઠરેહાલ ભીખારડાને, આખા દેશના રાજકર્તા હજુરે દાખલ થવાની સહેલાઇ અને જોગવાઇ કેમ કરી મળશે? એ નવો વીચાર તેના મનમાં આવ્યો. ગમે તે થાય, પણ પ્રયત્ન તો કરવોજ એવો નિશ્ચય તેણે કર્યો અને તે નિશ્ચય કરતાંની સાથે તેને પોતાના પિતાના એક જુના મિત્ર **સર હંફ્રી માર્લો**, જે મરનાર રાજાના બબરચી ખાનાનો વડો લફ્ટેનંટ હતો તેનું સ્મરણ થયું. હા, હા, તે જો હયાત હશે તો તે મને મારાં કામમાં કાંઇપણ પ્રકારની મદદ કરશેજ કરશે. પોતાનો હેતુ પાર પાડવાની મુશકેલીઓ વચ્ચે આવાં આશાનાં ઝાંખાં કીરણો જણાવાથી તેના મનમાંની ઉદાસી, તુરત નિકળી ગઇ. તેના મોઢા ઉપર નવીન તેજ આવ્યું અને ઉલટમાંને ઉલટમાં તેણે રાજનગર તરફ કુચ કરવાનો નિશ્ચય કર્યો. પાછળ ફરીને જોય છે તો તેને માલમ પડયું કે તે વિચારમાં ને વિચારમાં પુષ્કલ ચાલી આવ્યો છે. આ સઘલો વખત, શાહજાદો બાપડો પોતાના તરંગોમાં મસ્તક નીચુ નમાવીને હેન્ડ-

નની પાછળ પાછળ ધસડાતો હતો. તે વળી તેના પોતાના તર્કોમાં તલ્લીન થઇ ગયલો હતો. હેન્ડન આશામાં ને આશામાં ચાલતો હતો તેટલામાં વળી એક નવા ખ્યાલથી તેના મન ઉપર લગાર ઉદાસી ફરી વળી. હા, હું મારા મનમાં સઘળા પ્રકારની યુકિતઓ રચુ છું પણ આ પગે વળગેલી પીડાનું શું કરવું ? એ રાજાજી સાહેબ પણ મારા સાથે લંડન આવશે કે કેમ ? લાવની એને પુછું તો ખરો કે એ મહારાજાધિરાજની કહી તરફ કુચ કરવાની મરજી છે? એવો વિચાર કરીને હેન્ડનને જાણે કાંઇ યાદ આવી ગયું હોય તેમ એક ખોંખાર માર્યો અને હં હં. હં, કરીને શાહજાદા જોડે વાતચીત કરવા માંડી:—

"નામવર ખુદાવિંદ ! હું તો મારૂં ભાનજ ભુલ્યો છું, તમો રાજપતિનો હુકમ જાણવાની તો મેં દરકારજ કરી નહિં, ચીંતે ધ્યાનમાં ને ધ્યાનમાં હિંડીયો જાણું છું, તો ક્ષમાવંત કૃપા સાગર, મને જણાવશો આપ હવે કયાં પધારી જવાની ઇચ્છા ધરાવો છો ?"

"હું લંડન જવાની ખાહેશ ધરાણું છું," શાહજાદાએ ઉતર આપ્યું.

હેન્ડનને તો એજ જોઇતું હતુ. વગર માંગવે તેને પોતાની ઇચ્છાનુસાર જવાબ મળ્યો એટલે તે તો ખુશી થયો, અને "હા, મહારાજાધિરાજ, ચાલો ત્યારે" એમ બોલી બંનેએ ખૂબ જોરથી પગ ઉપાડયા. આ મુસાફરીમાં કોઇ અવનવો બનાવ બનવા પામ્યો નહિ, પણ છેક અંતની ઘડીએ ન ધારેલો એક બનાવ બન્યો, જો હેન્ડન તથા શાહજાદાના બંનેના બાબતમાં ગુચવાડા ભરેલો થઇ પડયો. તા૦ ૧૯ મી ફેબ્રુઆરીની રાત્રે તેઓ લંડન બ્રીજ ઉપર આવી લાગ્યા. બ્રીજ ઉપર, તેમજ તેના બંને છેડાઓ તથા આજુબાજુની તમામ ખુલ્લી જગાઓ કે મેદાનોમાં લોકોનાં ટોળે ટોળાંઓ જાણે કીડી કચકચતી હોય તેની પેઠે ભેગાં થયલાં તેમના દીઠામાં આવ્યાં. આ સઘળાંનું કારણ પુછતાં તેમને માલમ પડયું કે, ઈંગ્લિંડનો રાજા હેન્રી, ત્રણ અઠવાડિયાં થયાં મરણ પામ્યો છે, અને તેની લાસને ત્રણ દિવસ થયાં ભૂમિદાહ કરવામાં આવી છે. આવતી કાલે, તેના શાહજાદાને ઈંગ્લિંડની ગાદીએ બેસાડવાની ક્રિયા, ભારી ધામધુમ સાથે થનાર છે, અને તેની ખુશાલીની ખુમારીમાં લોકોનાં ટોળાંઓ ખાઇપીને ચમનદારી ઉડાવે છે. આ ખબરે, શાહજાદાને બહુ ઉદાસીન બનાવી દીધો. 'આહ' તે વિચારવા લાગ્યો, "આ હું શું સાંભળું છું ? ઈંગ્લિંડની ગાદીનો માલિક, મારો પિતા અંતે મરણ પામ્યો છે એ ખબર સાચીજ માલમ પડે છે; પણ તેની જગા ઉપર આવતી કાલે કોને રાજ્યાભિષેક કરવામાં આવતો હશે ? મૃત રાજા હેન્રીનો ખરો પુત્ર, ઈંગ્લિંડની ગાદીનો હકદાર વારસ અને સ્વામી શાહજાદો એડવર્ડ

પ્રિન્સ આફ વેલ્સ, કર્મના કોઇ સંજોગથી આ ચોટરે હાલ ભીખારડાની સ્થિતિમાં ભટકે છે તો પછી મને નથી સુઝતું કે, મારી ગાદીનો દાવો કયા બીજા માણસને સોંપવામાં આવ્યો છે ? આ શું ચમત્કાર છે તેની મને સમજ પડતી નથી. શું મારા સઘળા દરબારીઓ, અમીર ઉમરાવો, મારા રક્ષક, મારા અતલગના સગા સંબંધીઓને, હું હયાત છું અને આ ભીખારી વેષે ભટકું છું તેની કશી ખબર નહશે ? મને અદ્ભૂતાશ્ચર્ય તો એજ લાગે છે કે, રાજમહેલનું સુખ અને મૌજમઝા છોડીને આ જંગલે જંગલે અને પાદરે પાદરે ભટકુ છું તો તેમને મારી શોધ કરવાની પણ કાળજી નહશે ? કે પોતાની શોધમાં તેઓ મારાજ સરખા કોઇ બીજા પોરિયાને જોઇને ઠગાયા હશે ? પણ એમ તે કાંઇ બને ? કદાચ મારો અને તે પોરિયાનો ઘાટ રંગ રૂપ કે વય એકસરખાં હશે, કદાચ મારો અવાજ અને તેના અવાજ વચ્ચે કાંઇ ફરક નહશે, તોપણ મારી કેળવણી, મારો રાજવંશી વિવેક, મારા સદ્ગુણો કે દુર્ગુણો જે હોય તે, મારી અનેક પ્રકારની વિચિત્ર ટેવો, મારા સ્વભાવાદિકમાં પણ કશો ફરક દેખાયો નહશે ? શું તે બાબતમાં પણ તે મને મળતો હશે ? નહિ નહિ, એમ તો કંઇ બને નહિ, હોય નહિ—પણ આરે હું કલ્પના શું કરૂં ? તેઓએ મારી શોધજ ન કરી હશે અને ગયો તો ગયો, બર જહાન મ સમજી મારી જગા ઉપર જાણીજોઇને કોઇ બોઘલાને બેસાડી દીધું હશે ? કે જેથી તેઓ પોતાનું ધાર્યું અને મનમાનતું ગમે તેમ વેતરી શકે ? ના, ના, તેમ બની શકે તેમ લાગતું નથી, કારણ મારા પોતાના અમલ હેઠળ તેમને કશા પ્રકારનું દુઃખ હતું નહિ, હું તેમને પિડીશ અ-થવા તેમની સત્તામાં આડો આવીશ એવું પણ કશું મારામાં જોવામાં આવ્યું હોય એમ હું માનતો નથી. સર્વથી વિશેષ આશ્ચર્ય મને મારા વહાલા મામા લોર્ડ હર્ટફર્ડ માટે લાગે છે. બીજાઓ મારા સંબંધમાં ગમે તે વિચારો બાંધીને મને છોડી દેવા માંગતા હોય, પણ મને અતિપ્રે-મથી ઉછેરનાર અહોનિશ મારી સંભાળ લેનાર, અને મારામાંજ પોતાનું સર્વસ્વ સમજનાર તે ઉમદા ખવાસનો ઉમરાવ પણ શું આ સમયે, તેમની સાથે મળી ગયો હશે અને મને જતો કરીને, મારા હકો ડુબા-ડીને, મારી જગા ઉપર કોઇ બીજાને ઇંગ્લંડની ગાદીનો વારસ ઠરાવી, મનમાં મલકાતો હશે ? નહિ, નહિ ? એડવર્ડ, લોર્ડ હર્ટફર્ડના સંબંધમાં તો આવા કુતર્ક કરવા લાઝીમ નથી. ખેર, જે હશે તે લંડનમાં રાજ મહેલ તરફ જતાંજ, સઘળો ખુલાસો થઇ જશે.

આ પ્રમાણે વિચારમાં ને વિચારમાં લોકોની મોટી ભીડમાં બંને જણા રસ્તો કાપતા હતા, એવામાં લોકોનું એક મોટું ટોળું

પાછળ દોડયું આવ્યું અને તેથી એટલો શોરબકોર અને ભચડાકચડી થઇ ગઇ કે નાસભાગમાં હેન્ડન અને શાહજાદો બંને એકબીજાથી છુટા પડી ગયા. હેન્ડન શાહજાદાને શોધતો અને શાહજાદો હેન્ડનને શોધતો હતો—એમ બંને એક બીજાને શોધતા શોધતા કયાં ને કયાં નિકળી ગયા. એ વળી તા૦ ૧૯ મી ફેબ્રુઆરીની રાતનો, ઈંગ્લંડની ગાદી ઉપર નવા રાજકર્ત્તાને રાજ્યાભિષેક કરવાના દિવસની આગળી રાતનો, વિચિત્ર અને શોકભરેલો બનાવ હતો ! પણ ઘણો વખત થયો, રાજમહેલમાં ભીખારડા ટોમની હીલચાલને પડતી મુકી છે તો ચાલો આપણે બે ઘડી ઈંગ્લંડના રાજમહેલમાં પધારિયે. હાલમાં તો હેન્ડન અને શાહજાદા એડવર્ડને આપણે ત્યાંજ રઝળતા છોડી દેવા સારા છે.

---

## પ્રકરણ ૩૦ મું.

### ટોમની બલિહારી.

શું કુદરતનો ચમત્કાર, શું તેની બલિહારી ! હકદારને કેવા ચમત્કારીક સંજોગથી તેની સુખાનંદની ગાદી ઉપરથી ગગડાવી પાડયો છે ! એક બે બદામના ભીખારડાને તેની જગા ઉપર કેવો લાવી ગોઠવી દીધો છે ! ખરો હકદાર જ્યારે ભીખારી વેષે હાડમારી ભોગવતો ગામે ગામ અને પાદરે પાદર ભુખ્યો અને તરસ્યો, ખૂની, લૂટારા અને ઘરફાડુ ચોટ્ટાઓની સોબતમાં, તેમના ટોણાટપલા ખમતો; તેમના લઠપઠ હાથોથી મેથીપાક જમતો ભટકે છે, ત્યારે હલકામાં હલકો અને નીચમાં નીચ એક ભીખારડો, રાજગાદી ઉપર બેસી રાજ્યનાં સુખો ભોગવે છે. તે રેશમી અને ઉંચમાં ઉંચી સાટીન કે મખમલના ડુંગર વચ્ચે પડેલો છે, ત્યારે તે પોષાકોનો હકદાર ધણી, ભીખારડાની સ્થિતિમાં તન ઉપર પુરેપુરાં વસ્ત્ર વગર ઉચાલા ભરે છે, અને ચીંથરેહાલ ભીખારડો, તે ડુંગરો વળે એવા પોષાકોનો ન ધારેલો ધણી થઇ બેઠો છે. પડેલા પાઉના ટુકડા કે એઠું ખાઇને ઉછરેલો એક ભીખારડો જ્યારે તેના બાપદાદાએ કદી જોયલાં તો શું, પણ સાંભળેલાંએ નહિ એવાં પકવાનો અને મિષ્ટાનો કે સુવાસથી દીલડું ઠંડું કરી નાખે તેવાં પીનાઓથી પેટ પંપાલે છે, ત્યારે તેવાંજ સુખનો ભોગી, હકદાર ભોગી—એકેક પાંઉના ટુકડાને માટે ટળવળે છે ! રાજમહેલમાં સેંકડો મણ રૂનાં નરમ અને મનહરણ કરે તેવાં ગાદલાંઓ, તે પણ અનેક,—છત્રપલંગોમાં પડીને ચમનદારી ભોગવવાનો હક ધરાવનાર ભોગી જ્યારે તે સર્વસ્વ ત્યજીને ભોંય ઉપર કે ઘાસ ઉપર, બળદો બાંધવાનાં કોઠારમાં કે ખેતરોના ખુંપરા ઉપર, પડીને વખત ગાળે છે,

ત્યારે એક ભીખારડો, જે કદી મ્હેલની ખુમારી તો શું પણ મહેલ જોવાને પણ ભાગ્યશાલી નહિ, ગાદલાં તે શું તે તેણે કદી જોયલાં નહિ, તેવો ભીખારડો, રાજમહેલમાં ચમનદારી ભોગવે છે. જ્યારે પાણી માંગે તો દુધ–શરબતના પ્યાલા હાજર થાય, એક ચાકરને તેડે તો સેંકડો ચાકરો જેની તેહનાતમાં ખડા રહે તેવો એક રાજવંશી, ચાકર નફર કરતાં પણ ભુંડા હાલે ભટકે છે, ત્યારે ચાકરનફર વિનાની બલકે ખુદ ચાકરડા કરતાં નખેતર સ્થિતિમાં ઉછરેલો ભીખારડો, રાજવંશી મહેલનું સુખ આરોગે છે! ઇશ્વરની ગતિજ ન્યારી છે; રે! રે!

રંક નિવાજી બનંત રાજેશ્વર, ભૂપત બનત ભિખારી;
જાકે પાઉમે પેતીયા નહિ, તાકુ દીયો કુંજ વિહારી.

ભીખારડો ટોમ કેન્ટી રાજમહેલમાં આ પ્રમાણે મહાલે છે, એટલુંજ નહિ પણ ધીમે ધીમે તે રાજમહેલની અદબઅદા શીખીને પાવરદો થતો જાય છે. દરરોજ જેમ જેમ તે વધુ ને વધુ દરબારીઓના કે રાજવંશી કુટુંબનાં માણસોના સમાગમમાં આવતો ગયો તેમ તેમ તે સઘળું જાણી લેતો ગયો અને એટલે સુધી કે તે દીવાનો થયલો છે, તેની ડાગલી ચસકી છે એવાં એવાં જે વચનો સંભળાતાં હતાં તે પણ હવે બંધ પડવાં લાગ્યાં. દિવસે દિવસે તે પોતાના મનમાંની ધાસ્તી છોડતો ચાલ્યો, એટલે ખુલ્લાં મનથી વર્તવા લાગ્યો; ભુલચુકનો જે છબરડો તે કરતો હતો તે પણ બંધ પડયો. જ્યારે કોઇ રાજમિલાવડામાં કે, ખાનામાં કે દરબારમાં ભાગ લેવો પડતો ત્યારે, "હાય! હાય! કેમ થશે! અહીં શું બોલવાનું હશે? કેમ મુંડવાનું હશે, કોની જોડે વાત કરવાની હશે, ત્યાં શું થશે, કોઇ કાંઈ પુછશે તો તેનો જવાબ શું આપીશ, કોઇ ચીજની જરૂર પડશે તો તે માટે કેમ માંગણી કરીશ, શરીરે ખજવાલ લાગશે તો ખજવાલીશ કેમ? સઘળાઓમાં સારૂં લાગશે કે કેમ તેની તેને ભારી મુંઝવણ થતી હતી, તે સઘળી મુંઝવણ હવે નિકળી ગઇ છે. એકાદ બે ખાનામાં ભાગ લીધો ત્યાં જોઇ લીધું કે, ખાનું થાય ત્યારે મારે શાહજાદા રાજકર્તા તરીકે આવી આવી રીતે વર્તવાનું; મિલાવડાઓ કે દરબારમાં બે ચારવાર હાજરી આપ્યાથી તેની ખાત્રી ગઈ ગઈ કે અહીં પણ 'પાંચ વીસે સો' તો આમ ગણવાના છે, એટલે હવે તેને ચિન્તા રહી નહિ. ચાકર નોકરોને તેડવા હોય તો શું કરવું, કોઇપણ કામ હાથે નહિ કરતાં, તે તે કામ ઉપર મુકરર થયલા કામદારો પાસેજ કરાવવું એ પણ તે શીખી ચુકયો; પોતાનાં અંગ ઉપરનાં કપડાં કાઢવાં કે પહેરવાં હોય તો તે પણ હાથે નહિ કરતાં ચાકરો પાસે કરાવવું એ સઘળું તે જાણી ગયો. ખાનામાં જવું પડતું કે મિલાવડામાં ભાગ લેવો પડતો તો ત્યાં તે નિધડક જઇ બેસતો હતો. આ સઘળું શીખવામાં

તેને વળી પેલા "વ્હીપીંગ બોય"ની સારી સહાયતા મળી હતી. જ્યારે તેને રમવાનું કે વાતના તડાકાઓ મારવાનું મન થતું ત્યારે તે લેડી એલીઝાબેથ અને લેડી જેન ગ્રેને નીધડક પોતાની હજુરમાં બોલાવતો, અને જ્યારે ધરાતો ત્યારે તેમને પોતાની હજુરથી રજા આપતો, અને તે સઘળું તે એવી રીતે કરતો કે સામા માણસ એમજ માને કે, આ માણસ ખરોજ એડવર્ડ પ્રિન્સ આફ વેલ્સ છે. તે શાહજાદીઓ જ્યારે ટોમની હજુરથી રજા લેતી ત્યારે જતાં જતાં તેના હાથ ઉપર બોકીઓ કરીને જતી, જે ક્રિયાથી તે પહેલાં તો ગુંચવાતો હતો, પણ હવે તો તે નિધડક પોતાનો હાથ લાંબો કરી તેમના હજુર ધરતો. પહેલાં જ્યારે રાત્રે તેને ઉંઘવાનું મન થતું ત્યારે ગમે તેમ દોડતો જઇ ગમે તે પલંગ ઉપર લાંબો થઇ પડતો હતો, પણ હવે જ્યારે તેને સુવાની કે આરામ લેવાની ઇચ્છા થતી ત્યારે તે, તે કામ ઉપર મુકરર થયલા કામદારોને હુકમ ફરમાવતો એટલે તેને રીત રીવાજ પ્રમાણે સુવાના દીવાનખાનામાં લઇ જઇ, યોગ્ય ક્રિયાઓ કરી, તેને પોઢાડવામાં આવતો હતો. પ્રથમ જ્યારે પોશાક કાઢવાની કે નવો પહેરવાની જરૂર પડતી ત્યારે તે વહેલો વહેલો પોતાને હાથે તે કાઢ પહેર કરવાની દોડાદોડી કરી મુકતો, પણ હવે તો તે નચિંતે તે કામ ઉપર મુકરર થયલા કારભારી કે કારભારણોને માત્ર ટચાકડી વજાડીને ચેતાવતો અને પોતે સ્તબ્ધ થઇને ખડો રહેતો એટલે તેઓ ચપાચપ મંડી જઈ ફરમાવેલું કામ કરતા. પહેલાં જ્યારે તેને ભારી ઠાઠમાઠ અને અમીર ઉમરાવોનાં મોટાં દબદબીત સરઘસને મોખરે ચલાવીને લઇ જવામાં આવતો ત્યારે ધડકતી છાતીએ, ધ્રુજતા અને લથડતા પગે અને ચિંતાતુર ચહેરે, ને સાવજ પેઠે આગળ પાછળ જોતો જોતો ચાલતો અને સામાવાળાઓનાં મનમાં તુરત શંકા પેદા કરતો કે બાપડો ખરેજ દીવાનો થઈ ગયો છે; પણ હવે તો તે, નિધડક બની, ગજની છાતી કાઢીને, પૂર દમામ અને ટેક રાખીને તેમની વચ્ચે પસાર થતો હતો. પ્રથમ તેના અંગરક્ષક ગાર્ડસ–એટ–આર્મસની સંખ્યા ૫૦ ની હતી, જેમની દોડધામથી તે ગાભરો થઇ જતો, ત્યારે હવે તો એટલો નિધડક બની ગયો કે પોતાનો દમામ વધારવાને તે સંખ્યા સામી બેવડી કરી દીધી હતી. પહેલાં જ્યારે તેની પધરામણીનું રણસિંગડું કાનના પડદા ફાડી નાખે તેવા અવાજથી મહેલો અને મહોલ્લાઓને ગજાવી મુકતું ત્યારે તે બેબાકળો બની જતો, પણ હમણાં તો તે બેવડા જોરથી ફુંકાવતો હતો. નકીબો જ્યારે "સલામ ઉપર નીગાહ રખો," કે "મહારાજાધિરાજની સ્વારી માટે રસ્તો આપો" એવા પોકારો ગજાવતા ત્યારે

હાંફળો ફાંફળો થઇ આમતેમ જોતો હતો, પણ હવે તો જ્યારે એવા પોકારો થતા ત્યારે તેનું હૈયું હરખથી ગજ ગજ ઉછળતું હતું.

પ્રથમ જ્યારે તેને ભર દરબારમાં તખ્ત ઉપર લાવી બેસાડતા ત્યારે જાણે હાલતું ચાલતું પણ મુગું પુતળું બેસાડયું હોય તેમ ચૂપ બેસતો અને બાજુમાં ઉભો રહેતો. "લોર્ડ પ્રોટેક્ટર," તેના કાનમાં પડીને કાંઇ કહે ત્યારેજ તે જરા તરા મોહું ઉઘાડતો; હવે તો તે તખ્ત ઉપર બોલતાં પુતળાં પેઠે બેસતો, તેનું મોઢું સદા ઉઘડેલું રહેતું, આમ તેમ ફરીને કાંઇ કાંઇ વાતો કરતો, કાંઇક હાસ્ય વિનોદ કરતો, અને એમ કરીને લોર્ડ પ્રોટેક્ટરને તદન નકામો સરખો બનાવી દીધો હતો. દરબારમાં કાંઇ સવાલ થતો કે કાંઇ વાત અથવા ચર્ચા નિકળતી તો તેમાં પોતે ઝટ વચ્ચે પુરાતો અને ગંભીર્યથી, વિનોદી વિષય હોય તો વિનોદથી કે કાંઇ તકરારી બાબત હોય તો તેવાજ તોરથી તે બોલતો હતો. મોટા મોટા એલચીઓની મુલાકાતો લેવાનું તેને જ્યારે કહેણ મોકલવામાં આવતું ત્યારે તે પોતાનું કપાળ કુટતો કે આ વળી પીડા નવી કયાંથી વળગી? પણ હવે તો તે ખુશીથી તેમની મુલાકાતો લેતો. કામ જોગ વાત ચર્ચા-વતો, અને પોતાના રાજકર્તાઓ તરફથી તેઓ જે મિત્રાચારીના સંદેસાઓ લાવ્યા હોય તે રાજવિવેકથી સ્વીકારીને પછી વાંચીને, તેના યોગ્ય ઉતરો લખવાને મુનશીઓને તાકીદ આપતો, અને તેમાં તે બહુ મોજ અને ગમત મેળવતો હતો.

પ્રથમમાં તે સુશોભિત ચકચકિત અને એક ઉપર બીજા, બીજા ઉપર ત્રીજા એવા પોષાકોથી તે ગભરાતો, પણ હવે તો તેને તે એટલા મનગમતા અને મોહક થઇ પડયા કે ડુંગરવળે તેટલા પોષાકો થોડા હોય તેમ તેણે બીજા સેંકડો પ્રકારના નવા નવા પોષાકો બનાવવાના રાજ દરજીઓને હુકમો આપ્યા. તેની તહેનાતમાં ચારસો નોકર ચાકરો હતા તે સઘળાંઓથી તે ગભરાઇ જતો, પણ જુઓ આશ્ચર્ય! તે સઘળા હવે તેને થોડા પડયા, એટલા થોડા કે તે સંખ્યા વધારીને તેણે બારસો ઉપર આણી મુકી. દરબારીઓ જ્યારે તેને સલામ ભરવા આવતા ત્યારે તેને બહુ મુંઝવણ થતી, પણ હવે તો તેમની સલામ તે તેને મનથી મધુરગાન થઇ પડયું. પોતાનો સ્વભાવ બહુ માયાળુ અને નમ્રતાવાળો રાખતો, જેઓ જુલમથી દબાયલા હોય તેમનો તે હીમાયતી રહેતો, અન્યાયી કાયદાઓ સામા તે જોરથી લડતો ચલાવતો; છતાં જ્યારે કોઇ વાર તેનું અપમાન થતું તો તે અપમાન આપનાર ગમે તેવો અર્લની પદ્વી ધરાવનાર દરબારી હોય કે મોટી પદ્વીનો ડયુક હોય તો શું થયું? તેની સામા તે એવા ડોળા કકડાવી

ભવાં ઉપર ભવાં ચઢાવી દેતો કે, સામો માણસ થરથર ધ્રુજે. તે વેળાના સખતમાં સખત બ્રિટીશ કાયદાની રૂયે જે કેટલાક અપરાધો, તુરંગની, ફાંસીની કે-ઉકળતી કહડામાં નાંખવાની સજાને પાત્ર થાય તેવા કેટલાક અપરાધીઓને તેમના અપરાધનાં વધુ ઓછાં નિર્જીવપણાં તરફ જોઇ, કોઇકને ધમકી આપીને, કોઇકને શીખામણ આપીને તે છોડી દેતો. આ તેની વર્તણુક ખોટે માર્ગે દોરાયલી છે એવી તકરાર એક પ્રસંગે તેની બેહન લેડી મેરીએ, તેના હજુર કહાડી કે એક વાર તેના મરહુમ પિતાની તુરંગોમાં કમમાં કમ ૬૦ હજાર અપરાધીઓ હતા અને તેના ઉતમ પ્રકારના રાજઅમલમાં કાંઇક કમમાં કમ, ૭૨ હજાર ચોટ્ટાઓ અને લુટારાઓને ફાંસીને લાકડે લટકાવ્યામાં આવ્યા હતા. આ વાત સાંભળતાં ટોમના વાળેવાળ ખડા થયા અને એટલો ગુસ્સે થઇ ગયો કે, તેને ડોળા કકડાવીને પોતાની હજુરમાંથી ચાલી જવા ફરમાવ્યું અને જ્યારે ત્યાંથી જતી હતી ત્યારે તે બખાર્યો કે, “આહ, પરમેશ્વર! આ કઠોર હૃદયની શાહજાદીની છાતીમાં પત્થર છે તે કાઢી નાખ, અને તેને બદલે તેણીને મનુષ્યનું હૃદય આપ.”

જે શાહજાદાએ, પોતાની તરફ આટલી બધી મમતા બતાવી, પોતાનું રાજપાટ, સુખસંપતિ સર્જી દઇ તેને નવાજ્યો હતો તે શાહજાદાને માટે ટોમને હવે કાંઇ લાગતું ન હતું. પેહલી શરૂઆતમાં અજાણ્યાપણાને લીધે તેને જે જે વિટંબણાઓ ખમવી પડતી હતી તે ધ્યાનમાં લઇને તે એવી ચટપટીમાં પડયો હતો કે જો તેજ પળે તે શાહજાદો ત્યાં આવી લાગે તો તેનો ઉપકાર માનીને તે ત્યાંથી ઝટ નાસી છૂટે, પણ જેમ જેમ વખંત વીતતો ગયો તેમ તેમ માહીતગારી થતી ગઇ અને રાજકાજનાં અને મુહેલ બંગલાનાં સુખોનો સ્વાદ દેહડીને લાગતો ગયો તેમ તેમ તેણે બાપડા શાહજાદાને ભુલવા માંડયો. પહેલાં જ્યારે આખો દિવસ અને આખી રાત તે એમજ ઇચ્છતો કે ક્યારે શાહજાદો અહીં પાછો આવે કે તેને તેનો હક સોંપી હું ચાલ્યો જાઉં, ત્યારે હવે તો શું દિવસે કે શું રાત્રે, એક ઘડી પણ તે એવી ઇચ્છા વટીક કરતો નહિ, તેમ તેને ૨૪ કલાકના દરમ્યાનમાં એકવાર યાદ સુધાં કરતો નહિ. કોઇ કોઇ દિવસે તેનું તેને સ્મરણ થઇ આવતું અથવા પોતે કોણ છે અને કેવી રીતે આ સુખાસને આવી બેઠો છે તેનું જ્ઞાન-સ્મરણ થઇ આવતું ત્યારે તેવા વિચાર આવવાથી તે કચવાતો અને તુરત તેમાંથી પોતાનું મન બહાર કાઢવાને અનેક રમત ગમતમાં પોતાનું મન પરોવતો હતો, કે લેડી એલીઝાબેથ કે લેડી જેન ગ્રેને બોલાવી તેમના સાથે રસુજી ટોલટપ્પા ચલાવતો. ટોમના મનમાંથી તેની ગરીબડી મા તથા બેહનો

તેજ પ્રમાણે વિસરાઈ ગઇ હતી; તેના લંગોટીયા ગોઠીયાઓ પણ તે ભુલી ગયો હતો. પોતાની 'ઓફલ પોલ' અને ત્યાંના ભીખારડા પીન્જારડાઓ પણ તેના મનમાંથી નિકળી ગયા હતા, તેનું મન જાણે ઈંગ્લિંડના ખરાજ રાજકર્તા તરીકે સ્વસ્થ થવા માંડયું હતું. શરૂઆતમાં તો, તે હરઘડીએ પોતાની માં, બેહન કે બાપ તથા ભાઇ ભાંડુઓને સંભારતો અને કયારે તેમને જઈ મળું, કયારે તેમની જોડે રહું એવી અનેક ઇચ્છાઓ કરતો, પણ હવે સઘળું વિસરાઇ ગયું હતું. મા માતે ઘેર બેઠી હતી અને બાપ ગયો છે બગદાદે; જ્યારે કોઇ વેળા તે તેમને સંભારતો ત્યારે તેમનાં સરખાં ચીથરેહાલ માત પિતા કે બેહન ભાઇ ભાંડુઓને મળવાને કચવાતો અને ઇચ્છતો કે તેઓ તેના સ્વપ્નામાં પણ દેખા ન દેતો ભલ્લમ ભલ્લા! સુખ! અલૌકીક સુખ, શું ન કરી શકે? અને તેના આગળ ઇશ્વરની ચમત્કારિક ગતિ! શું નિર્જીવ પ્રસંગથી આ મહાન્ ચમત્કારીક ફેરફાર કરી દે છે અને એક ભીખારડા ગાંડ બુલ્લાને રાજગાદીએ બેસાડી ચમનદારીમાં મુકી દે છે તેજ પ્રસંગે ખરેખરા સુખવાસી અને ચમનદારીની લહરોમાં લહેરીયા લેતા એક કોમળ રાજકુવરને તેની ચીથરેહાલ સ્થિતિમાં મુકી દઇ કેવી હાડમારીમાં મુકે છે! સુખની લહેરોમાં ઉછરેલાઓને ગરીબોની કદર હોતી નથી, પણ જો તેજ સુખવાસી માણસ ગરીબાઇનાં સંકટો સહીને કાંઇક ઉંચાઇની ટોચે ચઢયો હોય છે તો તે ગરીબોની કદર પીછાણી શકે છે. કાં નહિ તેવાજ કોઇ હેતુથી પરમેશ્વરે આ ફેરફાર કર્યો હોય, અને ઇંગ્લંડના રાજકર્તાને, ગરીબી એ શી ચીજ છે અને તેમાં કેવાં કેવાં દુઃખો સમાયેલાં છે તેનો તેમજ બહારથી સુખી દેખાતી પ્રજા, અંદરથી કેવી દુઃખી છે તેનો અનુભવ કરાવી સર્વગુણસંપન્ન કરવાનો હેતુ રાખ્યો કેમ ન હોય? વળી રાજકર્તાઓને, તેમના જૂદાં જૂદાં કામો ઉપર નીમાયલા અધિકારીઓ, દેશના કાયદાઓનો કેવી રીતે અમલ કરે છે; પ્રજા ઉપર તે કાયદાઓથી કેવું સુખ કે દુઃખ છે, તેનું ભાન હોતું નથી, કારણ તે સઘળું તેઓની નજરે પડી શકતું નથી, અને તેથીજ ચાપલુસીખોરા, ધ્યાજી, નીચ, હરામખોર અને ટુકડખોરા અમલદારો, જે પડે સઘળું તેમની નજર આગળ ધોલું ધોલું રજુ કરે તે તેઓને માનવાની ફરજ છે. અત્યાર સુધી ઈંગ્લિંડમાં તેમજ ચાલતું આવ્યું છે અને તેમાં કાંઇક ફેરફાર કરવાના શુભ હેતુથી કે, પ્રજાનાં સુખ માટે બાંધેલા કાયદાઓ પ્રજાને કેવા રંજાડે છે તે કાયદાઓ અમલમાં મુકનારા અમલદારો કેવા પ્રકારે કામ લેછે તે સઘળું નજરો નજર દેખાડવાને, કાં નહિ આવો ફેરફાર પરમેશ્વરે બતાવ્યો હોય?

ચાલો હવે આપણે આપણીજ કથા ચલાવીએ—એ બધા વાહેલાઓને મુકી દો. આવતી કાલે—તા૦ ૧૯ મી ફેબ્રુઆરીને દિવસે—શાહજાદાને—ટોમને, હે કે—રાજ્યાભિષેક કરવાની બડી ધામધુમ નગરમાં ચાલનારી છે. ટોમ પણ આવતી કાલના આ ખુશાલી ભરેલા બનાવને માટે આનંદની ઝીણી ઝીણી આંખે લહરમાં તણાય છે. એ આવતી કાલના દિવસની ધામધુમોનો વિચાર કરતો તે રાત્રે પોતાનાં સુવાળાં મખમલિયા બીછાના ઉપર, મહેલોમાં થઇ રહેલી સુવાસિક લહરોમાં લપટાઇને, બાદશાહી ચોકી પહેરાઓ વચ્ચે સુતો છે. એક બીછાના ઉપર ઉંઘ નહિ આવી તો બીજા ઉપર અને બીજા ઉપર નહિ તો ત્રીજા ઉપર, એમ તેને જ્યાં સુધી ઊંઘ આવી ત્યાં સુધી ફેરફાર કરે છે, અને તે વખતે તેની તહેનાતમાં એક બે કે પાંચ પંદર નહિ પણ નોકર ચાકરોનું મોટું ટોળું ઉભું છે. "શાહજાદાને ખમા, બાપુને ખમા ! રાજકુંવરને ઘણી ખમા !" એમ બોલતા જઇ તેને પંપાલે છે. આહા ! જેને સુવાને માટે ફાટી તુટી ગોદડીના પણ વાંધા હતા, જેને કકડતી થંડીમાં દીલપર ઓઢવાને એક ચીથરાં સરખી ચાદરનાં સાંસા હતા, જેણે પલંગનું તો નામ પણ સાંભળેલું નહિ, જેણે રાજમહેલો તો શું, પણ તેના સફાઇદાર તાજખાના સરખા ઓરડાઓ પણ જોયલા નહિ, તેને રહેવાને રાજમહેલ, સુવાને એક નહિ પણ અનેક સુવાળાં મખમલિયા બીછાના સાથના છત્રપલંગો, અને અંગપર ઢાંકવાને ઉત્તમમાં ઉત્તમ કાસ્મીરી શાલો ! પણ શું એ ફેરફાર ભાગ્યુકનોજ થશે કે ? જે વેળા ભીખારડો ટોમ આ પ્રમાણે રાજમહેલની મોજોમાં મ્હાલતો હતો, તેજ વેળા બાપડો શાહજાદો એડવર્ડ, ભુખથી પેટમાં ખાડા પડેલા, ડાચાં બેસી ગયલાં, ઠંડીમાં ઉઘાડો રહ્યાથી અંગમાં ચીરા પડેલા, ચીથરાં સરખા અને તે પણ પુરે અંગ નહિ ઢંકાય એવાં કપડાંમાં અનેક વિચારો કરતો એક ઠેકાણે પડયો હતો.

---

## પ્રકરણ ૩૧ મું.

### બાદશાહી સ્વારી.

પહો ફાટયું. સૂર્યનારાયણે દિવો પ્રકટાવ્યો. ટોમ કેન્ટી ઉંઘમાંથી જાગૃત થયો. તેણે નજર કીધી. જોય શું ? શેહેરમાં સઘળે ધામધુમ અને ધમાચકડી, ગરબડ અને સરબડ ચાલી રહી છે. બારીએથી દૂર નજર કરીને જોતાં માલમ પડતું કે તે ધામધુમ આખા શેહેરમાં ચાલે છે. એ જોઇને તેની છાતિ ધબડક ધબડક ઉછળવા માંડી; એટલા માટે કે તે દિવસે આખી પ્રજા તેને બાદશાહી આવકાર આપવાને તૈયાર થઇ રહી

છે. પ્રાચીન રીવાજ પ્રમાણે એક રાજ્યાભિષેક થનારા રાજકર્તાને પ્રજાની માન્યતાને માટે એક મોટાં સરઘસના આકારમાં ટાવરગઢમાંથી નિકળીને લંડનમાં ફરવું પડે છે. સવારના પહોરમાં આ સરઘસની તૈયારી ચાલી રહી છે. એ સરઘસ ટાવરગઢમાંથી નિકળવાનું હતુ તેથી તેને ટાવરમાં લઇ જવામાં આવ્યો હતો. આ પ્રાચીન ગઢને એક હજાર ઠેકાણેથી બાકોરાં પાડવામાં આવ્યાં હતાં અને તે દરેક બાકોરાંમાંથી લાલ રંગનાં જ્યોતિ ઝળહળતાં અને સફેદ ધુમાડાના ગોટેગોટ નિકળતા હતા; વારંવાર તેમાંથી કાનના પડદા ફાટી જાય એવા ધડાકાઓ થતા હતા. તેની જોડેજ તે તમાશો જોવાને ભેગા થયલા લોકોની ખુશાલીની ગર્જનાથી રાજગઢ ગાજી રહ્યો છે. ઘડીના છઠ્ઠા ભાગમાં આખો ટાવર આ ધુમાડા વગેરેથી ઘેરાઇ ગયો ને ધુમાડાના ડુંગર સરખો ગઢ બની રહ્યો; માત્ર તેના ઉપરની ટોચોના સફેદ ભુંગળાં, ત્યાં એક ગઢ છે એમ બતાવવાને બાકી રહેલાં દેખાતાં હતાં, અને તેના ઉપર ચઢાવવામાં આવેલી બાદશાહી ધ્વજાઓ ફડફડ થતી હોવાથી આકાશમાં ઝઝુમતાં કાળાં વાદળાઓમાં જાણે પર્વતનાં શીખરો બહાર ધસી આવ્યાં હોય એમ દેખાતાં હતાં.

ટોમ કેન્ટી, સુશોભિત પોપાક સજી, થનથનાટ કરી રહેલા અને શણગારેલા એક લશ્કરી ઘોડા ઉપર સ્વાર થયો. તેના ઉપર ઊમદા ઝાલર નાખી હતી, જે છેક જમીન સુધી પહોચેલી હતી. તેનો મામો, લોર્ડ પ્રોટેક્ટર સમરસેટ પણ તેવીજ રીતે એક તેજી ઘોડા ઉપર સ્વાર થયો હતો અને ટોમની પાછળ ઉભો હતો. રાજાના ગાર્ડો તેની બંને બાજુએ ખોંખાર મારતા ઘોડાઓ ઉપર સ્વાર થયા હતા. લોર્ડ પ્રોટેક્ટરની પાછળ તેવાજ ભપકા ભરેલા પોષાકમાં અમીર, ઊમરાવો અને તેમના નોકરોનું એક મોટું—લાંબુ સરઘસ હતું; તેમની પાછળ લોર્ડ મેયર અને કોટવાલો, ગુલાબી રંગની મખમલના પોશાકમાં, છાતીએ સોનાની સાંકળીઓ લટકાવી નિકળ્યા હતા; તેમની પાછળ લંડનના ધંધાદારી મહાજનના સભ્યો, ઊમદા પોશાક પહેરી નિકળ્યા હતા, અને પોતપોતાના ધંધાને લગતા ઝુંડાઓ હાથમાં લેઇ ચાલતા હતા. અસલથી ચાલતા આવેલા નિયમ પ્રમાણે આ સરઘસમાં તોપખાનાની એક બેટેરીની બાદશાહી ગાર્ડવાળી એક ટુકડીને દાખલ કરવામાં આવી હતી, જે રીવાજ છેક ૩૦૦ વરસનો જુનો હતો, અને જે એકલા ગાર્ડ તે વેળાએ, તેમજ હમણાં પણ, પાર્લામેંટની આજ્ઞાથી સ્વતંત્ર રહેવાનો હક ધરાવે છે. આ દેખાવ બહુજ દબદબાવાળો હતો. આખે રસ્તે એ સરઘસને, જોવા મળેલા લોકોનાં ટોલાંએ વધાવી લીધું હતુ. જેમ જેમ લોકોની ઠઠમાંથી પસાર થતો, તેમ તેમ લોકો તે

તેને આશીર્વાદ દેતા અને તેના પ્રત્યેની રાજભક્તિ ભાવની લાગણીનો ઉભળકો, અનેક પ્રકારે દેખાડતા હતા. આ સઘળાંઓનો વળતો આવકાર કેમ આપવો તે ટોમ હવે સારી પઠે સમજતો થયો હતો એટલે પોતાનો મુખડો હસ્તો રાખી તે ચોતરફ નજર કરતો અને ઉપકારનો બદલો ઉપકારથી આપતો હોય તે મીસાલ ડોકું નમાવતો હતો. "ઘણું જીવો અમારો મહારાજાધિરાજ" એવો ઘોષ સાંભળી, "ઇશ્વિર તમો સઘળાઓનું કલ્યાણ કરો" એવો વળતો આશીર્વાદ તે દેતો અને સર્વનો ઉપકાર માનતો અને રાજાના તેવા પ્રીતિભરેલા વચનથી પ્રજાનું અંતઃકરણ હરખથી ઉભરાઇ જતું હતું. માર્ગમાં ફ્રેન્ચર્ચ સ્ત્રીટના મહોલામાં એક ખૂબસુરત બાળકને ભપકાદાર પોશાક પહેરાવી, મહારાજાધિરાજને આવકાર દેવા માટે એક ઊંચા માંચડા ઉપર ઉભું રાખ્યું હતું અને તેણે તેને આવકાર દેવાને જે કવિતા ગાઇ તેની છેલ્લી લીટીઓ નીચે મુજબ હતીઃ—

"Welcome, O King! as much as heart can think;
Welcome, again, as much as tongue can tell,—
Welcome to joyous tongues, and hearts that will not shrink:
God thee preserve, we pray, and wish thee ever well."

આ બાળક જ્યારે કવિતા ગાતું હતું ત્યારે તેનો મધુરો સ્વર સાંભળીને લોકો ચૂપ થઇ ગયાં હતાં અને તેણે જ્યારે ઉપલી છેલ્લી લીટીઓ ગાઇ તે ગાયન પુરૂં કીધું ત્યારે લોકોએ તે ઉચકી લઇને પોતાના ભેગા સ્વરે તે ગીત ગાવા માંડ્યું. ટોમ કેન્ટી, પોતાના માટે આતુર બનેલા લોકોના આ ટોલાને જોઇને હરખાઇ ગયો અને તેની ખાત્રી થઇ કે આ દુનિયામાં જો જીવવું હોય તો રાજા થઇને, પ્રજાની પ્રતિમા રૂપે પુંજાવું, એમાંજ જીંદગીનું સાર્થક છે. ચોકસ ટોળા તરફ નજર કરતો તેણે તેમાં પોતાની નામીચી ઓફલ પોળના બે લંગોટિયાઓને દીઠા જેમાંનો એક તો ટોમની ઓફલ પોળની બાળ દરબારમાં લોર્ડ હાઇ આડમીરલ બનતો હતો અને બીજો તો તેજ દરબારમાં બેડ ચેમ્બરનો ફર્સ્ટ લોર્ડ બનતો હતો. તેમને જોઇને તેની છાતી ઉછળવા લાગી અને તેને તે દીવસ યાદ આવ્યો કે જે દિવસોએ તે પોતાની બાળ મિત્રોની દરબાર ભરી તેમાં રાજપદે બિરાજમાન થતો હતો. તેઓ જો હમણાં તેને પીછાણે કે આ નૃપતિ બીજો કોઇ નહિ પણ તેમનો લંગોટિઓ ભાઇબંધ ટોમ સાહેબ છે તો કેવી મજાહ! અને તેમના મનમાં એવો ખ્યાલ આવે કે, આપણી બાળ દરબારમાં રાજ્યાસ્થાને બિરાજનારો ટોમ કેન્ટી આજે ખરેખર ઇંગ્લંડની ગાદી ઉપર

બીરાજ્યો છે તો પછી ? પણ એવી રીતે જો પોતે ઓલખાઇ આવે તો કેવો ફેરસ્તો થાય, અને તે માટે તેને કેવું ભારી પડી જાય તે પણ તે સમજતો હતો. માટે તેણે તેમના તરફ વધુ વાર નજર નહિ રાખતાં બીજી તરફ નજર ફેરવી દીધી અને બાડી આંખે, તે બંને જણા ટોમને ખરો રાજા સમજીને બીજાઓ ભેગા હર્ષના પોકારોથી માન અપતા પસાર થતા હતા તે તે નિહાલતો હતો.

"ખૈરાત, ખૈરાત, દાન, દાન, ભીખ, ભીખ," એવા પોકારો, આજ માર્ગેથી પસાર થતાં ઠેર ઠેર થતા હતા અને તેનો કેવો જવાબ આપવો તે ટોમને શીખવાનું રહ્યું નહતું એટલે જેવા પોકારો થતા કે તુરત પોતાની જોડે રાખેલી ઠેલીઓમાં હાથ ધાલી મુઠે મુઠે નવા ઝગહળતા સીકાઓ ફેંક્યો જતો હતો, જે લેવાને લોકોની તુટાતુટ પડતી હતી.

ગ્રેસ ચર્ચસ્ત્રીટના બીજા છેડા ઉપર "ઇગલ"નાં ચિહ્નની નજદીક લોકોએ એક મહા મોટું આરકું ઉભું કર્યું હતું. તેની અંદર એક ચિત્ર બનાવ્યું હતું જે એટલું મોટું હતું કે મહોલ્લાના એક નાકાથી તે બીજા નાકા સુધી લંબાયું હતું. સફેદ ગુલાબોના એક ઢગલા વચ્ચે તે તકતાની વચ્ચોવચ એલીજાબેથ ઓફ યોર્ક બીરાજમાન થઇ હતી. તેની બાજુએ સાતમો હેન્ત્રી રાજા લાલ ગુલાબી ફુલોના ઢગલા વચ્ચેથી નિકળી આવતો હોય તેની પેઠે બીરાજ્યો હતો. આ બાદશાહી જોડાંના હાથો એક બીજાના હાથમાં ભેરવેલા હતા, અને લગનની વીટી ખુલી દેખાડવામાં આવી હતી. લાલ અને સફેદ ગુલાબોના ઢગલામાંથી નિકળતાં બીજાં એક થડ ઉપર આઠમા હેન્ત્રીએ જગા લીધી હતી, અને તેની આગળ નવા રાજાની મા જેન સીમોરની મૂર્તિ બેસાડી હતી. આ ઝાડની એક શાખામાંથી ત્રીજી શાખા નિકળી હતી, જેમાં છઠા એડવર્ડ રાજાની મૂર્તિ, બાદશાહી તખ્ત ઉપર ગોઠવેલી હતી. આ આખાં રાજમંડલના બાવલાંના-સંગ્રહસ્થાનને સુંદર મધ્રમઘતાં ફુલોમાં મઢી લેવામાં આવ્યું હતું. ઇંગ્લંડના રાજકર્તાઓ અને તેમના વારસોનાં બાવળાંઓના આ દેખાવે લોકોમાં ભારે હર્ષ પેદા કર્યો હતો. આ સંગ્રહસ્થાનનું સ્તુતિકારક વર્ણન ગાયનમાં કહી સંભળાવવાને એક સુકુમાર બાળકને ત્યાં ઉભું રાખવામાં આવ્યું હતું, તે બાપડાનો નાજુક અવાજ લોકોના, ગર્જના સરખા પોકારોમાં તદન ઢંકાઇ ગયો હતો. આ ગર્જના ટોમ કેન્ટીને કઠોર લાગવાને બદલે ઉલટી આનંદદાયી—મધુર ગાયણ સરખી લાગતી એક પછી બીજાં, અને બીજાંની પાછળ ત્રીજાં એમ ઉભાં કરેલાં આરકાંઓ વચ્ચેથી આ બાદશાહી સરઘસ પસાર થતું ચાલ્યું, અને તે દરેક આરકામાં, નવા રાજાને માનપાન આપી, તેનો સતકાર કરવાને કાંઇ કાંઇ દેખાવ કરવામાં આવેલો

હતો. આખાં ચીપસાઇડમાં દરેકે દરેક ઘરની બારીઓમાં ઝુંડાઓ અને ધ્વજાઓ ફરફરી રહી હતી, અને ઉમદા ગાલીચાઓ અને સોનેરી ઝાલરી વાળી મખમલો આખા મહોલ્લામાં બીછાવી દેવામાં આવી હતી, જે એ મહોલ્લાઓમાં વસનારાઓની મોટાઇનો કાંઇક ખ્યાલ આપતી હતી. આ-વીજ જાતના ભપકા ભરેલા દેખાવો, જાણે એક બીજા ઉપર સરસાઇ કરતા હોય તે પ્રમાણે દરેકે દરેક મહોલ્લાઓમાં કરવામાં આવ્યા હતા.

આ સઘળું જોઇને, ટોમ કેન્ટી-ભીખારડો ટોમ કેન્ટી-મનમાંજ મલકાવા લાગ્યો કે, આહ ભાગ્યદેવી! આ સઘળું મારે માટે અને મારો સત્કાર કરવા માટે, હેં હેં ! ખુશાલીથી તેનો ચ્હેરો ચકળવકળ થઇ રહ્યો, મોંહો ઉપર રતાશ પ્રગટી નિકલ્યો. તેની આંખ હર્ષથી ચકચકીત થઇ ગઇ અને પોતે પણ જાણે હર્ષઘેલો થઇ ગયો. હર્ષની ઘેલછામાં ને ઘેલછામાં તે ઠેલીમાંથી મોટો મુઠો ભરીને સિકાઓ કાઢવા જતો હતો તેટલાં તેની નજર તેની બાજુમાં, તે દાન લેવાના હેતુથી ભેગાં થયલાં લોકોનાં ટોળાંમાં, એક ફીકા ચહેરા ઉપર પડી. તેને જોતાંજ તેના અં-ગમાં જાણે વિજળીનો ચમકાટ છુટયો હોય તેમ થયું. હાથ ઠેલીમાં ને ઠેલીમાં ઠરીગયો, ને કેટલોક વખત સુધી પેલા ચેહરા તરફ તેણે ટગર ટગર જોવાનું ચાલુજ રાખ્યું. તે કોણ? કોણ? વળી કોણ? એ તો ટોમની મા. તેને જોતાંને વાર પીછાણી, પણ હર્ષના ઉભરા વચ્ચે નાખુશીના એક ઝટકાએ તેનામાં જે ગમગીનીનો પ્રવેશ કરાવ્યો, તેથી તેની આંખોપર શરમ અને નામોશીનો પડદો ફરી વળ્યો, અને તે છુપાવવાને તેણે હથેલી વડે પોતાની આંખ ઢાંકી દીધી. દાન મેળવવાની આશામાં ને આશામાં તે ભીખારણ, લોકોનાં જબરજસ્ત ટોલામાં ભચડાઇ કચડાઇને પણ રસ્તો મેળવી, ટોમની નજદીકમાં આવી. નજદીક આવતાં શું ચમત્કાર! તેણીએ તેને પણ તુરત પીછાણ્યો કે આ તો મારો બેટો ટોમ! ધમપછાડ કરતી તે તેનાં આગળ આવી, ઘોડા ઉપર તેના ઝુલતા પગને ચુંબન કીધું, તેના ઉપર અનેક બચીઓ કીધી અને પૂર્ણ પ્રેમથી, "ઓ મારા લાડકવાયા, ઓ મારા બુચકલા!" એવા એવા શબ્દો બોલી તેના મોઢાં તરફ એકી ટગરે જોઇ રહી. સરઘસ સઘળું ચાલતું અટકી પડયું અને આ મા દીકરાંના છુપા ભેદનો અર્થ કોઇ પામી શકયું નહિ. એક ટોમ પોતે સમજ્યો કે આ મારી ભીખારડી મા છે, અને તે ભીખારણ સમજી શકી કે આ મારો ટોમ છે. લોકોના ઠઠમાર ટોળાંને વિસ્મય લાગ્યું, પણ તે વિસ્મયતા ઝાઝો વખત ટકી શકી નહિ. રાજાના ગાર્ડો-માંના એક ગાર્ડ દોડી આવી તે બાપડી ડોશીને હડસેલો મારીને ત્યાંથી હાંકી કાઢી, અને તેજ વખતે ટોમના મોઢાંમાંથી, "અરે બાઇ! હું તને

બીલકુલ પીછાણુતો નથી," એવા શબ્દો મહાકથાવટીએ નિકળતા સંભળાયા; પણ તેને જોરાવરીથી તેની સમીપમાંથી હાંકી કાઢવામાં આવી તે જોઇને તેનું હૃદય તો ફાટફાટ થઇ ગયું, પણ તેનાથી તે કશું જાહેર થઇ શક્યું નહિ. જે હડસેલા અને ધક્કામુક્કીમાંથી તે બાપડી પસાર થઇ અને તેમ કરતાં જે ઘસારાઓ તેને લાગ્યા તે જોઇને ટોમ ઘડીભર પોતાનું બાદશાહી ભાન ભુલી ગયો અને આ સઘળું તેને મનથી સડેલા ગંધાતા ઈંડાં સરખું લાગ્યું. જો તેનું તે વેળા ચાલતું હોત તો સઘળો ભભકો સપકો તજીને, એકાદ ચીઠરૂં પીઠરૂં લઇ ત્યાંથી પોબારા પણ ભાપી ગયો હોત! પણ આવા આવા ગાર્ડો અને અમીર ઊમરાવોના રસાલામાંથી કેમ પસાર થઇ જઇ શકાશે તેજ વિચારે તેને અટકાવ્યો, કદાચ તેવો કાંઇ પ્રયત્ન કરે તો તેને વળી દીવાનામાં ખપાવીને કે, ડાગળી ચસકી ગઇ છે એમ માનીને, પકડી આણ્યા વગર રહે નહિ, અને જે છુટાપણું હમણાં હમણાં તે મેળવી શક્યો છે તે પાછું કેદખાના સરખું થઇ જશે એમ માનીનેજ તેણે નાસી જવાનો વિચાર મનમાંથી કાઢી નાંખ્યો. આવકાર અને સત્કારનાં વધુ અને વધુ ચિન્હો નિહાળતું આ રાજસરઘસ આગળ વધ્યું, પણ પોતાની માને થયલી હાડમારીનો બનાવ નજરેનજર જોયા પછી તેના અંતઃકરણમાં જે ચીચરવટો પડયો હતો તે પછી તે સઘળું તેને કડવું ઝેર સરખું લાગ્યું. એક ઘડી પહેલાં તો તે આ સઘળો દોરદમામ અને ગરબડ સરબડ ધામધુમ જોઇને તે સઘળું પોતાને માટે છે એમ માનીને હર્ષથી ઘેલો થઈ ગયો હતો. સરઘસ ચાલ્યું, અને તે સઘળું તેને પોતાને માટે હોવા છતાં નહિ તેણે કાંઇ જોયું, કે નહિ કાંઇ સાંભળ્યું. બાદશાહી દબદબામાં જે મીઠાસ તેને લાગતો હતો તેને બદલે હવે તેને કડવાસ લાગવા માંડયો. દિલગીરીએ કરેલાં ઘરથી તેનું અંતઃકરણ ખવાઇ જતું હતું, અને પોતાના મન સાથેજ ઇશ્વર પ્રાર્થના કરવા લાગ્યો કે, "હે ઇશ્વર! મને આ સોનેરી કેદમાંથી છુટો કરી મારૂં ગયલું સ્વતંત્રપણું પાછું આપ." આ બનાવ બન્યા પછી જે સઘળો રસ્તો સરઘસે પસાર કર્યો. તે તમામ ટોમે ગમગીન ચહેરે અને નમાવેલે મસ્તકેજ પસાર કર્યો, જે દરમ્યાન બસ બીજું કોઇજ નહિ પણ તેણીની ભીખારણ માનો ચેહરોજ તેની નજરમાં રમ્યા કરતો, અને તેને કરવામાં આવેલાં અપમાનથી અંદરખાનેથી બળતો જતો.

ઠેલીઓમાં હાથ નાખી વગર ઠોકે અત્યાર સુધી તે ખૈરાત કરતો હતો તેનું પણ તેને ભાન રહ્યું નહિ, એટલે ઠેલી ઠેલીને ઠેકાણે પડી અને ટોમ સાહેબ ઘોડાની લગામ ઝાલી નીચી મુંડીએ નમસ્કાર

ઘણો વખત સુધી જ્યારે દક્ષણા લુટાતી બંધ થયલી જોઇ ત્યારે લોકોએ "ખૈરાત, દાન, દયા દક્ષણા" એવા પોકારો કરી મુકયા; બીજાઓએ વળી, "ઘણું જીવો ઇંગ્લંડનો રાજા એડવર્ડ," એવા પોકારો કરી સરઘસ ગજાવી મુકયાં, પણ રાજા સાહેબ તો બેહરા ઠુંઠ થઇને બેઠા હતા. સાંભળોછ તેની બળા ! તેમને તો તેમનાં માતાજી મોઢા આગળ તરી આવ્યાં એટલે "હું ને મારી ઓફળ પોલ," એમજ થઇ રહ્યું. મહોલ્લામાં નવા નવા દેખાવો, નવી નવી અજાયબીઓ અને નવી નવી ચમત્કૃતિયો ઉભી કરવામાં આવી હતી; તોપોની બેટેરીઓ છોડી મુકી ને તોપોના બાર ધમધમાવ્યામાં આવ્યા, ભેગાં થયલાં લોકોનાં ટોળાંમાં પોતાના નવા રાજાનો સત્કાર કરવાની નવા નવા વાકયો પોકારવાની જાણે હરીફાઇઓ થતી, પણ અફસોસ ! રાજા સાહેબ તો જાણે કશું સાંભળતાજ ન હતા, છતા કાને જાણે બહેરા બની ગયા હતા, અને તેને જે સંભળાતો તે પોતાનાં મોઢામાંથી પોતાનાં અંતઃકરણની વિરૂધનો, "બાઇ, હું તને પીછાણુતો નથી" નો અવાજ અને જે જોવામાં આવતું તે, તેમનાં ભીખારણ માતુશ્રી અને તેમને કરવામાં આવેલું અપમાન !

જેને માટે લોકો હર્ષઘેલું થયું હતું, જેનો સત્કાર કરવાને લોક આજે હસ્તે મુખડે બહાર પડયું હતું, જેનાં હસ્તાં વદનના સુખદર્શન કરવાને પ્રજા આજે ચૌટે ચકલે અને હાટે વાટે બહાર નિકળી પડી હતી, તેજ જ્યારે એરંડીયું પીધેલાં સરખું મોઢું કરીને લોકોને દેખાવ આપે ત્યારે લોકોમાં તે હર્ષ કયાંથી હોય ? તેમને પણ લાગ્યું કે રાજાજી સાહેબને કાંઇ થયું છે કે શું ? ધીમે ધીમે તેમના હર્ષનો ઉમલકો પણ લગાર શોકમાં બદલાવા લાગ્યો, અને જે પોકારોના ધ્વનિ થતા હતા તે પણ નરમ પડી ગયા. લોર્ડ પ્રોટેકટર આ મામલો તુરત ચેતી ગયો અને તેણે તેનું કારણ પણ ઝટ શોધી કાઢયું. પોતાના ઘોડાને મારી એડ અને રાજાની બાજુમાં પોતાનો ઘોડો દપટાવ્યો. તેના પડખામાં આવી તેણે કોઇ નહિ જોઈ શકે એવી રીતે રાજાના કાનમાં ફુંક મારી—

"ખુદાવિંદ ! આ સમય કંઇ સ્વપ્ન જોવાનો નથી; લોકો તમારૂં નીચું નમેલું માથું જોઈ ઉદાશીન થઇ ગયા છે, અને તેઓ તેને આ શુકનભર્યા કામમાં અપશુકન માને છે; માટે જાગ્રત થાવો ઝટપટ, હાંકી મૂકો ઉદાશીનતા અને બાદશાહી દોર દમામનો દેખાવ દેખાડો; અને જેવા હર્ષમાં અહીં ભેગા થયા છે તેવાજ હર્ષમાં ઘેલા થયલા તેમને ઘેર જવા દો; નામવર ! ઝટ ટટાર થઇ જાવો અને લોકોના સત્કારનો હસ્તે મુખડે ઉતર વાળો."

તેમને–રાજાને–આ પ્રમાણે જાગ્રત કરીને ડયુકે પોતાને હાથે ડાબી તેમજ જમણી બાજુએ સિકાઓ વેર્યા અને પાછો પોતાની જગા ઉપર

ઈ ઉભો. ટોમે, ડ્યુકની આજ્ઞા ઉથાપી નહિ; મહા કથાવટીએ તેણે પોતાનું નિચું નાખેલું માથું ઉચકર્યું, ન હસાય તોપણ જેમ તેમ મોઢું હસતું કરવા યત્ન કીધો, તો જો કે અંદરથી તેનું અંતઃકરણ તો તને એવો ખોટો આવભાવ કરવાની નાપાડતું હતું, પણ તે કાંઇ સમજી શક્યું નહિ. ભીખારી છતાં તેનામાં કાંઇક બાદશાહી તોરની હસ્તી હતી એટલે ટોમે તેટલો અંતઃકરણ વિરૂધ તે લોકોના સત્કારનો ઉતર આપવાને આનાકાનીથી પોતાનું માથું નમાવતો તોએ તેમાં બાદશાહી દમામનો ઝળકાટ જણાઇ આવતો હતો, તેમજ ગમે તેવો ગભરાયલો છતાં ઠેલીઓમાંથી તે જે દાન લુટાવતો તેમાં પણ તે કશા પ્રકારની બખીલાઇ બતાવતો નહતો એટલે લોકોમાં ફેલાયલી ચિંતા તુરત નિકળી ગઇ અને આગલની પેઠેજ 'ઘણું જીવો" ના આકાશ અને પાતાળ ફાડી નાંખે તેવા પોકારો કરી-ફરીને સરઘસને ગજાવી મુક્યું. થોડોક વખત ટોમ સાહેબ પણ સાંગોપાંગ ચાલ્યા અને વલી પાછું માતુશ્રીનું સ્મરણ કાંઇક ખૂબ જોરથી થઇ આવ્યાથી એરંડીયું પીધેલાં મોઢાંની રડતી સુરત કરી મુકી. ભીખારડા ! ભીખારડા; તને ગમે તેટલો ટીપી ટાપીને તારાં ભાગ્યે તારી મનોચ્છા પરીપૂર્ણ કરી, પણ તું ભીખારડો તે રાજા ક્યાંથ જ થાય? એકવાર ફરીને ડ્યુકે તેની પાસે આવી બરડા ઉપર હાથ મુકી કાનમાં લગાર ટોણો મારે તેવા શબ્દોમાં ફુક મારી—

"ખુદાવિંદ! તમે આ શું ગજબ કરોછો? મોઢું રડતી સુરત જેવું કરીને ઘોડે ચઢયાછો તો કાંઇ અક્કલ છે કે કેમ? પેલી તમામ પ્રજાની નજર તમારા ઉપર લાગી રહી છે તે પણ તમે જુઓ છો કે નહિ? સત્યાનાશ, પેલી રાંડ ભીખારણનું, તેણે તમારા મગજ ઉપર કાંઇ ખરાબ અસર કરી દીધી છે!"

ડ્યુકના છેલ્લા શબ્દો સાંભલતાં રડતી સુરત ટોમને જાણે વિજલીનો ચમકારો થઈ આવ્યો હેય તેમ તેની આંખમાં ઝલઝલિમાં ભરાઇ આવ્યાં અને પોતે હાલ કેવી સ્થિતિમાં છે તેનો કાંઇ પણ વિચાર રાખ્યા વગર તે ડ્યુક હજુર બૂમ પાડી ઉઠયો—

"હા, હા, ભીખારણ તો ભીખારણ, પણ તે મારી મા હતી, આ સમજ્યો."

ડ્યુકે તો કપાલ કુટયું; "અફસોસ અપશુકન તો ખરાજ થાય છે, આ છોકરાનું મગજ વલી ખસ્યું," એટલું બોલી તે પોતાની જગાએ જઇ ઉભો.

---

## પ્રકરણ ૩૨ મું.

### રાજ્યાભિષેક.

આપણે માની લો કે, રાજ સરવસ સહી સલામત પસાર થઇ ગયું છે, હવે જરાક રાજ્યાભિષેક કરવાના શુભ દિવસે સવારમાં ચાર વાગાને સુમારે આપણે વેસ્ટમીનીસ્ટર એબીમાં ડોકયું કરો. રાત છતાં લોકોની ઠઠ કોઇ રીતે ઓછી થઇ નથી. ગેલરીઓમાં મસાલોનાં ઝાકઝમાલ અજવાળાં પડી રહ્યાં છે. ક્રિયા થવાને હજુ સાત આઠ કલાકનો વિલંબ છે, છતાં તે જોવા માટે એટલા કલાક સુધી એક ઠેકાણે બેસી રહેવાને લોકો કશી આનાકાની કરતા નથી. તેનાં કારણ છે. એવા પ્રસંગો અનેક વાર આવતા નથી. ત્રણ વાગાને સુમારે શેહેરના જુદા જુદા ભાગો ઉપર ગોઠવી રાખેલી તોપોના ધડાકાઓ શરૂ થયા, અને તેથી જાણે લંડન અને વેસ્ટમીન્સ્ટર ગાજી રહ્યાં છે. ગેલરીમાં બેસવાનો હક ધરાવનારા ધનાઢય લોકો પણ સારી બેઠક મેલવવાને એ તોપોના ધડાકા શરૂ થવાની સાથેજ વેસ્ટમીન્સ્ટરનાં દેવલમાં જાય છે. ઠરાવેલો વખત આવી પોહોંચે તે આગમજ ગેલરીઓ તમામ ચીકાર ભરાઇ ગઇ છે અને લોકોમાં અનેક પ્રકારની વાતોના ગપાંસપાં ચાલી રહ્યાં છે. ગેલરીનો ચોકસ ભાગ, ત્યાં બેસવાનો હક ધરાવનારાઓને માટે ખાલી રાખવામાં આવ્યો છે. દેવલમાં ઉભા કરેલા ઉંચા મંડપ ઉપર સુશોભિત ફુમટાંદાર ગાલીચો બીછાવી દેવામાં આવ્યો છે, જેના ઉપર સિંહાસન મુકવામાં આવ્યું છે. પ્લાટફાર્મની વચ્ચો વચ્ચમાં તેને બરાબર ગોઠવીને મૂકવામાં આવ્યું છે. એ સિંહાસનની બેઠકમાંની અંદર એક ચપટો પત્થર ગોઠવેલો હતો. જેના ઉપર, સ્કોટીશ વંશના રાજાઓને, તેમના રાજ્યાભિષેકને સમયે બેસાડવામાં આવતા હતા, અને તે પછી તે પત્થર ઇંગ્રેજી રાજકર્તાઓને માટે એક પવિત્ર વસ્તુ તરીકે પુજાતો હતો. એ તખત તથા તેનો પગ ટેકવવાનો ચવરંગ સોનેરી બુટ્ટાદાર કીનખાબથી ઢાંકી દેવામાં આવ્યો હતો.

વખત જેમ જેમ વીતતો ગયો તેમ તેમ બતીઓ ઝાંખી પડતી ગઇ, લોકોએ પણ જાણે હવે વાત કરવાનું કાંઇ બાકી રહ્યું નહોય તેમ ચુપકીદી પકડવા માંડી. સવાર પડી. પૂર્વમાંથી ઉગતા સૂર્યનાં કીરણોએ પ્રકાશ નાંખવા માંડયો એટલે બતીઓ બુઝાવવામાં આવી. સાત વાગ્યાને સુમારે ક્રિયાની શરૂઆત ચાલી. સાતનો ટકોરો પડતાંજ પહેલી અમીરજાદી મખમલ અને સાટીનના બહુજ ભપકાદાર પોષાકમાં સજ થઇને દેવલમાં તેમને માટે ઠરાવેલી જગામાં દાખલ થઇ, જેણીને તેવાજ ભપકાદાર પોશાક પહેરેલા એક અધિકારીએ સત્કાર કરી નિમેલી જગા

ઉપર લઇ જઇ બેસાડી. તેની પાછળ બીજા બે અધિકારીઓએ, સ્ત્રી મંડળને અનુક્રમ પ્રમાણે લાવીને બેસાડ્યું. અમીરજાદીએ પોતાના પગ હેઠલનો બાજઠ બરાબર ગોઠવીને મુકયો. તે પછી પોતાનું વાજું અનુકુળ થતી જગાએ ગોઠવ્યું. આ સરઘસ ગોઠવાઇ રહેતાં બીજી અમીરજાદી તથા ઉમરાવજાદીઓએ એક પછી એક ચપોચપ અંદર દાખલ થવા માંડ્યું, જેમને તેમની ઠરાવેલી જગા ઉપર લઇ જઇ બેસાડવા માટે તેવાજ ભપકાદાર પોશાકમાં સજ થયેલા અધિકારીઓ ત્યાં તયાર હતા. દેવલમાં તેમની આવજાથી ઝકઝમાળ થઇ રહ્યું હતું. સઘળી ઉમરાવજાદીઓ આવ્યા પછી અને પોતપોતાની જગોએ બેસવા પછી ઘડીભર પાછી ચુપકીદી ફેલાઇ ગઇ. આ ઉમરાવજાદીઓનાં મંડલમાં નજર કરતાં, એક તરફ ઘરડી ઘુવડો હતી, ત્યારે બીજી તરફ અઘોરવયનીઓ પણ હતી, એક તરફ જુવાન ટચાકડીઓ હતી ત્યારે એક તરફ કલીમાંથી ખીલતી નાજુકડીઓ હતી, એક બીજી તરફ નજર ટીકટી હતી તો એક બીજીની મશ્કરી મજાક કરતી બેઠી હતી. ઝરઝવેરાત અને દરદાગીનાઓથી આ ઇંદ્રસભા ઝાકઝમાળ થઇ રહી હતી, અને દેવલનો એક બાજુનો દેખાવ જાણે ઈંગ્લંડનાં મહત્વનો પૂરતો વિચાર ઉત્પન્ન કરતું હતું. સવારથી આકાશ લગાર ઘેરાયલું હતું, પણ નવ વાગાને સુમારે વાદલ ફાટી ગયું અને સૂર્યનો પ્રકાશ પડવા માંડયો. દેવલના તમામ બારી બારણાંઓ ઉઘાડા મુકવામાં આવ્યાં, તેમાંથી ઝળહળતાં કીરણો જ્યારે આ ઈંદ્ર સભા ઉપર પડતા ત્યારે તેનો ચમકાટ આંખને ઝાંખી પાડી નાખતો હતો, અને તેમની સામા નજર ઠરી શકતી નહતી. હજુ તો આ શોભતો સાભતો સ્ત્રી મીલાવડો થાલે પડયો નથી તેટલામાં પૂર્વ તરફના કોઈક દેશનો એક ખાસ એલચી, બીજા પરદેશી એલચીઓના સામાન્ય રસ.લાની સાથે, દેવલમાંની બારીઓમાંના પ્રકાશ ઉપરથી પસાર થઇ ગયો. માથાથી તે પગની એડી સુધી તેના અંગ ઉપર હીરાઓ જડી લીધેલા હતા, અને તડકાંમાંથી પસાર થતાં તે હીરાઓ ઝલાંઝલાં થઇ રહેતાં હતાં. વખત પસાર થઇ ગયો. એક કલાક ગયો, બીજો કલાક ગયો. તોપોના ધડાકા ચાલુ થયા એટલે લોકોએ જાણ્યું કે, હવે રાજા અને તેનું સરઘસ અંતે આવી પહોંચ્યું, તુરત ઉંચે જીવડે ટગાઇ રહેલા લોકોની ઈંતેજારીનો અંત આવ્યો. રાજા આવી પહોંચ્યા પછી ગંભીર ક્રિયાને માટે તેને ઝભ્ભો પેહરાવતાં કેટલોક વખત નિકળી જવાનો હતો, પણ તે વખત, અમીર ઉમરાવો તેમના દરબારી પોશાકમાં આવવા માંડતાં તેમને નીહાલતાં રહેજ પસાર થઇ ગયો. સઘળા અમીર ઉમરાવોને પોતપોતાની પદ્ધી પ્રમાણે બેસાડવામાં આવ્યા, અને તેમનાં વાજાંઓ તેમની પાસે

ગોઠવવામાં આવ્યાં. એ સઘળાઓ પોતપોતાની જગા ઉપર ગોઠવાયા પછી દેવલનો દેખાવ બહુજ જોવા લાયક થઇ પડયો, અને જેઓએ એક વાર તે જોયો હશે તેમના મનમાંથી તે જીંદગીપર્યંત તો ખસ્યો નહશે.

કોઈ પણ મીલાવડામાં ધર્માધ્યક્ષો સર્વથી છેલ્લા આવે છે, જેથી તેઓ સઘળાઓ તરફના સત્કારને પામે છે. એજ પ્રમાણે સઘળું રાજ અને પ્રજા મંડળ ગોઠવાઇ રહ્યા પછી લાંબા લાંબા ઝભ્ભા, લાંબી લાંબી બાબરી અને માથા ઉપર ધર્મમુગટ સાથના પાદરી બાવાઓનું પંચક મંડળ દેવલમાં આવ્યું. તેમને માટે મંડપના ઉપલા ભાગપર બેઠકો મુકવામાં આવેલી હતી. ત્યાં તેઓ જઇને બેઠા. તેમનો દેખાવ વળી અતિ ભવ્ય દેખાતો હતો. સઘળા એક સરખા પોશાકના હોવાથી તેમનો દેખાવ બહુ જોવા જોગ થઇ પડયો હતો. તેમની પાછળ લોર્ડ પ્રોટેકટર અને બીજા મોટા અધિકારીઓ આવ્યા, અને હજુ પણ કાંઈ બાકી રહી ગયું હોય તેમ તેમની પાછળ લોખંડના બખતરવાળા ગાર્ડોની એક ટુકડી ત્યાં આવી ઉભી રહી. આવનારાઓ આવી રહ્યા એટલે ઘડીભર ચુપકીદી પથરાઇ ગઇ. દેવળ, પગથી માથા સુધી ચીકાર થયા છતાં તેમાં એટલી ચુપકીદી હતી કે, એક પૈ પડે તો તેનો અવાજ પણ સંભલાયા વગર રહે નહિ. પણ તે ચુપકીદી ઝાઝો વખત રહી નહિ. નિશાની થતાંજ, જય વિજયની તના લલકારનો ધ્વની દેવલમાં થઇ રહ્યો. અને તે થતાંની સાથેજ શાહજાદો, ટોમ કેન્ટી, તમામ સોનેરી બુટાઓથી ઝળાંઝળાં થઇ રહેલો એક લાંબો ઝભ્ભો પહેરી દરવાજા આગળ આવ્યો અને રવાબદાર ચાલે ચાલતો દેવલની બેઠક ઉપર ચઢયો. બેઠક ઉપર પગ મુકતાંજ તમામ મંડળ ઉભું થઇ ગયું અને શાહજાદાને રાજા તરીકે સ્વીકાર કરવાને લગતી ક્રિયા ચાલુ થઇ.

રાજભક્તિનાં ગાયનના મોટા ધ્વનીથી દેવલ ગજાવી મુકીને આ ક્રિયાની સરૂઆત કરવામાં આવી, અને તે મોટા ધ્વની સાથે ટોમ કેન્ટીને સિંહાસન આગલ લઇ જવામાં આવ્યો. પુરાણો શિષ્ટાચાર શરૂ થયો જે વેળાનું દેવલનું ગાંભીર્ય જોવા લાયક થઇ પડયું હતુ, અને આખું મંડળ તે ક્રિયા બહુ ચુપકીદી અને શાંત મનથી સાંભળતુ હતુ. ક્રિયા જેમ જેમ ખલાસ થતી ગઇ તેમ તેમ ખુશ થવાને બદલે ટોમના ચહેરા ઉપર ઉદાસીનતા પ્રગટ થવા માંડી, તેનો ચહેરો ફીકો પડવા માંડયો, અને હૃદય ઉપર બહુ ખરાબ અસર થવા લાગી.

સઘળી ક્રિયાઓ અને બૈબલનું ગાન, ભજન પૂર્ણ થઈ ચુકયાં. હવે એકજ ક્રિયા બાકી હતી. આર્ચબીશપ આફ કેન્ટરબરી પોતાની જગાએથી ઉભો થયો, ઈંગ્લંડનું તાજ જે એક ગાદી ઉપર ગોઠવીને મુકેલું હતુ

તે પોતાના હાથે ઉપાડયું અને તે ઉદાસીથી ધ્રુજતા મોટા રાજાના માથા ઉપર મુકવાની તયારી કીધી. તેજ પળે, વરસાદની એક લાલાશ ભરેલી કમાને આ ભવ્ય મીલાવડા ઉપર તેજ નાંખ્યું; તેજ પળે આખા મીલાવડામાં ભેલાં થયલાં સ્ત્રી પુરૂષે પોતપોતાનું અકેકું વાજું પોતાના માથા ઉપર મુક્યું અને તેજ ઢબમાં કેટલોક વખત આખો મીલાવડો ઉભો થઇ રહ્યો. આખા દેવલમાં ગંભીર શાંતી ફેલાઇ રહી. આ ચિત્તવેધક સમયે એક નધારેલો દેખાવ ત્યાં આગળ બન્યો, જે દેખાવ આ મોટા મીળાવડામાં ઘણાજ થોડાઓની નજરે પડયો; પણ જ્યારે તે દેખાવનો નાયક સભાસ્થાનની વચોવચ આવીને ઉભો ત્યારેજ તે સઘળાઓના દીઠામાં આવ્યો.

એ કોણ વારૂ ? કોઇજ નહિ; એક સુકુમાર રાજકુંવર છોકરો*, ઉઘાડે માથે, દરીદ્ર દેખાવમાં, ચીંથરેહાલ પોશાકમાં, જેના ફુમટાંઓ ચારે તરફ હવામાં હીચકા ખાતાં હતાં તેવો છોકરો ત્યાં આગળ આવી ઉભો. સભામંડપની વચોવચ પેસી જઇ તેણે પોતાના હાથો ઉચા કરી નીચે મુજબ ભાષણ ચલાવ્યું—

"હું તમો સઘળાઓને આજ્ઞા ફરમાઊં છું કે ઇંગ્લંડનું તાજ પેલા ઠગારાના માથા ઉપર મુકશો નહિ. રાજા તો હું છું."

આ ભાષણ સાંભળતાં ઘણાક તામસીઓએ તે બાપડાને ધબોધબ ધબોવી નાખ્યો; પણ તેજ પળે તખ્ત ઉપર બીરાજેલો ટોમ કેન્ટી, પોતાના બાદશાહી પોશાકમાંજ નિચે ઉતરી તે છોકરા તરફ દોડી ગયો અને તેના આગળ જઇ ખૂબ ઉછળતે હૃદયે સર્વને તાકીદ કરી—

"ચોપ—અદબ—છોડી ઘો, મુકી ઘો, એકદમ છોડી ઘો, એ છોકરાને, એજ છોકરો તમારો ખરો રાજા છે."

અરસપરસનાં આ ભાષણોથી આખો મીળાવડો તો આશ્ચર્યમાં ગરક થઇ ગયો. સઘળાઓ તે આશ્ચર્યતામાં પોતપોતાની જગા ઉપરથી ઉઠીને ઉભા થયા અને શું કરવું તેનું જાણે ભાન ભુલી ગયા હોય તેમ તેઓ સઘળા એક બીજા તરફ જોવા મંડી પડયા. સર્વની નજર આ મીળાવડાને આશ્ચર્યમાં ગરકાવ કરી નાખનારા બંને નાયકો ઉપર લાગી

---

* દેવલમાં ભેગી મળેલી મોટી ઠઠ વચ્ચે, દેવલની બહાર કેટલેક દૂર સુધી ખડા રહેલા ચોપદારો અને ગાર્ડોના પહેરા વચ્ચેથી શાહજાદો પોતાના ચીંથરેહાલ પોશાકમાં એકદમ કેમ દાખલ થવા પામ્યો એ લગાર આશ્ચર્યકારક દેખાય છે; પણ મૂલ ગ્રંથમાં એ બાબતનો કશો ખુલાસો જણાતો નથી. એમ લાગે છે કે તે રાતને સમયેજ કોઇ નવરાશનો લાભ લઇ અંદર પેસી ગયો હોય અને ખરી તક મલતાં જાહેર થયો હોય.

રહી અને આગળથી, પાછળથી સર્વ કોઇ તેમનેજ જોવાની જીજ્ઞાસામાં પાંચસેરાઓ આમતેમ ઉંચાં કરવા લાગ્યા. એ શું થયું? શું કોઇએ આજે આખી ઇંગ્લંડની પ્રજાને સ્વપ્નવત્ કરી મુકવાનો પ્રયોગ તો નથી આરંભ્યો? કોઈ જાદુગરે પોતાનું જાદુઇ બળ તો નથી અજવાળ્યું? કોઈ ડાકણે સઘળી પ્રજાને ભમાવી તો નથી મુકી? આવાં અદ્‌ભૂત વચનો સર્વ કોઇના મોઢાંમાંથી નિકળવા માંડયાં. જેમ સર્વ કોઇ આશ્ચર્યચકિત થયા હતા તેમ લોર્ડ પ્રોટેકટર પોતે પણ સઘળું ભાન ભુલી ગયો હતો. પણ તેણે આ ગુંચવણનો રસ્તો કાઢવાની હીમત કરી. તે હીમત કરતાં પહેલાં આખો મીળાવડો, જે ચકડોળે ચઢયો હતો તેમાંથી તેને શાંત કરવાની જરૂર હતી અને તેમ કરવાને બહુજ મોટા અને ગંભીર સાદે, પોતાના બંને હાથો ઉંચા કરીને તે બોલ્યો.

"બાનુઓ અને ગ્રહસ્થો, ખુદાવિંદ શાહજાદાના આ બોલવા ઉપર કશું ધ્યાન આપશો નહિ; કદાચ આ મોટા મીળાવડાની ગરમ થયલી હવાએ તે નામદારનું દરદ પાછું તેજ થયું હોય એમ લાગે છે, માટે તમો સર્વ કોઇ શાંત પડી જાઓ, અને આ ભમિટાનો આપણે હમણાં રસ્તો કરી નાખીશું."

આ તેના હુકમ પ્રમાણે કદાચ બાપડા આ નવા ઘુસી આવેલા પોરીયાને લોકોએ હાંકી કાઢયો હોત, પણ શાહજાદા–ટોમે–પુરતા રૂવા-બમાં પોતાના પગ ભોંય ઉપર ઠોકી સર્વને હુકમ કીધો કે—

"ખબરદાર, કોઇએ એ છોકરાને હાથ લગાડયો તો, એનો એક વાળ વાંકો થશે તો હું તેને પુછી લઇશ; સાંભલો, એજ તમારો ખરો રાજા છે."

આ સાંભળતાંજ મારવા માટે ઉંચા કરવામાં આવેલા હાથો એક-દમ નીચા વલી ગયા અને દેવલમાં ન ધારેલી શાન્તિ પથરાઇ ગઇ. મક દુર ન હતી કોઇ અધિકારીની કે લોર્ડ પ્રોટેકટરની કે એક બોલ બોલી શકે! તાકાદ ન હતી કોઇ અમલદાર કે અમીર ઉમરાવની કે જરી પણ હાલી શકે; છતાં કોઇને સુજ ન પડયું કે કરવું શું, અથવા કહેવું અને બોલવું શું? જ્યારે સઘળાઓ આ પ્રમાણે સ્તબ્ધ થઇને પત્થરના પુતલાં પેઠે ઉભા થઇ રહ્યા હતા, ત્યારે પેલો નવો આવેલો છોકરો તો નિધડક મીલાવડામાં આગલ વધ્યો ગયો. તેને તેમ જોઇને આખો મીલાવડો તો મુઝવણમાંજ પડયો, અને મુઝવણનો તોડ કાઢે તે પહેલાં તો તે દેવલની ચોરી ઉપર ચાલ્યો ગયો અને ટોમ પણ તેની સાથે હસતે મુખડે ચોરી ઉપર ચઢયો. બંને ઉપર ચઢયા પછી જે દેખાવ થયો તેણે તો વળી સઘળાઓને વધારે આશ્ચર્યચકિત કરી મુકયા. રાજાના

પોશાકમાં સજ થયલો ટોમ તે નવા આવેલા છોકરા આગલ ગુડણે પડયો અને સઘળાઓ સાંભળે તેમ ટોમ નીચે પ્રમાણે બોલ્યો:—

"ઓ મારા નામવર ખુદાવિંદ! હું બીજો સઘળો ખુલાસો તારી આગળ કરૂં તે પહેલાં મને તારા પ્રત્યે મારી રાજભક્તિ જાહેર કરવા દે; અને આ તારૂં તાજ તારા શીર ઉપર શોભાવ અને તખ્ત ઉપર બીરાજમાન થા."

લોર્ડ પ્રોટેકટરની દ્રષ્ટિ બહુજ બારીકીથી આ નવા આવનાર તરફ ખેંચાઈ, પણ પહેલાં જે કડણાઇ તેના તરફ તેણે દેખાડી હતી તે બદલાઇ ગઇ અને લગાર આશ્ચર્ય બતાવવા લાગ્યો, અને તેજ પ્રમાણે બીજા સઘળા અમલદારો પણ આશ્ચર્યચકિત થયા. સઘળાઓ એક બીજા તરફ ટગર ટગર જોઇ રહ્યા. બંને છોકરાઓ એક બીજાને કેવા મળતા આવતા હતા તેજ સઘળાઓ જોઇ રહ્યા હતા.

લોર્ડ પ્રોટેકટર પણ ઘડીભર તે મુકાબલા ઉપર વિચાર કરી રહ્યો અને ગંભીરપણે માન પ્રતિષ્ટાથી તે નવા આવનાર છોકરાને સવાલ પુછ-વાની મરજી બતાવી અને તે હેતુથી તેણે તેને પુછયું કે—

"તમો કૃપા કરો તો, સાહેબ, હું તમને કેટલાક સવાલો પુછવા માંગું છું."

"હું મોટી ખુશીથી તારા પ્રશ્નનું ઉત્તર આપીશ, મારા લોર્ડ;" નવા આવેલા છોકરાએ ઉતર આપ્યું.

એટલે, દરબાર, મરનાર રાજા, શાહજાદા એડવર્ડ, શાહજાદીઓ વગેરે સંબંધી કેટલાક સવાલો ડયુક લોર્ડ પ્રોટેકટરે તેને પુછયા, જેના સઘળા ઉતર તેણે કોઇ પણ રીતે ખંચાયા કે અચકાયા વગર ખરેખર આપ્યા. મહેલોના ઓરડાઓ, મરનાર રાજાનું દીવાનખાનું, ખુદ શાહજાદા પ્રિન્સ આફ વેલ્સ વગેરેની બારીકે બારીક વિગત તેણે આપી.

આ શું? આ શો ચમત્કાર? ભાઇ જો જો એ છોકરો કોઇ જાદુ-ગર તો નહિ હોય તે તપાસજો, એમ સર્વ કોઇ આશ્ચર્ય સાથે બોલવા લાગ્યા; અને એ પ્રમાણે મામલામાં કાંઇ ફેરફાર થવાની વકી જણાઈ અને તે જોઇને ટોમને આ સોનેરી પીંજરામાંની કેદી સ્થિતિમાંથી મુક્ત થવાની આશા આવી. સઘળી દરબાર કેટલોક વખત વિચારમાં લીન થઈ ઉભી હતી તેટલાંમાં લોર્ડ પ્રોટેકટરે ડોકું ધુણાવ્યું અને તે બોલ્યો—

"આહ! એ તો બધું સત્ય છે, અને એ સઘળું વિસ્મયકારી છે; પણ એ સઘળા ખુલાસા આપણને મલી શકે તેમાં કાંઇ વિશેષતા નથી, એટલીજ સાબેતી કાંઇ પુરતી નથી." લોર્ડ પ્રોટેકટર જેના ઉપર આ ફેરફાર સ્વીકારવો કે નહિ તેનો સઘળો આધાર લટકેલો હતો તેને વળી આમ બોલતો સાંભળી સઘળાઓ ડગમગવા લાગ્યા, અને ટોમને તો

પાછી ફાલ પડી કે, આ મુજીઓ તો નવા નવા ખુટ્ટાઓ કાહાડીને આ બાપડા ખરા હક્કદારને દૂર કરી, મને અહીંથી જવા દેવા માંગતાજ નથી

ફેરફાર તો ઘણો જલદી થતો ચાલ્યો, પણ તે ખોટે રસ્તે હતો એમાં શક નહિ. ફેરફારમાં, ટોમનેજ તખત ઉપર કાયમ રાખવાની હિમાયત થવા માંડી અને બીજાને દરિયામાં ફેંકી દેવાની હીમાયત ચાલી રહી. લોર્ડ પ્રોટેક્ટર પોતાનું માથું નિચું નમાવી વિચાર કરવા પડયો. આમ હોય ખરૂં, નહિ, તેમ તો નહિ, પણ આમ, નહિ તેમે નહિ એમ ઘડીમાં એક કલ્પના કરતો, તો બીજી પલે તે છોડી બીજી પકડતો. તેણે વિચાર્યું કે, આ ગુંચવાડાનો ફડચો લાવતાં પ્રજામાં કદાચ બે તડ તો નહિ પડે, કારણ બધાજ કાંઈ એકમત થનાર નથી; કોઈ આને માનશે તો કેટલાકો વળી પેલા નખ્ખોદ ગયલાને ખરો રાજા માનશે; પરિણામમાં રાજ્યમાં તડ પડશે, ફીસાદ વધશે અને તખ્તતાજની ધૂલધાણી થઈ જશે આહ! પરમેશ્વર! તેં શું ગુંચવાડો ઉભો કીધો છે? અને હવે તેમાંથી કોઇ સારો રસ્તો સુઝાડ. માથું નિચું નાખી તે આમ તરંગો લડાવતો હતો તેટલામાં એકદમ કોણ જાણે શું સુઝી આવ્યું હોય તેમ માથું ઉચું કરી, ભવાં ચઢાવી, કપાલ ઉપર ગુસ્સાની કમાનો ચઢાવી તેણે સર થોમસને હુકમ કીધો—

"સર થોમસ, પકડ આ પોરિયાને."

હજુ તો એક ગમથી તે બાપડાને પકડવાનો હુકમ આપ્યો તેટલામાં બીજી તરફથી વળી કાંઇ ભાન આવ્યું હોય તેમ, "હા, હા! અરે સબુર, મને ઠીક સુઝયું છે; હમણાં ગુંચવણનો ભેદ ખુલો થઇ જશે, મને સવાલ પુછવા દે" એમ કહી તેણે તે છોકરાનાં ખભાં ઉપર હાથ મુકયો અને નિચલો સવાલ પુછયો:—

"વારૂ જોઉં, તુ આ રાજનો ધણી થવાનો દાવો લઇ આવ્યો છે તો કહે મને, જોઉં રાજની મોટી મહોર કયાં મુકેલી છે? એનો જવાબ જો બરાબર મળે તો પછી એમજ સમજવું કે ભેદનો પડદો ખુલી ગયો છે, કારણ જે ખરેખરો પ્રિન્સ આફ વેલ્સ હશે તેજ એ ખુલાસો કરી શકશે. આ એક નિર્જીવ સવાલ ઉપર ઇંગ્લંડનું તાજ અને વંશ લટકી રહેલું છે, માટે બોલ બચ્ચા, જોઉં, તુ શું કહે છે?"

બેશક આ વિચાર ખરોજ અને ખરા રસ્તાનો હતો. આખા મીલાવડાને વાસ્તવિક રીતે એ સવાલનું ખરાપણું લાગ્યું અને તે લોર્ડ પ્રોટેકટરને સુઝયો, તે માટે સર્વ કોઇ તેની સ્તુતિ કરવા લાગ્યા. દરેક જણ કહેવા લાગ્યા કે, જે ખરેખરો પ્રિન્સ આફ વેલ્સ હશે તેજ આ મહોરનો ભેદ સ્પષ્ટ કરી શકશે, અને સર્વ કોઇ કહેવા લાગ્યા કે, આ નાન

કેડે ટાંગુજી, ગમે તેવે મહેલના ઓરડાઓનો કોઇ તરફથી ભેદ શીખીને આવ્યો હશે, પણ આ ભેદ તો તે ખુલ્લો કરી શકનારજ નથી. વળી કેટલાકો તો તેને હમણાંથીજ ઠગારો માની લઇને તેને ફાંસીની સજાને લાયક થઇ ચુકેલો માની તે માટે તેના તરફ દયાની લાગણીથી જોવા લાગ્યા. બેશક મિલાવડામાં કાંઇ પાંચ પચાસ માણસો નહતાં, તેમાં સ્ત્રી પુરૂષો ખીચોખીચ ભરેલાં હતાં. એટલે કેટલાકો એવા શ્યાણા પણ હતા કે તેઓ આ બનાવમાં કંઇક ભરમ માની તેનો પડદો ધીરજથી ઉઘાડવાની અને ધીરજથી કામ લેવાની હીમાયત કરતા હતા. કેટલાકો વળી એવા પણ વિચારના હતા કે જેઓ તેને ખરોજ પ્રિન્સ આફ વેલ્સ માની ચુકયા હતા. કેટલાકો વળી તેથી ઉલટાજ વિચારના હતા, તેઓ તેને ઠગારો માની એકદમ સુળીએ લટકાવી દઇ ગુંચવણ અને મુઝવણનો અંત લાવવાને આકળા પડી ગયા હતા. છતાં, મહોર કયાં છે તેનો ખુલાસો એ ઠગારો શું કરે છે તે સાંભળવા ઉપર સઘળાનું ધ્યાન લાગી રહ્યું હતું.

નવો આવનારો છોકરો, લોર્ડ પ્રોટેકટરના આ સવાલથી કાંઇ પણ મુઝાયો નહિ, તે સઘળું જાણતો હોય અને પોતાનાથી કશું અજાણ્યુંજ નહોય તેવો દેખાવ કરી, કશી પણ મુઝવણ વગર અને વળી એક ખરા રાજકર્તાના તોરથી તેણે, ઉમરાવ લોર્ડ સેંટ જોન તરફ મ્હોં કરી તેને ખુલાસાવાર શબ્દોમાં આ પ્રમાણે હુકમ ફરમાવ્યો:—

"મારા ઉમરાવ લોર્ડ સેંટ જોન, મહેલમાંના મારા ખાનગી ઓરડામાં જા, કારણ તારા કરતાં એ જગા બીજો કોઇ સારી રીતે જાણતો નથી–અને દીવાનખાનાની આગળના ઓરડાનાં બારણાની ડાબી બાજુના ખુણામાંની ભીતમાં પીતલના ખીલાનું માથું ત્યાં તારા જોવામાં આવશે, તે માથું દબાવશે એટલે એક નાની ઓરડીમાં તું દાખલ થઈ શકશે, જે મારા ધારવા પ્રમાણે તું જાણતો પણ નહશે; તું તો શું, પણ બીજો કોઇ માણસ પણ તે જાણતો ન હશે–માત્ર તે એક હુંજ અને જે વીશ્વાસુ કારીગરે તે બનાવ્યું છે તેજ તે જાણે છે–તે ઓરડીમાં પેસતાં જે પહેલી જણસ તારા જોવામાં આવશે તે આપણા રાજની મોટી મહોર તે અહીં જલદી લઇ આવ."

આ ખુલાસાથી આખી દરબાર ડંગ થઇ ગઇ, અને જે સફાઇ અને છટાથી આ ભીખારડાએ મહોરનો પત્તો આપ્યો તે સાંભળીને સર્વ કોઈ આશ્ચર્યચકિત થઇ ગયું. તેણે વળી કશા પણ સંકોચ વગર આવા મોટા મિલાવડામાંથી આ કામ માટે લોર્ડ સેંટ જોનને પસંદ કર્યો અને પોતે તેને કાંઇક મુદતથી પીછાણતો હોય એવા રૂવાબથી તેને જે હુકમ કીધો તે જોઇને કુદરતી સર્વને આશ્ચર્ય લાગવુંજ જોઇએ. આ ચીંદરેહાલ

પોરીઆનો હુકમ માથે ચઢાવવો કે કેમ તે વિષે લોર્ડ સેંટ જોન પણ અજાયબીમાં પડયો. છતાં તેણે તો આપેલી નિશાનિ પ્રમાણે મહોર ખોળી આણવા માટે ત્યાંથી જવાને પગળાં ઉપાડવાની તયારી કીધી, પણ તેટલાં તેને કોણ જાણે શું ભૂત ભરાયું કે તે પગ અચકાવી ત્યાંજ ચૂપ ઉભો થઇ રહ્યો. તેને તે પ્રમાણે ઉભો થઇ રહેલો જોઇને ટોમ કેન્ટી ગુસ્સે થયો, તેણે તુરત હુકમ કીધો—

"વાહ! કેમ તું ઉભો થઇ રહ્યો છે? તારો શો વિચાર છે? તેં શું મહારાજાધિરાજનો હુકમ સાંભળ્યો નથી? દોડ, દોડ, ઓ ઉમરાવ, જા જલદી જા, અને ગુમ થયલી મહોરનો પત્તો લાવી આ ભેદનો પડદો ખોલ."

લોર્ડ સેંટ જોન નમ્યો અને "હા, કૃપાસાગર! આ જાઉછું." એટલું બોલતોજ ત્યાંથી ગયો.

તેના જતાંની સાથેજ દેવલમાં ભેગા મળેલા જંગી મીળાવડામાં ન ધારેલી હીલચાલ અને ઘુસઘુસ ચાલવા માંડી. એ ઘુસઘુસ એટલીબધી અંદર ને અંદર ચાલતી હતી કે, બહારનો કોઇ માણસ તે જાણી યા સમજી શકે નહિ. શું થશે? મહોર મળશે કે કેમ? આ નવા આવેલા પોરીઆએ જે જગા જણાવી છે તે જગાએથી તે મળશે કે કેમ? એવા એવા સવાલો એક બીજામાં પુછાવા લાગ્યા. હજુ પણ કેટલાકોના મનમાં એવોજ સંદેહ હતો કે આ નવો આવેલો પોરીઓ ઠગારોજ છે, અને કેટલાકો પહેલા શકમંદ હતા તેઓને, હમણા તેમનો શક દૂર કરવાનું કારણ મલ્યું હતું. ખાનગી ઓરડાઓની, તેની છૂપી ઓરડીઓની, તેની છૂપી કળકુંચીઓની જે બાતમી તેણે ભર મીજલસમાં, એક ખરા રાજવંશીને છાજતા રવાબથી આપી તેથી સર્વે કોઇ તાજૂબ થઇ ગયા. એ સઘળી છૂપી કળ કુંચીઓ એવી હતી કે જે આજ સુધી ગમે તેવો દરબારી પણ જાણતો ન હતો; ખૂદ તે છોકરાના કહેવા પ્રમાણે એક માત્ર રાજવંશી કુટંબ પોતે કે, કળ કુંચી બનાવનાર કારીગરજ તેનાથી માહિતગાર હતો. એવી અંદરખાનેની બાતમીજ, ગમે તેવા શંકીલાઓનો સંદેહ દૂર કરવાને પુરતી છે; અને તેમજ થયું, જો કે કેટલાક જડસાઓજ માત્ર તેને પણ એક તરકટજ માનવા લાગ્યા, બીજાઓ જેમનો શક દૂર થયો હતો તેઓ, હવે બાતમી પ્રમાણે મહોર હાથ લાગે છે કે નહિ તે જાણવા માટેજ થોભ્યા. સર જોન ગયો તે પછી સર્વે કોઇ તાજૂબીથી તે નવા આવેલા પોરિયાની આજુબાજુ વિંટલાઇ વલ્યા; તે સઘળાઓ એક ઘડી પહેલાં ટોમને રાજયાભિષેક કરવાને અને તેને માથે મુગટ ઘાલવાની તયારીમાં તેની આજૂબાજૂ વિંટળાયા હતા અને તેને

જ નિહાળી રહ્યા હતા તે સઘળાઓની નજર હવે તેના ઉપરથી ખસી ગઇ અને તે સર્વની દ્રષ્ટિ આ નવા આવેલા પોરીયાપરજ ઠરી રહી. દરેક જણુ તેના ચહેરા ઉપર, તેના ઉઘાડા પગ કે બાજુ ઉપર નજર કરતું, કોઈ કોઈ તેનાં વિશાળ અને ભવ્ય દેખાતાં કપાળ ઉપર નજર કરતું, કોઇ કોઇ તેની મુખમુદ્રા ટગર ટગર જોઇ રહ્યું-એવા હેતુથી કે તેજ ખરો પ્રિન્સ આફ વેલ્સ હોવાની તેના શરીર ઉપરથી કાંઇપણ વિશેષ સાબિતિ મળી શકે છે કે કેમ તે જોવી; પણ બંને પોરીયાઓ તે દરેક બાબતમાં એક બીજા જોડે એટલા બધા મલતા આવતા કે, કશો ફેરફજ દેખાતો નહિ, અને દરેક જણુ પોતાની પરીક્ષામાં નિષ્ફલ થતું હતું. બાપડો ટોમ કેન્ટી, જે એક ઘડી આગમજ જંગી મીલાવડાની વચ્ચો વચ, ઘેરાઇને આનંદમાં પ્રફુલ્લીન મુખ મુદ્રાથી બેઠો હતો તેની આગળ તો કોઈ હતુંજ નહિ, અને તે તો જાણે એકલો અટુલો ઘુવડ પેઠે મનમાં ઘુમ ઘુમ કરતો ઘુઘવાટમાંને ઘુઘવાટમાં અને છુટાપણું મેળવી જવાની આશામાંને આશામાં ઉભો હતો.

થોડેકવારે લોર્ડ સેંટ જોન પાછો આવ્યો. સઘળાઓની ઈંતેજાર નજર તેના તરફ ને તેના હાથ તરફ ઠરી રહી. સર્વ કોઇ ડોકિયાં કરી કરીને તેને જોવા લાગ્યા. તેના તરફનો મહોર બાબતનો ખુલાસો જાણ-વાની ઈંતેજારી તો દરેકે દરેકને એટલી બધી લાગી રહી હતી કે જે ઘુસ ઘુસ મીલાવડામાં ચાલતી હતી તે તદન બંધ થઈ ગઇ. તે આવ્યો તેવો ચોરી ઉપર ચઢી ગયો, લગાર થોભ્યો; આમ તેમ નજર કરી અને પછી ટોમ કેન્ટી તરફ જોઇ, તેને નમન કરી તે બોલ્યો કે—

"ખુદાવિંદ! તમે જણાવેલી જગ્યા હું ખોળી વળ્યો છું, પણ મહોર ત્યાં નથી."

આ શબ્દો સાંભળતાંજ જેમ કોઇ મરકીના દર્દીની આગળથી મ-રકી ઉડવાના ભયને લીધે આથા નાસી જાય છે, તેમ પેલા તાજનો દાવો ઉઠાવી આવેલા નવા પોરીયા આગળથી સરર સુપ કરતા સૌ ખસી ગયા. ઘડીના છટ્ટા ભાગમાં તે બાપડો હીણાયલો અને તજાયલો હોય તેની પેઠે એક બાજુએ એકલો ઉભો થઇ રહ્યો. લોર્ડ પ્રોટેકટરની પણ ધીરજ હવે રહી નહિ અને અતિ ગુસ્સાથી તેણે હુકમ કીધો કે—

"ક્યાં ગયા ચોકીદારો! પકડો આ ઠગારાને અને હાંકી કાઢો એને પેલાં સામાં મહોલ્લામાં અને મહોલ્લે મહોલ્લે ફેરવી તેને ચાબૂકનો માર મારો; મુંજી ઠગારો આ શું ઢોંગ લઇ આવ્યો છે? એ અહીં કોને બનાવવા આવ્યો છે? પકડો, પકડો, ઝટ એ પોરીયાને અને કરો એની વકે

કે હવે પછી બીજો કોઇપણ ધુતારો એવા અખાડભુતી ધુતારાનો વેશ લઈ આ દરબારમાં પગ મુકવાની હિમત કરે નહિ ?"

વાર શી લાગવાની હતી ? બાપડાને પકડવાને ગાર્ડોએ ચોરી તરફ દોડાદોડી કરી મુકી, અને લઠ્ઠ પઠ્ઠ સરખા હાથોથી તેને ઝાલીને નિચે ગબડાવી પાડવાની તયારીમાં હતા તેટલાં ટોમ કેન્ટી વચ્ચે પુરાયો—

"સબૂર, દૂર રહો, પાછા ખસો, જે કોઇ એના અંગને હાથ લગાડશે તેનો જાન જોખમમાં રહેશે; આઘા જાઓ, અહીંથી."

લોર્ડ પ્રોટેકટરનો હુકમ તો ઠેકાણેજ રહી ગયો અને તેનું મોંહું ફીક્કું પડી ગયું, અને સામો તે ગુંચવાડામાં પડયો. શરમને મારે તેણે ગુપચુપ લોર્ડ સેંટ જોન તરફ જોયું અને તેના ખભા ઉપર હાથ નાખી પુછવા લાગ્યો કે.—

"તમે મહોરની ખોલ બરાબર કરી હતી ખરી ? હું માનું છું કે, તમે ખોલ કરવાની બાકી રાખી ન હશે, પણ આ સઘળું બહુજ ભેદ ભરેલું લાગે છે, એટલે મને પ્રશ્ન કરવાની ફરજ પડે છે, કદાચ નાહની નાહની વસ્તુઓ મુકાયલી મેલાયલી કોઇ વખતે ઝટ હાથ લાગે નહિ એ વાત ખરી છે, પણ આવી મોટી ભારી વસ્તુ. ઇંગ્લિંડનાં રાજની મહોર સરખી મહોર, આવી રીતે ગુમ થઇ જાય અને કોઇ પણ માણસ તેનો પત્તોજ નહિ મેલવી શકે ? એ બહુજ વિસ્મયકારક છે ? ખરૂંની ? સેંટ જોન, મહોર મહોર તે કાંઇ નાહની સરખી વસ્તુ નથી. જાણે નકરી સોનાની નાહની સરખી રકાબી જેવી રકાબી !"

ટોમ કેન્ટી, જે આ સઘળું ચક ચકીત આંખે જોતો અને સાંભળતો ઉભો હતો તે લોર્ડ પ્રોટેકટર હજુર આવ્યો અને તેને મુંગો રાખી પ્રશ્ન કરવા લાગ્યો—

"વારૂ, મને કહેશો કે જે પદાર્થની તમે આટલી બધી મુંઝવણમાં મુઝાઓ છો તે ગોળાકાર હતી ? જાડી હતી ? અને તેના ઉપર નકશી કામમાં અક્ષરો કોતરેલા હતા ? હા, હા, એવી એક વસ્તુ મારા જોવામાં આવી છે અને હવે હું સમજ્યો કે, જેને માટે હમણાં આ લડાલડી અને તડાતડી ચાલી રહી છે તે તમારી મહોર કહેવાય છે. તેજ વસ્તુની દોડાદોડીમાં તમે પડયા હો તો તો ઠીક, તે કયાં છે તે હું બરાબર જાણું છું, પણ મેં તે ત્યાં મુકી નથી."

"ત્યારે તે ત્યાં કોણે મુકી હતી, ખુદાવિંદ," લોર્ડ પ્રોટેકટરે પ્રશ્ન કીધો.

"તે ત્યાં મુકનાર પેલો જુંવાન—ઇંગ્લિંડની ગાદીનો હકદાર પેલો તમારા હજુરમાં ઉભો છે તેણે તે ત્યાં મુકી હતી," ટોમે જવાબ આપ્યો, અને જણાવ્યું કે, "તે કયાં છે તે તમને હવે કહેશે." એટલું બોલી ટોમ,

તે પોરીયા તરફ ફર્યો અને માયાથી તેના ખભા ઉપર હાથ મુકી તેને કહેવા લાગ્યો કે:—

"ખુદાવિંદ તું નામવર યાદ કર, તારી યાદદાસ્તને તાજી કર, તને ભાસે છે ખરૂં કે, મહેલમાંથી તું નામવર, મારો ચીંથરીઓ પોશાક પેહરીને મને અપમાન કરનારા પેલા સીપાહીને સજા કરવાને ધસી ગયો તે વેળા તે ચીજ તારાથી ક્યાં મુકાઇ હતી?"

દેવલમાં સઘળે શાંતિ પ્રસરી રહી. કશી ગરબડ કે ચી, ચું સરખો પણ અવાજ સંભળાયો નહિ અને નવો આવનાર છોકરો ટોમને શું જવાબ આપે છે તે સાંભળવા ઉપર સર્વનું ધ્યાન ખેંચાઇ રહ્યું. આ નવો આવેલો છોકરો—કહો કે, શાહજાદો પ્રિન્સ આફ વેલ્સ, તે વિષે સ્મરણ કરતો પોતાનું માથું લોખંડના એક કટેરા ઉપર ટેકવી વિમાસણમાં પડયો. ક્ષણ, પળ, ઘડી પસાર થઇ ગઇ, પણ તે બાપડાને તે વિષે કશું સ્મરણ આવ્યું નહિ અથવા સ્મરણ આવે એવું લાગ્યું નહિ, અને જ્યારે કશું નજ યાદ આવ્યું ત્યારે તે પોતાનું ડોકું હલાવી, ગદ્દગદિત કંઠે બોલ્યો કે—

"જે દિવસની મને યાદ કરાવવામાં આવે છે તે દિવસના બનાવનું તમામ જ્ઞાન મને થાય છે પણ કમભાગ્ય કે, તેમાં મહોર વિષે તો મને કશું સ્મરણ થતું નથી." આટલું બોલી તે, મીલાવડાના લોકો ઉપર શી અસર થાય છે તે જોતો ઉભો અને પછી સઘળા દરબારીઓ તથા ઉમરાવો તરફ ફરીને તે બોલ્યો—

"મારા અમીર ઉમરાવો અને દરબારીઓ જે સાબિતી રજુ કરવાને તમારો ખરો હકદાર રાજકર્તા અશકત છે તે સાબિતીની ગેરહાજરીને ખાતર તમે જો, તે ખરા હકદારનો હક લુટવા માંગતા હો તો ભલે, કારણ તે હકદાર હાલ તમારા હજુર તદન લાઇલાજ છે. પણ—"

"મૂર્ખાઇ, સાવ મૂર્ખાઇ, ખુદાવિંદ!" ટોમ બૂમ મારી ઉઠયો, "શા માટે તું નામવર એટલો અધીરો થઇ જાય છે; ધીરજ ધર, આશા નહિ છોડ, એટલામાંજ કાંઇ બધું થઈ ચુકયું નથી, કે થઇ ચુકનાર નથી. હું કહું છું તે તું ધ્યાનથી સાંભળ, મારા દરેકે દરેક શબ્દ હું કહેતો જાઊં તે તું તારા મનમાં યાદ કરતો જજે. જે સવારે આપણા વચ્ચેનો બનાવ બન્યો હતો તેજ સવારે જાણે આપણે ભેગા થઇને ઉભા છીયે એવી રીતે તે સમયે બનેલા બનાવ એક પછી એક કળીબંધ હું તારા હજુર વર્ણવતો જાઉં છું, માટે તું યાદ કરતો જજે. સાંભળ ત્યારે, હું બોલું છું. આપણે વાતે વળગ્યા. મેં મારી બેહેનો, બેટ અને નાનની વાત કરી, તે પછી મારી ઘરડી દાદીની વાત કરી, તે પછી મારી ઓફલ પોળના ગાંડખુલ્લાઓની અને તેમની રમત ગમ-

તની વાત કરી. એ તો બધું તમને યાદ આવતું જોય છેનો?" શાહજા- દાને એ સઘળું યાદ આવતુ તેથી ડોકું ધુણાવતો જતો હતો. ટોમે આગળ ચલાવ્યું; "પછી તમે મને જમાડયો, પાણી પાયું, અને કૃપાથી સઘળા નોકર ચાકરોને હાંકી કાઢ્યા કે, હું તેમની હાજરીથી કોઇ રીતે શરમાઉં નહિ, એ સઘળું તમને યાદ છે કે? હં, નામવર." ટોમ આ પ્રમાણે બોલ્યો જતો હતો, ને શાહજાદો તે સઘળું યાદ આવે છે એમ જણાવવાને ડોકું ધુણાવ્યો જતો હતો, અને તે નાટક સાંભળીને આખું દેવલ વિસ્મય પામ્યું હતું, પણ આવા એક ભીખારડા અને પ્રિન્સને મીલાપ ક્યાંથી થયો તે બીનાએ સર્વને વધારે ગુંચવણમાં નાંખ્યા.

વળી ટોમે આગળ ચલાવ્યું—"પછી નામવર રમુજને ખાતર આપણે એક બીજાના પોશાકો ફેરબદલ કીધા, તેમ કરીને આપણે એક અરીસા સામા ઉભા અને આપણામાં કશો ફેરફાર લાગ્યો નહિ; મારો ભીખાર- ડાનો અવતાર તમે લીધો અને તમારો રાજવંશી અવતાર મેં લીધો; મારા અને તમારામાં મળતાપણું એટલું બધું દેખાયું કે ભીખારડાના પોશાકમાં તમને કોઇ એમ નહિજ કહે કે આ તો પ્રિન્સ છે; તેમ તમારા પ્રિન્સના પોશાકમાં સજ થયા પછી મને કોઇ એમ નહિ કહે કે હું ભીખારડો છું. મારા હાથ ઉપર ઘસરકા પડેલા તમે જોયા, જુઓ આ હજુ તે છેજ, હજુ હું એ ઘસરકાને લીધે તો હાથમાં કલમ ઝાલી લખી શકતો નથી, અને આગળાં પણ જાણે જડશાં થઇ ગયાં છે. એ જોઇને તમો નામવર જે સીપાઇના હાથે મને એ ઘસરકા લાગ્યા હતા તેના ઉપર ગુસે થયા અને તેના ઉપર વેર લેવાને તમો નામદાર દરવાજા ભણી દોડયા, દોડતાં તમો એક ટેબલ આગળથી પસાર થયા; જે ચીજને તમે મહોર મહોર કરી રહ્યા છો તે તે ટેબલ ઉપર પડેલી હતી; તમે તે હાથમાં ઉપાડી તેના તરફ આતુરતાથી જોયું, એવી ઇચ્છાથી કે તેને કોઇ સ્થળે સંતાડવી. તેટલામાં તમારી નજર એક ચોકસ જગા ઉપર પડી અને—"

"બસ, બસ, હવે સાંભર્યું સાંભર્યું, ઇશ્વર તારો અનહદ ઉપકાર," ચીંદરે હાલ પોશાકમાં તે પોરીઓ બૂમ મારી ઉઠયો અને લોર્ડ સેંટ જોન તરફ ફરી તેને હુકમ કીધો કે, "મારા ભલા લોર્ડ સેંટ જોન, પેલું મીલાનીસ બખતર જે ભીત ઉપર ભરાવેલું છે તેની અંદર જો ત્યાં તે મહોર હવા ખાય છે."

"બરાબર, બરાબર, નામવર," ટોમે ટેકો આપ્યો; હવે ઇંગ્લંડનું તાજ તારૂં પોતાનું થઇ ચુકયું છે, અને હવે જે કોઇ વાંધો ઉઠાવે તે મુંગો જન્મ્યો હોત તો બેહતર એવી પ્રાર્થના કરીશ. જા, જા, મારા લોર્ડ સેંટ જોન, વિજલીની ઝડપે જા, અને તે મહોર લઇ આવ."

આખો મીલાવડો ઉભો થઇ ગયો; કશો અનુક્રમ જળવાઇ રહ્યો નહિ સઘળા ચગડોળે ચઢેલા; સઘળાઓનાં મન આકુળ વ્યાકુળ થઇ રહ્યાં અને વળી એકવાર ફરીથી સર્વ કોઇ ઈંતેજાર થઈ રહ્યા. મીલાવડાની ગાંભીર્યતા કશી રહેવા પામી નહીં, જેને જેમ ગમે તેમ વાતોના તડાકા ચલાવતા હતા અને દેવલ તમામ મચ્છી બજાર સરખું થઇ પડયું હતું. આવી ગરબડમાં જે વખત પસાર થઇ ગયો તે માલમ પણ પડયો નહિ. તેટલાંમાં લોર્ડ સેંટ જોન ધસમસતો દેવલમાં આવ્યો. મહોર તેણે હાથમાં પકડી હતી અને તે હાથ ઉંચા કરી સર્વના દીઠામાં આવે તેમ તેણે રાખી હતી. દેવલમાં દાખલ થતાંજ તે તે પ્રમાણે હાથ ઉંચા કરી રહ્યો, અને બાજુ બાજુ કરતો ચોરી ઉપર ચઢયો અને બંને હાથે ઉંચી કરીને તે મહોર તેણે સર્વને દેખાડી જે જોતાંને વાર—

"ઘણું જીવો ઈંગ્લંડનો ખરો રાજા" એવો પોકાર પડી રહ્યો.

પાંચ મીનીટ સુધી એ પોકાર ચાલુ રહ્યો. આખા દેવલમાં રૂમાલો ફરફરી રહ્યા. શાહજાદો જે અત્યાર સુધી ચીંદરેહાલ પોશાકમાં ઉદાસ ઉભો હતો તેની છાતી ખુશાલીથી ફાટફાટ થવા લાગી, અને તે ચીંદરેહાલ પોશાકમાં છતાં, સર્વ અંમીર ઉમરાવો તેને નમન કરી ગયા. શું ચમત્કાર? વખત શું કરે છે? અને પરમેશ્વર તેમાં શો કારીગરીનો હાથ બતાવે છે?

સઘળી દરબાર તેની જગા ઉપર ઉભી થઇ રહી તે સઘળાને શાંત પાડી ટોમ કેન્ટી મોટે ધાંટે બોલ્યો—

"ઓ મારા નામવર રાજા, ઈંગ્લંડની ગાદીના ખરા વારસ, આ તારો બાદશાહી પોશાક પાછો લે, તે તું સજ અને તારો ચીંદરેહાલ પોશાક, આ તારા ગરીબ નોકર ટોમને પાછો આપ."

લોર્ડ પ્રોટેકટર અહીં ગુસ્સાથી બરાડી ઉઠયો:—

"ત્યારે આ ઠગારાને પીટણી કરો, એને ટાવરમાં લટકાવી દેવો જોઇએ."

"નહિ નહિ, કદી નહિ, ખરા રાજાએ તેને વારતાં કહ્યું, તેમ કદી બની શકશે નહિ; તે હતો તોજ હું મારૂં તખતોતાજ પાછું મેલવવા પામ્યો છું; કોઇએ તેને હાથ સુધાં લગાડવો નહિ. મારા ભલા મામા, લોર્ડ પ્રોટેકટર, તારી આ વર્તણુક એ ગરીબ છોકરા તરફ અપકાર ભરેલી છે, કારણ મને મળેલી ખબર પ્રમાણે તેણે તને ડયુક બનાવ્યો છે."

આ શબ્દો સાંભળીને લોર્ડ પ્રોટેકટરના મોઢાં ઉપર પરસેવો વળ્યો. તે જોઇ તેને વધારે શરમાવવાને રાજાએ ટીકા કીધી કે, "બેશક, તેણે તને ડયુક બનાવ્યો છે, પણ તે કાંઇ રાજા નથી; એટલે આવતી કાલે તું પોતે તેની મારફતે, તેની બહાલી માટે મારા હજુર આવશે, અને ત્યાં સુધી તો તું સાદો અર્લ છે અને, બહાલ થતાં સુધી તું સાદો અર્લજ રહેશે."

આ ઠપકો સાંભળી, ડયુક ઓફ સમરસેટ, ત્યાં આગળથી ખસી ગયો; અને તે પછી રાજા એડવર્ડ ટોમ તરફ ફરી તેને મમતાથી કહેવા લાગ્યો કે, "મારા ગરીબડા નાના છોકરા, મેં પોતે આ મહોર મુકેલી તે મને યાદ ન આવ્યું અને તારાં સ્મરણમાં તે કેમ રહ્યું?"

"નામવર, મેં તે જૂદા જૂદા દિવસે જૂદાં જૂદાં કામ માટે વાપરી હતી એટલે મને તે યાદ રહી જાય તેમાં શી નવાઇ?" ટોમે ઉતર આપ્યું.

"તેં તે વાપરી હતી?–છતાં તે ક્યાં હતી તે તું જણાવી શક્યો નહિ?" રાજાએ પ્રશ્ન કીધો.

"પણ તે સઘળાઓ મહોર મહોર કરી રહ્યા હતા તો હું શું જાણું કે મહોર તે શું? અને શાને મહોર મહોર બકી રહ્યા છે? મારા બાપ દાદાએ કદી કાંઇ જોયલું કે સાંભળેલું હોય તો હું ખુલાસો કરૂં કેની કે મહોર તો આ બળેલી છે," ટોમે ખુલાસો કીધો.

"પણ ત્યારે તું કહે છે કે તેં જૂદે જૂદે પ્રસંગે તે વાપરી હતી તે કેમ?" રાજાને જાણવાની જીજ્ઞાસા થઇ.

આ સવાલનો ખુલાસો કરતાં ટોમના મોઢાં ઉપર શરમની છાયા ફરી વળી અને તેણે શરમથી માથું નિચું નમાવ્યું તે જોઇ રાજાએ તેને હિંમત આપી. તેણે ઈંગ્લંડની આ મોટી મહોર શા કામમાં વાપરી હતી તેનો ખુલાસો કરવા કહ્યું.

ટોમ લગારેક ગુંચવાયો, પણ રાજાનો આગ્રહ જાણી તેણે કહ્યું કે, "ખુદાવિંદ! મને ક્ષમા કરો તો કહું કે, મેં તો એનાથી અખરોટ ભાંગી હતી!"

આ ખુલાસો સાંભળતાં, ત્યાં આગળ ઉભેલા દરબારીઓમાં એવી હસાહસ ચાલી રહી કે, તે જોઇને બાપડા ટોમને તો શરમ અને નામોશીથી નીચું જોઇ રહેવું પડયું. પણ એ બનાવે બીજો એક જે ખુલાસો કર્યો તે એ કે, જેમના મનમાં હજુ કાંઇ શંકા રહેલી હતી કે ખરો રાજા કોણ? તે તદન દૂર થઇ ગઇ કારણ ખરો રાજા હોય તે કાંઇ રાજની મહોરથી અખરોટ ભાંગે નહિ પણ આ બાપડાને મહોર તે શું તેનુંજ ભાન નહિ તો પછી તેનાથી તે અખરોટ ભાંગે તેમાં આશ્ચર્ય શું?

આ વખતે ટોમના દીલમાંનો બાદશાહી ઝભ્ભો કાઢી, રાજાના અંગપર પેહરાવી દેવામાં આવ્યો, જેથી તેનાં ચીંદરાં તેની હેઠળ ઢંકાઇજ ગયાં અને તે પછી રાજમુગટ પહેરાવવાની ક્રિયા ચાલુ થઇ. ખરા રાજાના માથા ઉપરજ મુગટ બીરાજ્યો; તોપખાનાએ તોપોના બાર કરી શેહેરને ગજાવી મુક્યું અને આખાં લંડનમાં ખુશાલી અને જય જયકાર થયો; કે "જય રાજા એડવર્ડ ઘણું જીવો."

---

## પ્રકરણ ૩૩ મું.

### એડવર્ડ ઈંગ્લંડનો રાજા.

લંડન બ્રીજ ઉપરની ધક્કા મુક્કીમાં પેઠો, તે આગમનથી માઇલ્સ હેન્ડનનો ચહેરો અને દેખાવ જોવા લાયક થઇ પડયો હતો, અને તોફાનમાંથી ધમ પછાડ કરી તે બાહાર નિકલ્યો તે વેળાનો તેનો દેખાવ તો વિશેષ હાવરો બાવરો થઇ પડયો હતો. હુલ્લડમાં પેઠો તે વેળા તેની પાસે ગજવામાં રાતી પાઇ સરખી નહતી તેમ બહાર નિકળવા પામ્યો ત્યારે તે કયાંથીજ હોય? જે કાંઇ ખીસામાં બે પાંચ પેનીઓ ખડખડતી હતી તે ખીસા કાત્રુઓએ ખીસું કાપીને કાઢી લીધી હતી. લશકરની જાલમ નોકરી કરી પરવારેલા એક માણસને મનથી પૈસા એ શું ચીજ છે? તેની તો તેને ધાસ્તી ન હતી, પણ હવે પોતાના રક્ષણ હેઠળના છોકરાને કેમ અને કયાંથી શોધી કાઢવો તેનીજ તેને ચિંતા હતી. પોતે જાતે લશકરી હોવાથી, ગમે તેમ ભટકવું અને ગમે ત્યાં માથું મારવું એવો નિયમ તેને પસંદ ન હતો; પણ પહેલાં તેણે તે માટે થોડોકવાર એક જગ્યાએ નિરાંતથી બેસીને ગણત્રીઓ ચલાવી. પહેલાં તેણે જે વિચાર કર્યો તે એજ કે એ પોરીયો કયાં ગયો હશે અને કયાં જઇ શકે તેમ હતુ? બેશક તે જો કયાંઇ પણ જાય તો પોતાના જરી પુરાણા અખાડામાંજ જવો જાઇયે, કારણ દીવાનાપણાથી ઘેરાયલો માણસ જયારે ઘરબારથી તજાયલો અને હીણાયલો થાય છે ત્યારે તે પોતાની ગુફાજ શોધે છે. તેનો અખાડો કયાં હશે તે શોધી કાઢવો જોઇયે. તેનો ચીઠરેહાલ પોશાક અને તેને પોતાનો દીકરા તરીકે દાવો કરનારો પેલો લઠીંગો, તેની લબાડી, તેનાં ચીડરાં, તેની હલકી ભાંડ ભાષા, એ સઘળાંનો જયારે વિચાર કરીશું તો ખાત્રી થશે કે તેનું ઘર, લંડનના કોઇ હલકા અને ગરીબ વર્ગના લોકોના લત્તામાં હોવું જોઇયે. તે તરફ તેની શોધ કરવાનું કામ મુશકેલ અથવા લાંબું થઇ પડશે કે કેમ? નહિ, માઇલ્સ હેન્ડન, તે પોતાના મન સાથે નિશ્ચય કરીને બબડવા લાગ્યો, તારા સરખા એક શૂરા સીપાઇને મનથી તે કામ તદન વિસાત વગરનુ છે, અને તેમાં ઝાઝી મહેનત પણ પડે એમ ભાસતુ નથી. મારે હવે છોકરાની પુઠ પકડવી નહિ, પણ જયાં ટોલાં ભેગાં થયલાં હોય તેજ પકડવાં અને તેમાંજ શોધ ખોળ ચલાવવી, અને તેવી રીતે પાકી શોધ ચલાવ્યાથી મોડે વેહેલે હું મારા નાહના મિત્રને પાછો હાથ કરી શકીશ. કદાચ તે બાપડો પાછો કર્મ સંજોગે કોઇ એવા ટોળાંમાં ભલી ગયો હશે કે જયાં વળી તેની ઠઠ્ઠા મશકરીઓ ચાલતી હશે; તે બાપડો પોતાને ત્યાં ઈંગ્લંડનો રાજા ગણાવવાનો દાવો કરીને તે બદમાસ લઠીંગાઓની મશકરીનો ભોગ થઇ પડયો

હશે. અને તેની ભાલ મલી જાય તો હવે તો હું તે મશકરીખોરોમાંના કેટલાકોના ટાંટિયાજ લુલા કરૂં કે તેઓ પણ સમજે કે, આ બાપડા નિરાધાર બાળકનો પણ એવો એક પાળક અને રક્ષક છે કે જે તેના ખરા માત પિતાને પણ ભુલાવે છે. અને હવે જો તે પોરીઓ મારા હાથમાં આવે તો તેને મારી જોડે એવી રીતે રાખું કે તે કદી મારાથી વિખુટો પડીજ શકે નહિ.

આ પ્રમાણે પોતાના મન સાથે વિચાર કરીને માઈલ્સ હેન્ડન, શાહજાદાની શોધમાં નિકલ્યો. વાંકી ચુકી ગલીકુંચીઓ, ગંધમારતા મહોલ્લા એક પછી એક તે જોતો ચાલ્યો. મહોલ્લાઓ કે ગલીકુંચીઓના નાંકા ઉપર કે, ચબુતરાંઓ ઉપર છોકરાઓનાં રમત રમતાં ટોલાંઓ ભેગાં મલ્યાં હોય તેમાં તે ભલતો, બારીક નજરે તપાસ કરતો; કદાચ કોઇ સમજુક સરખો છોકરો દેખાય તો તેને શાહજાદાની નિશાનિ આપી તેવો કોઇ છોકરો તેમનામાં છે કે કેમ તેનો સવાલ કરતો, અને જ્યારે નિરાશ થતો ત્યારે ત્યાંથી આગળ ઉચાલા ભરતો. કદાચ કોઇ નદી નાળાં આગળ, કે કોઈ દેવળ આગળ ભામટા, ભીખારડાઓનું ટોલું જોતો તો ત્યાં પણ દોડયો જતો અને તેમને પણ પકડી બારીકે બારીક પુછપરછ કરતો. આ પ્રકારની પુછપરછ કરવા છતાં જ્યારે તેને શાહજાદાનો કશો પત્તો મલ્યો નહિ ત્યારે તે બહુ અજાયબ થયો; પણ પોતાના સોલજરી ખવાસ પ્રમાણે નિરાશ થયો નહિ. તેના વિચાર પ્રમાણે આટલી નિષ્ફળતાથી તેણે પોતાના વિચારમાં કશો ફેરફાર કરવો યોગ્ય ધાર્યું નહિ; માત્ર તે જે ગુંચવણમાં આવી પડયો તે એટલીજ કે, આ શોધ માટેની તેની ચઢાઇ બહુ લાંબી થઇ પડી, જ્યારે તેણે તેનો અંત જલદીથી આવી જવાની વકી રાખી હતી.

પરોઢિયું થતાં સુધીમાં જોય શું કે તે કેટલાક મૈલોના મૈલો ચાલી ચુકયો હતો; ઘણાંક ટોળાંઓમાં પુછપરછ ચલાવી, પણ તે સઘળાનું પરિણામ એ આવ્યું કે, તે થાકી ગયો, ભુખ્યો ડાંસ થયો અને આંખોમાં ઉંઘનું ઝોકું આવવા લાગ્યું. કેડે નાસ્તો કરવાની તેની ઇચ્છા થઇ પણ તે મેળવવાનો કશો રસ્તો ન હતો. ભીખ માંગીને હોજરૂં ભરવાનો ઘડીમાં તેને વિચાર આવ્યો, પણ બીજીજ પળે ભારી તિરસ્કારથી તે તેણે તજી દીધો. કમરે લટકાવેલી તરવારને ગીરવી મુકી પૈસા કઢાવવા કે કોઇ વીસીવાળાને નાસ્તાના બદલામાં તે આપવી એ તો પોતાનું માન ગુમાવવા સરખું લાગ્યું ત્યારે કરવું શું? શું એકાદ બંડી, જાકેટ, કે વાસ્કુટનો ખોરકુટો વાળવો? એ તેને ગમ્યું, પણ એવાં ચીંદરાંનો ગ્રાહક કોણ થશે?

બપોર થવા આવ્યા ત્યાં સુધી તે બાપડો તેવો ને તેવોજ ભટકયો. સવારે, જે બાદશાહી સ્વારી નિકળી હતી તે જોવા માટે બહાર પડેલાં લોકનાં ટોળેટોળાં ભટકતાં તેની નજરે પડયાં તેની પાછળ પાછળ પણ તે ભટકયો. અહીં તેને વળી કાંઇક નવી આશા આવી. કદાચ-તે છોકરો આ ટોળાંને જોઇને હું રાજા છું એવો દમામ કરતો આવ્યો તો ન હોય એમ માની તે ટોળાંઓમાં ખૂબ બારીક નજર કરતો પુઠે પુઠે ચાલ્યો. તેની પાછળ ઠેઠ લંડન સુધી તેણે પગો ઉપાડયા, અને ત્યાંથી વેસ્ટમીન્સ્ટર અને ત્યાંનાં દેવલ સુધી જઇ ચઢયો. દેવલ આગળ લોકોનાં તો કીડીના પોરા માફક ટોળાં ઉભરાઇ જતાં હતાં, તેમની સાથે તે પણ ત્યાં ચોભ્યો. પણ થોભી શું કરવું? કદાચ અહીંથીજ તેનો કાંઇ પત્તો મળશે એમ તેને લાગ્યું. પોતે કેટલે દૂર નિકળી આવ્યો હતો અને દિવસ કેટલો ઉપર ચઢયો હતો તેનો જ્યારે તેણે વિચાર કર્યો ત્યારે તેને તેની આ નિરર્થક મુસાફરી થકવી નાંખે તેવી લાગી; નહિ બચ્ચા માઇલ્સ! થાકીશ નહિ; તે મળશે અહીંથીજ, અહીંજ લગારે વધારે ચતુરાઇથી તેની ખોલ કરવાની જરૂર છે. એજ દિવસે રાજાને રાજ્યાભિષેક કરવાની ક્રિયા થનાર છે તેની તેને ખબર હતી; અને જ્યારે તે કઈ તરફ જવું અને કેમ ભાળ મેળવવી તેનો વિચાર એક મોટાં ઝાડનાં થડ આગળ બેસી કરતો હતો તેવામાં તોપોના બારથી શેહેર ગાજી રહ્યું. તે સમજ્યો કે રાજાને રાજ્યાભિષેક થઇ ચુકયો છે. આ વિચાર કરતાંજ તે લીલા છમ સરખાં ઝાડની ઘટ ઘટા હેઠલ ઉંઘમાં પડી ગયો. છેલ્લા ત્રીસ કલાક થયા તેણે ઉંઘ લીધી ન હતી, એટલે ઉંઘનું તો પુછવુંજ શું? તે ઉંઘ્યો ઉંઘ્યો તે છેક બીજી સવારેજ જાગૃત થયો. ઉંઘમાંથી ઉઠયો તે વેળા તેનું તમામ અંગ દુખતુ હતુ; પગે ધૂળના લેપડા બાઝયાં હતા, અંગમાંના કપડાં ધૂળધોયાં સરખાં થઇ ગયાં હતાં, પગો દુખતા હતા; અંગના એકે એક સાંધામાં કળતર થતી હતી. જે જગ્યાએ તે સુતો હતો તેનાથી સેહેજ દૂર નદીનો વોહ હતો. ધીમે ધીમે ચાલતો ચાલતો તે કીનારે ગયો. કપડાં કાઢી બાજુએ મુકયાં, હાથ પગ તથા મ્હોં ધોયું કપડાં ખંખેરી પાછાં પહેર્યાં અને ભુખ્યાં પેટને પીવાય તેટલું પાણી પીને આસાયેસ આપી. પાણીમાં અજબ ગુણ છે. હાથ મ્હોં ધોયાથી તથા લગાર પાણી પી ક્ષુધાને થંડા પાડયાથી તેને કાંઇક કૈવત આવ્યું અને કૈવત જોડે તેને નવી નવી ઉમેદો પણ આવી. નવી નવી ઉમેદોથી ઉલટમંદ થઇને તે વેસ્ટમીન્સ્ટર તરફ ચાલ્યો, અને આટલો બધો વખત નકામો ગુમાવ્યો તે માટે પોતાને ઠપકો આપવા લાગ્યો. પાણી પીધા છતાં તેની ક્ષુધા તૃપ્ત થઈ નહિ એટલે ભુખે પેટે તેને નવો રસ્તો

સુઝાડયો: બુઢા **સર હેંન્રી માર્લો** જોડે મુલાકાત કરવી અને તેની પાસેથી થોડાક પૈસા ઉછીકા લેવા, અને એ ધારેલો હેતુ પાર પડે તો કાંઇક આગળ વિચાર કરવો.

અગિઆર વાગાને સુમારે **માઇલ્સ હેન્ડન** રાજમહેલ તરફ જઇ પુગ્યો, અને ધણાક તમાશગીર લોકો તેની આસપાસ ફરી વળેલા હતા અને તે સઘળાઓની નજર તેના તરફજ લાગેલી રહી હતી; કારણ તેનો પોષાક તેવો હતો. સઘળાઓના ચહેરા તે બહુ સાવચેતીથી તપાસી તપાસીને જોતો હતો. એવી આશાથી કે કોઇ સખાવતી નર ઓળખીતો નજરે પડે તો તે તેને મહેલમાં દાખલ કરી શકે. આવો વિચાર કરતો હતો તેટલામાં આપણો **વ્હીપીંગ બોય** તેના આગળથી પસાર થઇ ગયો તેને **માઇલ્સ હેન્ડને** જોયો. તેની જોડે બોલવાનું કે તેને અટકાવવાનું કશું બહાનુ તો નહતું છતાં તેને મહેલમાંથી આવેલો જાણી; મહેલની કાંઇ ખબર અંતર મળી શકશે એમ ધારી તેણે તેને બોલાવવાનો નિશ્ચય કર્યો.

છોકરો પોતે પણ જાણે કંઇક વિચિત્ર પ્રકારે તેના તરફ દોરાયો હોય તેમ **માઇલ્સને** ટીકી ટીકીને જોવા માંડયો, એટલે **માઇલ્સને** તો જેવું જોઇતુ હતુ તેવું વૈદે ફરમાવ્યું તેવું થયું. તેણે તુરત તેના તરફ ફરી તેને સવાલ કર્યો—

"તમો હમણાં રાજમહેલમાંથી ચાલ્યા આવો છો, નહિ? હું માનું છું કે તમને રાજકુટુંબ જોડે કાંઇક સગાઇનો નાતો હશે ખરો."

"હા, મહેરબાન, એમ કાંઇક છે ખરૂં," તે છોકરાએ ઉત્તર વાલ્યું.

"તમો **સર હેંન્રી માર્લોને** તો ત્યારે પીછાણતા હશો?" **માઇલ્સે** વલતો સવાલ કર્યો.

**સર હેંન્રી માર્લોનું** નામ સાંભળતાંજ તે છોકરો ચોંકયો અને **માઇલ્સને** તેના સવાલનું ઉત્તર આપતાં પહેલાં તે પોતાના મન સાથેજ બોલ્યો—"હા, ઇશ્વર, આ માણસ કોનું નામ લેછે? મારા સ્વર્ગવાસી પિતાનું?" પછી તેણે **માઇલ્સ** તરફ ફરી તેને ઉત્તર આપ્યું, "હા મેહેરબાન, હું તે ગ્રહસ્થને બહુ અચ્છી રીતે પીછાણું છું."

"તો તો ઠીક" **માઇલ્સે** ખુશાલી બતાવી અને પાછો પ્રશ્ન કર્યો કે, "તે રાજમહેલમાં છે ખરા કે?"

"હા, સાહેબ, અંદર છે," એમ બોલી તે છોકરાએ બીજી તરફ ફરીને રણકો કીધો કે, "હા, **સર હેંન્રી માર્લો** તો બાપડો કયારનો ઘોરમાં જઇને સુતો પણ છે."

"તમો, મારા ઉપર કૃપા કરી તેને મારૂં નામ જણાવી એટલો

સંદેસો કહેશો કે હું તમને લગારેક ભેટવા માગું છું!" માઇલ્સે તે છોકરાની પ્રાર્થના કરી.

"હું તમારું કામ દરોબસ્ત બજા લાઉં છું સાહેબ," તે છોકરાએ ઉત્તર આપ્યું:

"તો મહેરબાની કરી તેને જઇને કહો કે માઇલ્સ હેન્ડન, સર રીચર્ડ હેન્ડનનો દીકરો અહીં બાહાર ઉભો છે, હું તમારો મોટો ઉપકાર માનીશ," માઇલ્સ બોલ્યો.

છોકરો લગાર ઉદાસ થઇને ઉભો, પછી કેટલોક વિચાર કરી તે અંદર ગયો અને જતી વેળા માઇલ્સને 'હમણાં તમારા સંદેસાનો જવાબ લઇ પાછો આવું છું માટે અહીં થોભજો' એમ કહેતો ગયો.

છોકરાએ બતાવેલી જગાએ હેન્ડન ગયો. મહેલની ભીતની બાજુએ પત્થરનો મોટો બાંકડો મુકવામાં આવેલો હતો અને તેના ઉપર વળી અઢેલવા માટે તકીયો કોતરી લીધેલો હતો. ખરાબ રૂતુમાં પહેરેગીરોને આશ્રય લેવાને માટે આ બેઠક ખાસ બનાવ્યામાં આવેલી હતી. આ બેઠક ઉપર જઇને બેઠો નહિ તેટલામાં કેટલાક હથિયારબંધ માણસો એક અમલદારની જોડે ત્યાં આવ્યા. તે અમલદારે માઇલ્સને જોયો એટલે પોતાના માણસોને ત્યાં ઉભા રાખ્યા અને માઇલ્સને પત્થર ઉપરથી ઉભો થવાનો હુકમ કીધો. માઇલ્સે તે અમલદારનો હુકમ તુરત માથે ચઢાવ્યો અને પત્થર ઉપરથી ખડો થયો. મહેલના કમપાઉંડમાં ભટકતા શકભરેલા માણસ તરીકે તેને પકડવામાં આવ્યો. મામલો નવે નામે ગુંચવાયો. બાપડો માઇલ્સ ખુલાસો કરવા જતો હતો પણ તે અમલદારે તે સાંભળવાની નાપાડી તેને ચૂપ રાખ્યો; અને પોતાના માણસોને હુકમ કીધો કે તેનાં હથિયાર છોડાવો અને તેની ઝડતી લેવો.

"ઇશ્વર કરે ને મારા ખીસામાંથી કાંઇ નિકળે" માઇલ્સ લગાર હસીને બોલ્યો. ઝડતી લેવામાં આવી પણ એક કાગલિયાં શીવાય બીજું કશું તેની પાસેથી હાથ લાગ્યું નહિ. તે અમલદારે તે કાગલિયું ઉઘાડી જોયું અને પોતાના ગુમ થયલા નાહના મિત્ર હેન્ડન હોલમાં બનેલા પેલા ગંભીર બનાવને દિવસે બનાવેલા કાગળના કાપલાઓ માઇલ્સને સાંભરી આવ્યાથી તે હસી પડયો. કાગલિયું ઉઘાડી તેમાં લખેલો અંગ્રેજી ફકરો તે અમલદારે વાંચ્યો ત્યારે તેનો ચહેરો કાળાશ મારી ગયો, અને માઇલ્સ તો સામો ઉભો રહીને હસવા લાગ્યો. તે કાગલ્યું વાંચતાં તે અમલદાર બૂમ પાડી ઉઠયો—

"લ્યો, આ જુઓ વળી ઇંગ્લંડની ગાદીનો કોઇ નવો દાવાદાર છે? જાણે ઇંગ્લંડની ગાદીના દાવાદારો પણ આજકાલ કુતરાના કાનની પેઠે

આ પોરીઓ તેજ છે. ત્યારે તેની આંખમાં અજાયબ રીતનું તેજ પ્રકાશી રહ્યું. તેનું મંદ પડી ગયલું લોહી ઉછળી આવ્યું, તેનાં સુસ્ત થઇ ગયલાં મ્હોંએ રતાશ પકડી અને મનમાંજ બોલ્યો કે, " આહ ? ચમત્કાર ! આ તો ઓફલામના ઓફળપોળનો જોન કેન્ટીનો પુત્ર ટોમ નહીં, પણ ખરેખરો ઇંગ્લંડના રાજાનો રાજપુત્ર, ઇંગ્લંડની ગાદીનો માલીક, અને ધુરંધર રાજ્યસત્તાનો ખરો હકદાર પોતેજ, મારી સન્મુખ બિરાજમાન થઇને ઇંગ્લંડની ગાદી ઉપર બેઠો છે ! આવા તરંગોની લહેરમાં ને લહેરમાં હેન્ડન ત્યાં ભોંય ઉપર ફસડાઇને બેસી ગયો. રાજાની હજુરમાં આ પ્રમાણે બેસી જવું એ અપમાન ભરેલું ગણાય એટલે હેન્ડનને બેસી ગયલો જોઇને તેની આજુબાજુએ ઉભેલાઓએ તેને ખરેજ અપમાન સૂચક શબ્દો કહીને તથા કેટલાકોએ તો તેને રાજને અપમાન કરવા જેવી અવિવેકી ચાલ ચલાવવા માટે સ્વાદ ચખાડવાને હાથ ઉચકવાની પણ તયારી કરી. આ સઘળી ગરબડે તખ્ત ઉપર અગાધ વિચારોના સાગરમાં તરતા મહારાજાધિરાજનું ધ્યાન ખેંચ્યું અને ડોકું લાંબું કરી તે ત્યાં જોઇ રહ્યો. જોતાંને વાર તેણે પોતે આજ્ઞા કરી કે-

"ખબરદાર ? કોઇ એને હાથ લગાડશો નહિ; એ બેઠો છે તેમાં તે પોતાનો હક ભોગવે છે, એને બેસવા દેવો."

આખું દીવાનખાનું જાણે વિજળીનો ચમકારો લાગ્યો હોય તેમ આખું ખસી ગયું અને સર્વ કોઇ પોતપોતાની જગા ઉપર ઉભા થઇ ગયા. શાંતિ અને ચુપકીદી તો એવી ફેલાઇ કે એક કાંકરી પડે તો તેનો પણ અવાજ સંભળાય. તે તકનો લાભ લઇ મહારાજાધિરાજે તખ્ત ઉપરથી નિચે પ્રમાણે એક ભાષણ કર્યું:—

"સાંભળો તમો સઘળાઓ, બાનુઓ, ઉમરાવો અને ગ્રહસ્થો ; આ સખસ મારો પૂર્ણ વિશ્વાસુ અને પ્રિય નોકર માઇલ્સ હેન્ડન છે, જે માઇલ્સ હેન્ડને પોતાના રાજકર્તાને શરીરને હાની પહોંચતી-અથવા કદાચ આગળ વધીને કહું તો મોતના ઘરમાંથી ઉગારવાને પોતાની તરવારનો ઉપયોગ કરવાને પણ વિલંબ લગાડયો નથી ; તે કામ માટે તેને રાજાના હુકમથી નાઇટ બનાવ્યામાં આવ્યો છે. વળી સાંભળો, તમે સઘળા દરબારીઓ ; પોતાના રાજકર્તા ઉપર આવી પડેલી ફટકાના મારની સજા પોતાના તન ઉપર ખેંચી, લઇને એણે તેને તે સજાની નામોશીમાંથી બચાવી વધુ મોટી સેવા બજાવી છે, અને તેટલાજ માટે તેને ઇંગ્લંડનો એક અમીર, અર્લ આફ કેંટ બનાવવામાં આવ્યો છે, અને તે દરજ્જો જાલવવા માટે તેને જાગીર તથા ઘટતું નાણું પણ રાજની તીજોરીમાંથી આપવામાં આવશે.

વધુ હું કહું છું તે ઉપર તમે સઘળાઓ ધ્યાન આપો, કે જે હક તેણે હમણાં આદશાહી પરવાનાથી ભોગવ્યો છે તે હક પણ તેને યાવતુનો આપવામાં આવ્યો છે; હું ફરમાવું છે કે એની પેઢીના મુખ્ય માણસો હવે પછીથી ઇંગ્લંડના રાજાની હજુરમાં પેઢી દર પેઢી, જ્યાં સુધી ઈંગ્લંડનો રાજ અમલ તપે ત્યાંસુધી, ઉભા નહિ રહેતાં બેસવાનો હક ભોગવશે. હવે આ સાંભળ્યા પછી તમો તેને છેડશો નહિ.”

એ સખસો, કેટલીક રોકાણને લીધે એજ સવારે લગાર મોડેથી શેહેરમાં આવ્યા હતા તેઓ પણ હાંફલાફાંફલા આ દરબારમાં પાંચેક મીનીટ થઇ આવી ઉભા હતા. રાજાના આ શબ્દો તેઓએ સાંભળ્યા; જ્યારે સર્વ કોઇ તેના આ શબ્દો તરફ અને તેના બતાવેલા ઉમદા ખવાસ તરફ વાહ વાહ કરી રહ્યા હતા, ત્યારે આ બંને સખસો તે સાંભળીને જાણે આશ્ચર્યચકીત બની ગયા હતા. તેઓ ઘડીમાં રાજા તરફ જોતા, તો ઘડીમાં હેન્ડન તરફ જોતા. તેઓ ગાભરા પડી ગયા હતા. એ બંને કોણ હતાં? એક તો સર હ્યુ અને બીજી લેડી એડીથ. હેન્ડન, એટલે નવા થયલા અર્લે, તેમને જોયાં નહતાં; તે તો રાજા તરફજ જોઇ રહ્યો હતો અને સ્વપ્નાઓ અને કલ્પિત કહાણીઓ જાણે તેની નજર સમીપ ખરાં સ્વરૂપમાં દેખા દેતા હતા, તેથીજ તે બબડતો ઉભો—“ઓ પ્રભૂ આ શું? આ કોણ, મારાં રક્ષણ હેઠલનો પેલો ભીખારડો! મારા આશ્રય હેઠલનો પેલો ઘેલો દીવાનો; જેના હજુર હું મારા ઘરમાં ૭૦ ઓરડાઓ ને ૨૭ નોકર ચાકરો હોવાનો રોપ મારતો હતો! તે આહ, જેના દીલમાં ચીંઠરાં સરખો પોશાક હતો તે, અને જે બાપડાને ખાવાને સુકા વાસી પાંઉના ટુકડા અને સુવાને ઘાસ પુલાનાં બીછાનાં હતાં તે પોરીયો! આ તેજ પોરીયો કે જેને મેં મારો દત્તક કરી લીધો હતો અને જેનું માથું ચસકેલું સમજી તે સાજું કરવાના ઉપાયો લેવા માંગતો હતો તે પોરીયો! આહા, પરમેશ્વર; આ મને કેવી નામોશી! કે હું અંદરનો ખરો ભેદ સમજી શકયો નહિ? હવે મને એવું થાય છે કે જાણે પૃથ્વી ફાટીને મને પેસવાને માર્ગ આપે તો તેમાં પેસીને પણ મારૂં મહો છુપાવું, કે આભ ફાટીને ખાડો પડે તો તેમાં પેસી જાઉં.”

અત્યાર સુધી તો હેન્ડન આ ચમત્કારીક ફેરફારથી દિગ્મુઢ થઇને ઉભો હતો, અને આવા આવા વિચાર કરતો હતો; પણ હવે તેને ભાન આવ્યું એટલે તેને લાગ્યું કે હું રાજ દરબારમાં, રાજાની હજુરમાં છું, રાજા મારા ઉપર આટલા બધા ઉપકારો રેડયો જાય છે તો શું હું અગગદ્ધાની પેઠે અવિવેકી થઇને બેસી રહું? નહિ, નહિ; હેન્ડન તને એ છાજે નહિ; ઉઠ, ખડો થા, અને વિવેકી બની જા. આવી રીતે ઉલટ

પકડી તે ઉભો થયો. પોતાનો ચીંથરેહાલ પોશાક જે જ્યાં ત્યાંથી ફાટીને ચીરાયલો હોવાથી ધ્વજા પતાકાઓની પેઠે હવામાં ફડફડ ઉડતો હતો તેને સમો કીધો, અને ગુંઠણીએ પડી નમન કર્યું, રાજા તરફ પોતાના હાથ લાંબા કીધા અને પોતાને આપવામાં આવેલાં માન અને ખેતાબને માટે તેનો ઉપકાર માન્યો અને ઈંગ્લંડના તાજો તખ્તને સદા રાજભક્ત રહેવાની પ્રતિજ્ઞાઓ લીધી. તે પછી તે જેમ બીજાઓ ઉભા હતા તેમ ઉભો થયો અને એક બાજુ ઉપર ખડો રહ્યો. સર્વ કોઈની નજર તેના તરફ લાગી રહી હતી. અદેખાઓના મનમાં અદેખાઈનો અગ્નિ પજરવા લાગ્યો હતો અને બીજા સઘળાઓ એ ભેદનો ખુલાસો જાણવાને ઈંતેજાર થઈ રહ્યા હતા.

પણ તુરતજ રાજાની નજર, સર હ્યુ ઉપર પડી અને તેને જોતાંજ તેણે ગુસ્સાથી ભવાં ચઢાવી, જુસ્સાથી રૂદ્રરૂપ આંખ કરી હુકમ કર્યો કેઃ—

"આ ઠગારા પાસેથી તેનો ખોટો દોર દમામ અને તેણે પચાવી પાડેલી મીલકતો એકદમ જપ્ત કરી લ્યો અને હું તેને ફરીથી મારા હજુર રજુ કરવા હુકમ કરૂં ત્યાં સૂધી તેને એક ઓરડીમાં તાળું મારીને મજબુત ચોકી પહેરા હેઠલ કેદ કરો; ચલાવો. ઢીલ થવી ન જોઈએ."

રાજાના છેલ્લા શબ્દો હજુ તો પૂરા થયા નહિ તેટલાંજ પેહેરેગીરોએ સર હ્યુને પકડયો; અને તેને ત્યાંથી લઈ જવામાં આવ્યો.

આ બનાવથી, દરબારમાં ગભરાટ ચાલી રહ્યો; ભેદ શું છે તે કોઈ સમજી શકયું નહિ, અને ભેદનો ખુલાસો થયા વગર સર્વને આવા ઓચિંતા હુકમથી તાજુબી ઉપજે તેમાં નવાઈ પણ શી ? નૂતન નૂતન તર્કો કરવામાં આવે તેનાં પરિણામમાં ગમે તેમ રાજાનું ભુંડુ પણ બોલાય તેમાંએ આશ્ચર્ય શું ? સર હ્યુને દરબારમાંથી અપમાન ભરેલી રીતે લઈ જવામાં આવ્યા પછી, રાજા; બીજી તરફ ભપકા ભરેલા પોશાકમાં ઉભેલા ટોમ કેન્ટી તરફ ફરીને બોલવા લાગ્યો. રાજાને, પોતાને માટે કાંઈક બોલતો સાંભળીને ટોમ કુરનસ બજાવી ગુંઠણીએ પડયો અને તે પછી રાજાએ તેની પીઠ ઉપર બહુ હેતથી હાથ મુકી નિચે પ્રમાણે ભાષણ ચલાવ્યું—

"છેલ્લાં થોડાંક અઠવાડિયાંની મારી ગેરહાજરીમાં શું શું બનાવ બન્યા છે તે મારી જાણમાં આવ્યા છે, અને તેં જે પ્રકારે રાજ્ય વહિવટ ચલાવ્યો છે તે જાણીને મને અત્યાનંદ થયો છે. ખરેખરા બાદશાહી દરજ્જાને છાજતી દયા અને નમ્રતાથી તેં એ રાજ સત્તા ભોગવી છે. પણ મારે હવે તને પુછવાનું તે એ કે તારી મા અને બ્હેનોનો તને પત્તો મળ્યો છે કે નહિ ? જો મળ્યાં હશે તો તેમની અહીં સારી બર-

દાસ્ત કરવામાં આવશે, અને તારા પિતાને-જો તારી ઇચ્છા હશે અને કાયદો રજા આપશે તો-ફાંસી ચઢાવવામાં આવશે. મારો અવાજ જે સઘળાઓ સાંભળી શકો છો તેઓ સર્વ સાંભળજો કે, આજથી, પેલાં ક્રાઇસ્ટ ચર્ચમાં રહેનારાઓ, જેઓ રાજની બક્ષેસથી જીવે છે તેમને તેમનાં મન તથા અંતઃકરણને કેળવવામાં આવવા ઉપરાંત તેમનાં ડોઝરાં ભરવાનું પણ ચાલુ રહેશે;-અને આ છોકરો ત્યાં રહેશે, તેના ગવરનરોમાં વડાનો ઓદ્ધો પોતાની જીંદગી પર્યંત ધરાવશે. વળી તમે સૌ ધ્યાનમાં રાખજો, તમો સઘળાઓ, કે એજ છોકરો એકવાર રાજપદે બિરાજ્યો છે, માટે બીજાઓ કરતાં તે વિશેષ માન મરતબાને લાયક છે, માટેજ આ તેના અંગપરનો પોશાક એ તેને રાજ પોષાક તરીકે અર્પણ થયો છે; કારણ એ પોષાકથી તે સર્વના ઓળખાણમાં આવશે, એ પોષાકની કોઇથી નકલ થઇ શકશે નહિ અને જ્યાં પણ તે જશે ત્યાં એ પોશાકથી સર્વ કોઇ જાણી શકશે કે તે એક બાદશાહી ઉમરાવ છે અને તેમ જાણ્યા પછી કોઇ તેને તેનું લાયકનું માનપાન આપવાને ચુકશે નહિ. રાજનું રક્ષણ તેના ઉપર કાયમ છે; તાજનો આશ્રય તેને સદાય મળશે અને હવે પછી તે "રાજાના વાર્ડ"નાં નામથીજ ઓળખાશે અને લખાશે."

ગર્વથી ઉભરાઇ જતો ટોમ કેન્ટી, તે આપણો પુરાણો મિત્ર ભીખારડો જોન કેન્ટી-તે ભીખારડા પોરીયાએ ઉભા થઇને રાજાના હાથને ચુંબન કર્યું અને તેને બડાં માનપાન સાથે રાજાની હજુરમાંથી લઇ જવામાં આવ્યો. અહીંથી નિકળ્યો તેવોજ વગર વખત ગુમાવવે પોતાની માં તથા બેહનો નાન અને બેટને આ સઘળા ઇતિહાસથી વાકેફ કરવા અને પોતાને મળેલાં સુખનો લાભ જલદીથી લેવા માટે દોડયો. (૧૩)

---

## ઉપસંહાર.

### ન્યાય અને કૃતજ્ઞતા.

છેલા બનાવનો તમામ ભેદનો પડદો ખુલ્યો ત્યારે હ્યુ હેન્ડનના એકરારથી માલમ પડયું કે, તેની સ્ત્રીએ, તેના હુકમને લીધેજ **માઇલ્સનો** ઇન્કાર કર્યો હતો અને **માઇલ્સ** જ્યારે પોતાનો હકદાર વારસો લેવાને પોતાના બાપીકા હેન્ડન હોલમાં ગયો ત્યારે હ્યુ હેન્ડને ગભરાઇને આ બલાને બહારથીજ હડસેલી કાઢવાને પોતાની સ્ત્રીને તાકીદ કરી હતી કે, **માઇલ્સને** ઓળખવાનો સાવ ઇનકાર કરવો અને તેવો ઇનકાર કરશે

(૧૩) પુસ્તકને છેડે નો. ૧૩ વાળી નોટ જુઓ.

તોજ તેણી જીવતી રહેવા પામશે. હ્યુની સ્ત્રીએ આ ખોટું કામ કરવાની પહેલાં ના પાડી, અને પોતાનો જીવ જાય તો ભલે જાય એવો આગ્રહ ધરી હ્યુને કહ્યું—એમ જણાવીને કે તે પોતાના પ્રાણની રતિભાર દરકાર કરતી નથી. તેણીએ માઇલ્સનો ઇનકાર કરવાની ના પાડી. હ્યુ આથી વિશેષ ગભરાયો; એટલે તેણે તેને તોડવાનો બીજોજ ઉપાય લીધો, અને તેને જીવતી રાખી માઇલ્સને ઠાર કરવાની ધમકી આપી. હ્યુનો તે સમયે ઝાઝો દોર ચાલતો હતો અને આ કામ કરે તેવો ઘાતકી હતો. એટલે બાઇ બાપડી મુંઝાઇ અને માત્ર માઇલ્સના પ્રાણને ખાતરજ, પોતે માઇલ્સનો ઇનકાર કરવાની કબુલાત હ્યુને આપી હતી.

ભાઇની મીલકત ગેરકાયદે ઉચાપત કરવાના કે પોતાની સ્ત્રીને ઠાર કરવાની ધમકી આપવાના વાંક માટે હ્યુ ઉપર કાયદાનું કશું કામ ચલાવવામાં આવ્યું નહિ; કારણ કે સ્ત્રી તથા હેન્ડને તેની સામે જુબાની આપવાની ના પાડી. હ્યુ પોતાની સ્ત્રીને તજીને બીજા દેશમાં ચાલી ગયો, જ્યાં તે ભટકી ભટકીને મરણ પામ્યો; અને તે પછી હેન્ડન, અર્લ આફ કેન્ટ તેની સ્ત્રી જોડે પરણ્યો. આ નવું જોડું લગ્નના ગાંઠથી જોડાઇને હેન્ડન હોલમાં પહેલી મુલાકાતે ગયું ત્યારે, ભારી હર્ષ અને આનંદ થઇ રહ્યો હતો.

ટોમ કેન્ટીનો બાપ તો કયાં ચાલ્યો ગયો તે ફરીથી જણાયુંજ નહિ. જે ખેડુતને ડામ દઇને ગુલામ તરીકે વેચવામાં આવ્યો હતો તેની શોધ, રાજાએ કરાવી અને હાથ લાગ્યા પછી તેણે તેને બદમાસોના ટોલાંમાંથી બહાર કહાડી સુખથી ગુજરાન ચાલે એવાં સાધનો કરી આપી રસ્તે મુકયો.

કેદમાં મળેલા પેલા બુઢા બારીસ્ટરને તેણે કેદમાંથી મુક્ત કીધો તથા તેની દંડની શિક્ષા માફ કીધી. જે બે બાપ્ટીસ્ટ પંથની સ્ત્રીઓને ચેહમાં સળગાવી દેવામાં આવી હતી તેની બંને દીકરીઓની ખોળ કરાવી તેને સારી રીતે આશ્રય આપી નવાજી. માઇલ્સ હેન્ડનની પીઠ ઉપર નિર્દયપણે ફટકા મારનારા પેલા અમલદારને પકડી મંગાવી તેને તેનાં નિર્દયપણાનો અચ્છો સ્વાદ ચખાડયો.

રસ્તે ભટકતાં પેલાં બાજ પક્ષીને ચોરી જનારા પેલા બે છોકરાઓને ફાંસીની જે સજા ફરમાવવામાં આવી હતી તે તેણે રદ કરી, તેમજ જે સ્ત્રીએ એક વણકરનું નાનું સરખું લુગડું ચોર્યું હતું તેની ફાંસીની સજા પણ તેણે રદ કરી; પણ બાદશાહી જંગલમાંનો એક હરણને મારનાર એક માણસને ફાંસીની સજા થઇ હતી તે સજા રદ કરવાનો હુકમ ઘણો મોડો નિકળ્યો, કારણ તે હુકમ નિકળતાં પહેલાંનો તે બાપડાને યમપુરીમાં પહોંચાડી દેવામાં આવ્યો હતો.

હુકરનું ચિત્ર ચોરવાના વાંક માટે પોતે સપડાયો હતો તે વેળા તેને સજા કરતાં જે ન્યાયાધિસે તેના તરફ દયા દેખાડી હતી તેના ઉપર તેણે મહેરબાની કરી અને તેને મોટા માનપાનના ઓધા ઉપર ચઢાવ્યો.

જ્યાં સુધી રાજા જીવ્યો ત્યાં સુધી તેણે પોતાનાં આ સાહસકર્મની કથા પહેલેથી તે છેલ્લે સુધી, કાંઈ પણ વાત છુપાવ્યા વગર લોકો આગળ કરતો હતો અને પોતાનાં આ સાહસ દરમ્યાન મેળવેલા અનુભવથી તે કેવો મક્કમ અને દ્રઢ બન્યો હતો તેની સઘળી વાત તે રસ લઇ લઇને કહેતો હતો, અને મરણ પર્યંત તે વાતની તાજી ને તાજી યાદ તેના મનમાં રમી રહી હતી.

માઇલ્સ હેન્ડન અને ટોમ કેન્ટી રાજાના માનીતા થઇ પડયા હતા. જીંદગી પર્યંત તેઓ તેના જાની મિત્ર થઇ રહ્યા હતા અને તે મરણ પામ્યો ત્યારે તેના મુખ્ય અને અંતઃકરણથી શોક કરનારા હતા. ભલા અર્લ આફ કેન્ટે પોતાને મળેલાં માનનો ઉપયોગ ઓધ્ધાને છાંજતી રીતે કર્યો હતો; પણ પોતાને મળેલા અજાયબ સરખા હકનો ઉપયોગ તે બહુ સંભાળથી અને જવલ્લેજ કરતો. એ હક તેને મલ્યા પછી માત્ર બે વાર તેણે તેનો ઉપયોગ કર્યો હતો, એક વાર તે હકનો ઉપયોગ તેણે રાણી મેરીના રાજ્યાભિષેકને સમયે અને બીજીવાર રાણી એલીઝાબેથના રાજ્યાભિષેક સમયે કર્યો હતો. તે પછી તે હકનો ઉપયોગ, તેની પછીના તેના એક વંશજે, જે પહેલા જેમ્સના રાજ્યાભિષેક સમયે કર્યો હતો. બહુ લાંબી લાંબી મુદતે આ પ્રમાણે આ હકનો ઉપયોગ થતો રહેવાથી તે હકને લગતી હકીકત લોકોના મનમાંથી લગભગ નિકળી ગઇ હતી. એક વાર આ હકનો ઉપયોગ, લગભગ પા સદીના ગાળા પછી થયો હતો; જેથી તે દિવસનો કેન્ટ, પહેલા ચાર્લ્સ રાજા અને તેની દરબાર હજુર હાજર થઇ, પોતાના વંશનો હક ભોગવવાને રાજાની હજુરમાં પલાંઠો વાળીને બેસી ગયો ત્યારે દરબારમાં કેટલીક ગડબડ થઇ રહી. ગરબડનો તુરત ખુલાસો કરવામાં આવ્યો અને તેમ કરીને કેન્ટ કુટુંબનો હક નકી કરવામાં આવ્યો. એ કુટુંબનો છેલ્લો અર્લ રાજાની તરફથી લડતાં કોમનવેલ્થની પ્રસિદ્ધ લડાઇમાં માર્યો ગયો અને તેની જોડેજ તેનો આ વિચિત્ર હક પણ ઘોરમાં દટાયો.

ટોમ કેન્ટી લાંબુ આયુષ્ય ભોગવી, વૃદ્ધાવસ્થા સમયે સફેદ થયલા વાલ અને ગંભીર ચેહેરો સર્વને આકર્ષે તેવો થયો હતો. મરણ સુધી તે માન પાનનો ભોગી રહ્યો. તેનો વિચિત્ર પોશાક, તે જ્યાં જતો ત્યાં સર્વને સ્મરણ કરાવતો કે, આ પહેરનાર પુરૂષ એકવાર ઈંગ્લંડનો રાજા હતો, એટલે જ્યાં જ્યાં તે જતો ત્યાં ત્યાં ભેગા થયલાં લોકો તેને માન

આપી તેને રસ્તો આપતાં અને તુરત માથેથી ટોપી ઉતારી તેને સત્કાર કરવાને ચુકતાં નહિ. તેમની સલામ તે હસ્તે મુખડે લેતો એને કેવા વિચિત્ર સંજોગોથી તે આવી ઉત્તમ સ્થિતિને પામ્યો છે તેનું તે સ્મરણ કરતો હતો.

રાજા છઠ્ઠો એડવર્ડ, થોડાંજ વરસ જીવ્યો, પણ તેટલી મુદત તેણે બહુ સજ્જન પુરૂષને છાજતી રીતે પસાર કરી. જ્યારે પણ કોઇ અમીર ઉમરાવ કે અધિકારી તેના દયાલુ સ્વભાવ સામા તકરાર કરતો, કે કોઇ કાઢવા ધારેલા કાયદા બહુ નરમ છે એવી બાથ ભીડતો ત્યારે, રાજા તેના તરફ બહુજ માયાળુ અંતઃકરણથી તેને નિચલો એક ઉત્તર આપતો—

“ભાઇ, જુલમ અને દુઃખનો તને શું અનુભવ છે? તે અનુભવ માત્ર હું અને મારી પ્રજાજ માત્ર જાણે છે, તે તું જાણતોજ નથી.”

છઠ્ઠા એડવર્ડનો અમલ દયા ને કરૂણાથી ભરેલો પસાર થયલો છે અને હવે આપણે પણ તેનું સ્મરણ કરીને છેલ્લા રામ રામ!



# પુસ્તકમાં આવેલી નોટોના ખુલાસા.

---

## નોટ નં૦ ૧—પ્રકરણ ૪ થું—પૃષ્ટ ૧૫.

તે વેળા પોશાકોના ફેરફારના સંબંધમાં બહુ ધ્યાન આપવામાં આવતું હતું. શીખાઉ અને કામદાર માણસોને લાંબા ઝભા અને બ્લુ રંગનાં મોજાઓ પહેરાવવામાં આવતાં હતાં. કોટ ડીલમાં ટટરબંધ બેસતોજ કરાવવામાં આવતો, પણ તેની બાંહે બહુ ઢીલી રાખવામાં આવતી. વળી તળે બાંહે વગરનો એક બીજો કોટ પહેરાવવામાં આવતો; કમરે ચામડાંનો લાલ રંગનો પટો, ગરદને એક પટી, અને નાની ચપટી કાળા રંગની ટોપી, જેનું કદ સુમારે રકાબીના સરખું હતું.

## નોટ નં૦ ૨—પ્રકરણ ૪—થું—પૃષ્ટ ૧૭.

એમ માલમ પડે છે કે, ક્રાઇસ્ટ આસ્પિટાલ જ્યારે પહેલી સ્થાપવામાં આવી ત્યારે તે નિશાળને માટે ન હતી; તેનો મુખ્ય હેતુ મહોલ્લામાં ભટકતા છોકરાંઓને આશ્રય આપવા, અને તેમને ઉછેરીને મોટાં કરવા વગેરેનો હતો.

## નોટ નં૦ ૩—પ્રકરણ ૫ મું—પૃષ્ટ ૨૯.

રાજા આ સમયે મરણની નજદીક હતો, અને રખેને નોર્ફોક છટકી જવા પામે તે માટે તેણે આમની સભાને, તેને ફાંસી લટકાવવાનું બીલ જલદીથી પસાર કરવાની તાકીદ કરી; અને તેમાં બહાનું એવું બતાવ્યું કે, નોર્ફોક, અર્લ માર્શલનો ખિતાબ ભોગવે છે, તે જગા ઉપર બીજાની નિમણુક કરવાની જરૂર છે, કે જે પ્રિન્સ આફ વેલ્સને રાજ્યાભિષેક કરવાની નજદીક આવેલી તકે, પોતાના ઓદ્ધાની ફરજ બજાવે.

## નોટ નં૦ ૪—પ્રકરણ ૭ મું—પૃષ્ટ ૩૯.

૭ મા હેન્રી રાજાના રાજ અમલ સુધી, જે પણ શાકભાજી ઈંગ્લંડમાં વપરાતી હતી તે હોલાંડ અને ફ્લાંડર્સથી આયાત થતી હતી. રાણી કાથેરાઈનને જ્યારે ખાલી સાલડ ખાવાનો શોક થતો ત્યારે તે માટે તેને છેક ત્યાં સુધી કાસદ મોકલવો પડતો.

## નોટ નં૦ ૫–પ્રકરણ ૮ મું–પૃષ્ઠ ૪૦.

ઉમરાવોની સભાએ, બંધવાને તપાસ્યા વગર, તેની સામાની જુબાની સાંભળવાની દરકાર કીધા વગર તેને ફાંસી લટકાવવાનું બીલ પસાર કરી, આમની સભામાં મોકલી દીધું; આમની સભાએ રાજાને હુકમ માથે ચઢાવ્યો, અને રાજાએ તેના ઉપર પોતાની મહોર છાપ મારીને બીજેજ દિવસે, એટલે તા૦ ૨૯ મી જાન્યુઆરીને દિવસે ડયુકને ફાંસી દેવાનો હુકમ કીધો.

## નોટ ના. ૬–પ્રકરણ ૧૦ મું–પૃષ્ઠ ૫૦.

આ કટોરો, "લવીંગ કપ"નાં નામથી ઓળખાતો હતો અને તેમાંથી દારૂ પીચવાની જે ક્રિયા થતી હતી તે અંગ્રેજી ઈતિહાસથી પણ જુના કાળની છે. તે ક્રિયા ડેનીશ મૂળમાંથી જન્મ પામેલી ગણાયછે. અંગ્રેજી ખાણા ઉપર આ કટોરાની ક્રિયા સદા ચાલુ હતી. તેના સંબંધમાં દંતકથા એવી ચાલે છે કે, પ્રાચીન જંગલી કાળમાં બંને પીનારાઓના બંને હાથો રોકાયલા રહે એવી સાવચેતી વાપરવામાં આવતી; એટલે આપનારનું હેત અને લેનારની પ્રીતિ જરા પણ કમી સમજાય નહિ.

## નોટ ના. ૭–પ્રકરણ ૧૧ મું–પૃષ્ઠ ૫૫.

જો રાજા હેન્રી આઠમો થોડા કલાક વધુ જીવ્યો હોત, તો ડયુકને ફાંસી ચઢાવવાનો તેનો હુકમ અમલમાં આવી ગયો હોત. પણ રાજા આગલી રાત્રે મરણ પામ્યો છે એવા સમાચાર ટાવરમાં જઈ પુગતાંજ લફટેનંટે તે હુકમ અમલમાં મુકવાનું અટકાવ્યું; અને નવા રાજ અમલની શરૂઆતમાં, ડયુક સરખા એક મોટા ઉમરાવના પ્રાણઘાત સાથે કરવાનું કાઉન્સીલને યોગ્ય લાગ્યું નહિ, કે જેને વળી તે સજા બહુ અન્યાયી અને ઘાતકીપણે કરવામાં આવી હતી.

## નોટ ના. ૮–પ્રકરણ ૧૪ મું–પૃષ્ઠ ૭૪.

પેહલા જેમ્સ અને બીજા ચાર્લસ રાજાએ "વ્હીપીંગ બોય" રાખ્યા હતા. તેઓ નિશાળે ભણતા અને ભણવામાં કાંઈ ભુલચુક પડતી ત્યારે તેમને કરવાની સજા, રાજબીજ હોવાને લીધે, તેમને નહિ કરતાં, તેમની વતી ઠરાવેલા એક છોકરાને કરવામાં આવતી, જેને તે માટે ચોકસ લવાજમ મળતો, તે પ્રમાણે આ વાર્તાના નાયક રાજાને પણ એક "વ્હીપીંગ બોય"ની મદદ આપવામાં આવેલી બતાવવામાં આવી છે.

## પ્રકરણ ૧૫ માની સામાન્ય નોટ.

જુવાન રાજા પોતાના મામા તરફ બહુજ હેત ધરાવતો હતો જે લોર્ડ જાતે બહુજ મધ્યમસર વર્તનારો અને દયાળુ સ્વભાવનો હતો. એના અમલમાં, ઘણાક કાયદાઓની સખતાઈ દૂર કરવામાં આવી હતી. ખાલી શબ્દો માટે કોઇને ગુન્હેગાર ઠરાવવાનું ધોરણ રદ કરવામાં આવ્યું હતું, પણ તેમાં એક

માસની મુદત આપવામાં આવી હતી. આવી રીતે આગલાં રાજ્યોમાં પસાર થયલા ઘણાક સખત કાયદાઓનું ઝેર ઓછું થઈ ગયું હતું, અને શહેરી હકો તેમજ ધર્મ સંબંધી બાબતોમાં પ્રજાને ઘણાક પ્રકારનું છુટાપણું મળવા લાગ્યું હતું.

રાજા આઠમા હેન્રીના રાજ્યમાં મનુષ્યને ઝેર દેનારાઓને પાર્લામેંટના કાયદાની રૂએ ઉકળતી કડામાં નાખીને મારી નાખવામાં આવતા હતા તે કાયદો પણ તે પછીના રાજ અમલમાં રદ કરવામાં આવ્યો હતો. જર્મનીમાં છેક ૧૭ મી સદીમાં આ ઘાતકી સજા, ખોટા સિક્કા બનાવનારાઓને કરવામાં આવતી હતી. ૧૬૧૬ માં એવી સજા હેમ્બર્ગમાં એક માણસ ઉપર અમલમાં મુકવામાં આવી હતી તેનું વર્ણન ટેલર નામના એક કવિએ કર્યું છે. ખોટા સિક્કા બનાવવાના વાંક માટે પકડાયલા એક સખસને ઉકળતી કડામાં નાખીને મારી નાખવાની સજા કરવામાં આવી હતી; તેપણ કેવી રીતે ? એકદમ તેને ઉપાડી કડામાં નાખી દેવામાં આવ્યો નહિ, પણ બગલમાંથી દોરડાં બાંધી તેને કપી વડે ઉંચે લટકાવવામાં આવ્યો અને નીચે કડા ઉકલતી. કપ્પીનું દોરડું ધીમે ધીમે ઉતારી તેને ધીમે ધીમે નિચે ઉતારવામાં આવ્યો, જે વેળા ઉકળતી કડામાંથી નિકલતી ગરમ બાફથી તે અરધો બળીને છોલાઈ ગયો; પછી તેને અંદર ઝોકાવવામાં આવ્યો. એમ કરતાં પહેલાં તેના પગ અને પછી શરીર તેલમાં નાખવામાં આવતું.

## નોટ ના. ૯—પ્રકરણ ૧૫ મું—પૃષ્ટ ૮૯.

એક સ્ત્રી અને તેની નવ વરસની નાહની છોકરીને તેમના પ્રાણ, ભૂત પિશાચને અર્પણ કરવાના તથા પોતાનું મોજું કાઢી નાખીને તોફાન ઉભું કરવાના અપરાધ માટે હંટીંગડનમાં ફાંસી દઈ મારી નાંખવામાં આવી હતી.

## નોટ નં૦ ૧૦—પ્રકરણ ૧૭ મું—પૃષ્ઠ ૧૦૧.

બાપડા શાહજાદાને ખબર ન હતી કે, જે કાયદાની રૂએ આ ખેડુતને સજા ભોગવવી પડી તે કાયદો ખુદ તેનાજ અમલમાં પસાર થવાનો હતો. તે ઘડાઈને તયાર થયલો હતો, પણ પસાર થયો ન હતો. પણ આટલું તો માનવા જોગ છે કે, તે કાયદો ઘડવાની સુચના તેના પોતાના તરફથી થઇ ન હતી.

## નોટ નં૦ ૧૧—પ્રકરણ ૧૭ મું—પૃષ્ઠ ૧૪૭.

કનેક્ટીકટ અને ન્યુ હેવનમાં જ્યારે નવા કાયદાઓ બાંધવામાં આવ્યા ત્યારે ૧૨ પેન્સની ઉપરની કિમતની ચોરી કરવાના અપરાધોને ઈંગ્લંડમાં ફાંસીની સજાને લાયક ગણવામાં આવતા હતા, અને તે છેક પહેલા હેનરીના અમલથી ચાલ્યું આવતું હતું. ઈંગ્રેજી કાયદામાં એ હદ ૧૩ાા પેનીની ઠરાવી હતી, એટલે એટલી કિમતથી વધુની ચોરી કરનારને ફાંસીની સજા ફરમાવવામાં આવતી હતી.

## નોટ નં૦ ૧૨–પ્રકરણ ૨૭ મું–પૃષ્ઠ ૧૮૨.

ઘોડી, બાજ પક્ષી ચોરવાનો કે વણકરને ત્યાંથી કપડાનો ટુકડો ચોરનાર ફાંસીની સજાને પાત્ર ગણાતો; તેમજ રાજાનાં જંગલમાંથી હરણને મારવું એ પણ ફાંસીને લાયકનો ગુન્હો ગણાતો. રાજ્યમાંથી મેંઢાંની નિકાશ કરવી એ પણ ફાંસીનો ગુન્હો ગણાતો. વીલિયમ પ્રાઈન નામના એક વિદ્વાન બારિસ્ટરને છઠા એડવર્ડના અમલ પછી ઘણેક વખતે તેના બે કાન કાપી નાખી તેને કેદ કરવાની અને ત્રણ હજાર પૌંડના દંડની સજા કરવામાં આવી હતી; ઉપરાંત જીંદગીપર્યંત કેદની સજા થઈ હતી. ત્રણ વરસ પછી તેણે રાજવંશ સામા ચોપાનિયું પ્રગટ કરી, ગુન્હો કીધો તે માટે તેની ફરી તપાસ ચલાવવામાં આવી અને તે અપરાધી ઠર્યાથી તેનાં બાકી રહેલાં કાનનાં ઠુંઠાં કાપી નાખવાની, પાંચ હજાર પૌંડના દંડની, બંને ગાલો ઉપર ડામ દેવાની અને જીંદગી પર્યંતનાં કેદની સજા કરવામાં આવી. જેવી આ સજા સખત હતી તેવાંજ ઘાતકીપણાથી તે અમલમાં મુકવામાં પણ આવી હતી.

## નોટ નં૦ ૧૩–પ્રકરણ ૩૩ મું– પૃષ્ઠ ૨૩૧.

ક્રાઇસ્ટ આસ્પિટાલ અથવા બ્લુ કોટ સ્કુલ, દુનિયામાં ઉતમ ખાતું ગણાતું હતું. તે બાંધવા માટેની જગા ૮ મા હેનરી રાજાએ આપી હતી. તે પછી ૬ ઠા એડવર્ડે તે મકાનને સમરાવી વધાર્યું હતું અને તેમાં બ્લુકોટ સ્કુલ સ્થાપિ હતી અને તેમાં ગરીબ લોકોનાં બાળકોને કેળવણી આપવાનો તથા ઉછેરવાનો હેતુ રાખવામાં આવ્યો હતો. તેના મોટા હોલમાં ૬ ઠા એડવર્ડ રાજાની મોટી છબી ટાંગવામાં આવી છે. તેને તખ્ત ઉપર બેસાડી ડાબા હાથમાં રાજદંડ આપવામાં આવ્યો છે, અને બીજે હાથે તે લોર્ડ મેયરને ખિતાબ આપે છે. એક તરફ ચાન્સેલર રાજમહોર લઈ ઉભો છે અને બીજા હાથ ઉપર બીજા દરબારીઓ ખડા છે; બીજી એક હારમાં છોકરાઓ અને તેની સામી હારમાં નાજુક બાળકીઓને ઉભી રાખવામાં આવી છે. તેનો ડાઈનીંગ હોલ, તેની વચલી ગાલરી અને આરગનવાળી ગાલરી સાથે ૧૮૭ ફીટ લાંબી, ૫૧ ફીટ પોહળી અને ૪૭ ફીટ ઉચી જગા રોકે છે. નવ બારીઓ તેમાં મુકવામાં આવી છે. તેમાં લગભગ ૮૦૦ છોકરાઓ ભોજન લે છે. ખાણામાં પનીર લાકડાના કટોરામાં, ને બીર દારૂ લાકડાના ડોઈચામાં રેડવામાં આવે છે, અને રોટલી મોટી ટોપલીઓમાં આણવામાં આવે છે. ખાણા વખતે અધિકારી મંડળ, લોર્ડ મેયર પોતાની ખુરશી ઉપર પ્રમુખસ્થાને બીરાજે એટલે આરગન સાથે એક ગાયન ગાઈ પ્રાર્થના કરવામાં આવે છે; વડો છોકરો માંચડા ઉપર ચઢી પ્રાર્થના કરે છે. પ્રાર્થના પછી ખાણું સરૂ થાય છે અને તમાસગીરો ટેબલની વચેથી પસાર થાય છે. તે ખલાસ થતાં નિર્માણ થયલા છોકરાઓ ટોપલીઓ, જામો, કટોરા, ડોઈચા, મીનબતીઓ વગેરે સાથે સરઘસના આકારમાં ત્યાંથી દેવલના લાગતા વળગતાઓને નમતા પસાર થઇ જાય છે, આવાં એક ખાણાનો દેખાવ નાંમદાર મેહારાણી તથા પ્રિન્સ આલબર્ટે ૧૮૪૫ માં જોયો હતો.

આ ગ્રેજ્યુએટ છોકરાઓમાંના ઘણાકો બહુ પ્રસિદ્ધીને પામ્યા છે; દાખલા તરીકે જોશુઆ બાનસ અધિપતિ થયો હતો, જેરેમીયા માર્કલાંડ પ્રસિધ ટીકાકાર થઇ ગયો છે; કામદન પ્રાચીન શોધક હતો, સામ્યુઅલ રીચાર્ડસન નવલ ગ્રંથ કર્તા થયો છે, થામસ મીચલે એરીસ્ટોફેન્સીનું ભાષાંતર કર્યું છે; થોમસ બાર્નસે લંડન ટાઈમ્સનું અધિપતિપણું ભોગવ્યું હતું.

સાત વરસની ઉમરની અંદરના તેમ નવ વરસની ઉપરનાને દાખલ કરવામાં આવતા નથી, તેમ પંદર વરસની ઉમર થઈ કે તેને રજા આપવામાં આવે છે. ૫૦૦ ગવરનરો છે, જેના ઉપરી તરીકે ઈંગ્લંડનો રાજા અને પ્રિન્સ આફ વેલ્સની નીમણુક થાય છે. ૫૦૦ પૌંડ ભરનાર ગવરનર થઇ શકે છે.

૧૯૭૩૨



ટેવો, પૃ. ૮૧૬. કીમત રૂ ૪.

# રેબીયન નાઈટ્સ.

( ચિત્ર ૧૭૫ )

...ત બીજી: વિલાયતથી મંગાવેલાં ૧૭૫ મોટાં સુંદર ચિત્રો
પહેલી આવૃત્તિની કીમત રૂ ૬) હતી, તે ઘટાડી છે. ચિત્રો
સુંદર છે, પુઠાં પાકાં છે. વાર્તાઓ એવી તો સરસ છે કે તેના
...ી વિશેષ જરૂર નથી. એકવાર ગ્રંથ હાથમાં લીધો તે પાછો
...રમશેજ નહીં. એવો કોણ હશે કે જે આવાઃ મનરંજન પુસ્તક
...નો હશે?

...ગ્લંડનો વડો પ્રધાન મી० ગ્લાડસ્ટન લખે છે કે, 'જ્યારે જ્યારે
તે કામના બોજાથી થાકી જાય છે, ત્યારે ત્યારે, વિશ્રાન્તિ મેળવવા
મનને આનંદી બનાવવાને, જે જે પુસ્તકો વાંચે છે તેમાં અરે-
બીઅન નાઈટ્સ પણ છે.'

મી० લેબુસાયરે ઘરમાં રાખવા જેવા જે ૧૦૦ ગ્રંથો ગણાવ્યા
છે તેમાં પણ અરેબીઅન નાઈટ્સ છે.

આ ભાષાંતરને માટે સઘળાં વર્તમાનપત્રોએ વખાણ કીધાં છે,
ને તેના રસને માટે તો સૌ કોઇ ચકીત થઇ ગયા છે. પુંઠાં પાકાં.

---

ડેમી ઓકટેવો, પૃ. ૭૭૨. કિંમત રૂ ૩.

ભક્તશિરોમણિ કવિ ગિરિધર કૃત.

# શ્રીકૃષ્ણ ચરિત્ર.

## સુંદર બાર ચિત્રોસહિત.

એના રસ આગળ અને વાણીની ઝમક આગળ સર્વ નિરસ છે.
એમાં એવી રમણીયતા છે જે રસીકોના મનને પરમાનંદમાં લીન કરી મૂકે
છે. ગુજરાતમાં ગામ ગામ કથાભટો કથા કરે છે ત્યાં શ્રીકૃષ્ણચરિત્ર
સાંભળનારાઓ જે ટોળાબંધ ભેગાં થાય છે તે એના [illegible]
પ્રસન્ન થયા વગર રહેશે નહીં.

સૂચના-ઓછું ભાટિયા ભક્તજનની [illegible]
નકલ ટપાલ સિક્કે રૂ ૨) માં-ત્રણ માસ [illegible]

